# ડૉ. બાબાસાહેબ આંબેડકર
# સંપૂર્ણ અક્ષરદેહ

## ગ્રંથ : ૬

## હિંદુધર્મનું તત્ત્વજ્ઞાન

પ્રકાશક :
ડૉ. આંબેડકર ફાઉન્ડેશન, કલ્યાણ મંત્રાલય
ન્યુ દિલ્હી અને
રમતગમત, યુવા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગ
ગુજરાત રાજ્ય : ગાંધીનગર
૧૯૯૭

# પ્રકરણ-૧

# હિંદુધર્મનું તત્ત્વજ્ઞાન

'હિંદુ ધર્મનું તત્ત્વજ્ઞાન'ની હસ્તપ્રત એક જ જગ્યાએથી સારી રીતે બંધાયેલી સ્થિતિમાં મળી આવેલી જેના અંગે અમે માનીએ છીએ કે તે એક પૂર્ણ થયેલો લેખ છે. એવું પણ સંભવ છે કે, એક મોટા પુસ્તકના આયોજનનું આ એક પ્રકરણ પણ હોય ! આ મૂળ પ્રત ૧૬૯ મોટા પાનામાં ટાઈપ કરેલી સ્થિતિમાં મળી આવી છે. (સંપા.)

## ભાગ-૧

## હિંદુધર્મનું તત્ત્વજ્ઞાન

હિંદુ ધર્મનું તત્ત્વજ્ઞાન શું છે ? હિંદુ ધર્મ અંગે ક્રમબદ્ધ તાર્કિક વિચાર કરવા માંડીએ એટલે હિંદુ ધર્મનું તત્ત્વજ્ઞાન એટલે શું ? તે પ્રશ્ન્ પેદા થાય જ. તાર્કિક ક્રમબદ્ધ વિચાર શૃંખલાના સંદર્ભ સિવાય પણ આ એક એવો મહત્ત્વનો પ્રશ્ન છે જેના અંગે વિચાર કર્યા વિના છૂટકો જ નથી. આ પ્રશ્ન સમજયા વિના હિંદુ ધર્મના ઉદ્દેશો અને આદર્શોને પણ સમજી શકાય નહીં. આ વિષયવસ્તુનો અભ્યાસ કરતાં પહેલાં વિષયવસ્તુની સ્પષ્ટતા અને વિષયવસ્તુ સાથે સંબંધિત પ્રયોગમાં આવતા શબ્દોની પરિભાષા પણ સમજી લેવી જોઈએ.

શરૂઆતમાં જ પ્રશ્ન ઉભો થાય છે કે, ઉપરોક્ત પ્રસ્તાવિત શીર્ષક શું સુચિત કરે છે ? શું **'હિંદુ ધર્મનું તત્ત્વજ્ઞાન'** અને **'ધર્મની ફિલસુફી'** શીર્ષક એક સમાન છે ? આ અંગે ચોક્કસ ઉત્તર આપવાની મારી ઇચ્છા હોવા છતાં હું એવું કરી શકતો નથી. આ વિષયવસ્તુ અંગે મેં ઘણું વાંચ્યુ-વિચાર્યું છે પણ 'ધર્મની ફિલસુફી' એટલે શું ? એની સ્પષ્ટતા મેળવી શક્યો નથી જેનો એકરાર મારે કરવો જોઈએ. આ અંગેના કદાચ બે કારણો છે પહેલું કારણ તો એ છે કે 'ધર્મ' એક ચોક્કસ વિષયવસ્તુ છે એની સીમા નિર્ધારિત થયેલી છે. પણ ફિલસુફીમાં કયા કયા વિષયોનો સમાવેશ કરવામાં આવે છે તેના અંગેની નિશ્ચિતતા નથી[૧] - બીજું કારણ એ છે કે, 'ફિલસુફી' અને ધર્મ પરસ્પર વિરોધી ન હોય તો પણ એમાં પ્રતિસ્પર્ધા તો રહેલી જ છે જેનો અણસાર પેલા 'તત્ત્વજ્ઞાની' અને 'બ્રહ્મજ્ઞાની'ના વાદવિવાદવાળી વાર્તા દ્વારા જાણવા મળે છે. વાર્તા એવી છે કે 'તત્ત્વજ્ઞાની' અને 'બ્રહ્મજ્ઞાની' વચ્ચે વાદવિવાદ ચાલતો હોય છે ત્યારે બ્રહ્મજ્ઞાનીએ 'તત્ત્વજ્ઞાની' પર આક્ષેપ મૂક્યો કે, "તમે તો એવા અંધપુરુષ છો જે અંધારભર્યા ઓરડામાં, કાળી બિલાડીને શોધી રહ્યા છો, જો કે ત્યાં કાળી બિલાડી છે જ નહીં." આ આક્ષેપના પ્રત્યુત્તરમાં **તત્ત્વજ્ઞાનીએ બ્રહ્મજ્ઞાનીની** સામે આક્ષેપ કર્યો કે, "તમે પણ એવા અંધ પુરુષ જેવા છો જે અંધારભર્યા ઓરડામાં કાળી બિલાડીને શોધી રહ્યા છો જો કે, કાળી બિલાડી

---

૧. જુઓ. મનરોનું એનસાયકલોપિડિયા ઓફ એજ્યુકેશનમાં ફિલસુફી શીર્ષક હેઠળ લખવામાં આવેલો લેખ.

૨. જુઓ ધી ફિલોસોફી ઓફ રિલીજીયન ઓક્સફોર્ડ પૃ. ૧-૨

ત્યાં છે જ નહીં અને છતાં તમે બિલાડીને શોધી કાઢી છે એવી ઘોષણા કરો છો.'' **'ધર્મની ફિલસુફી'** શીર્ષક જ કદાચ ખોટું છે એટલે તો એની સાચી વ્યાખ્યા કરવા જતાં ગુંચવાડો પેદા થાય છે. કારણ કે ક્ષેત્ર મર્યાદા નિર્ધારિત નથી.

પ્રોફે. **પ્રિંગલે પેટીસને**[1] ધર્મની ફિલસુફી શબ્દનો બૌદ્ધિકતાપૂર્ણ અર્થ આપવા પ્રયાસ કર્યો છે - જે મને એના ચોક્કસ વિષયવસ્તુના નિર્ધારણ કરવાની બહુ જ નજીક લઈ જતો હોય એવું લાગે છે. પ્રોફે. પ્રિંગલેનું કહેવું છે કે,

''સામાન્ય રીતે જેને આપણે ધર્મની ફિલસુફી કહીએ છીએ, તેને સમજવા માટે કેટલાક શબ્દો ઉપયોગી સાબિત થઈ શકે તેમ છે. **પ્લેટોએ** ઘણાં વર્ષો પહેલાં વસ્તુઓનું સાંક્ષેપિક - વિહંગાવલોકનને જ ફિલસુફી અથવા તત્ત્વજ્ઞાન ગણ્યું છે. બીજા શબ્દોમાં એમ પણ કહી શકાય કે, જગતના બધા જ વિશિષ્ઠ સ્વરૂપોને ધ્યાનમાં લઈને, સમગ્ર અને સંપૂર્ણ વિશ્વના તે અંશમાત્ર છે એમ ગણી મુખ્ય લક્ષણોને એમના પરસ્પરના સંબંધોના અર્થમાં સમજાવવાનો પ્રયાસ એ જ ફિલસુફી અથવા તત્ત્વજ્ઞાન છે.

માત્ર આ રીતે જ આપણે સંસારની પ્રક્રિયા, તેનો આધાર અને તેનું સ્વરૂપ વગેરે અંગે અંતિમ નિષ્કર્ષો સુધી પહોંચી શકીએ તથા એને સમજવાની ક્ષમતા પ્રાપ્ત કરી શકીએ અને કેટલાક વિશેષ કારણોના મહત્ત્વનો સાચે સાચો અંદાજ લગાવી શકીએ. એવી જ રીતે કોઈ વિભાગ વિશેષના અનુભવને - જેમ કે **ધર્મની ફિલસુફી, કલાની ફિલસુફી, કાયદાની ફિલસુફી** વગેરે અંગે વ્યક્તિ જે મનુષ્યો અને સંસારની વચ્ચે વસે છે એના તરફનો એમનો દૃષ્ટિકોણ, એમના અનુભવોનું વિશ્લેષણ, તથા એના અંગેની સમજૂતી તેમ જ અર્થગ્રહણ તરીકે લઈ શકાય. અને જ્યારે કેટલીક ઘટનાઓ જેના ઉપર આપણે ધ્યાન કેન્દ્રીત કરીએ ત્યારે એટલી સાર્વલૌકિક અને ઉલ્લેખપાત્ર હોય છે જે આપણને ધર્મના ઇતિહાસમાંથી પ્રાપ્ત થાય છે ત્યારે આ પ્રકારની તમામ ઘટનાઓ આપણાં તાત્ત્વિક તારણો પર અસરકારક પ્રભાવ પાડ્યા વિના રહેતી નથી. સાચી વાત તો એ છે કે મોટાભાગના ઘણાં ખરા લેખકો આ વિશેષ વિવાદનું સાધારણીકરણ કરીને ભેળસેળ કરી નાખતા હોય છે.

જે તથ્યોને ધર્મતત્ત્વજ્ઞાન સાથે સંબંધ હોય તે બોધગમ્ય અર્થમાં ધર્મના ઇતિહાસ દ્વારા પૂરા પાડવામાં આવે છે. આ સંબંધમાં પ્રસિદ્ધ વિદ્વાન ટીએલ (Tiele)નું કહેવું છે કે,

'સભ્ય અને અસભ્ય' સંસારના તમામ મૃત અને જીવંત ધર્મોનું પોતાનું

પ્રગટીકરણ ઐતિહાસિક અને મનોવૈજ્ઞાનિક ઘટનાઓમાં થતું હોય છે. નોંધપાત્ર બાબત એ છે કે, આ ઘટનાઓ ધર્મની ફિલસુફીનો આધાર તો બની શકે છે. પરંતુ તે પોતે જ ફિલસુફી અથવા તો **ટીએલના** શબ્દોમાં 'ધર્મનું વિજ્ઞાન' નથી બનતી. ટીએલનું કહેવું છેકે, "હું તમામ વિદ્યમાન ધર્મોનું બારીકાઈથી એમના ધર્મના સિદ્ધાંતો, દંતકથાઓ રીતરિવાજો પ્રેરીત વ્રત અને આચરણો અને તે ધર્મના પાલકોના સંગઠન અને ધર્મોના ઉદ્‌ગમ, તેનો પૂર્ણ વિકાસ અને પતનના ઇતિહાસનું વર્ણન કરું તોધર્મના વિજ્ઞાન માટેની એ એક સામગ્રી તો બને છે.... ઐતિહાસિક પુરાવા ભલે પૂર્ણ હોય પણ તે પર્યાપ્ત નથી. ઇતિહાસ તત્ત્વજ્ઞાન નથી. ધર્મનું તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવા માટે આપણે ભિન્ન ભિન્ન પ્રકારનાં સામાન્ય-સાધારણ સિદ્ધાંતોનાં નજરે પડતા લક્ષણો જેનાં મૂળિયા માનવ પ્રકૃતિમાં સમાયેલાં હોય છે અને તેના વિકાસની કૂચ અથવા ઉત્ક્રાંતિ આપણે નિમ્ન શ્રેણીથી ઉચ્ચ અને સારી રીતે વિકસીત થયેલી શ્રેણી તરફની સ્પષ્ટ અવસ્થાઓ દ્વારા સમજી શકીએ. અને તે સાથે માનવ સભ્યતાના મુખ્ય પરિબળો સાથે ઘનિષ્ઠ સંબંધોનો અભ્યાસ કરવાનું નામ તત્ત્વજ્ઞાન છે."

જો ધર્મનું તત્ત્વજ્ઞાન આ જ હોય તો મને લાગે છે કે, એ ધર્મોના તુલનાત્મક અધ્યયનનું જ બીજું નામ છે એમ કહી શકાય. આમાં માત્ર ધર્મના પ્રગટીકરણ અને તેના વિભિન્ન સિદ્ધાંતો અને લક્ષણોની શોધખોળનો પણ ઉમેરો કરી લેવામાં આવે છે.

આ પ્રકારના અભ્યાસની અગત્યતા અને કાર્યક્ષેત્ર ભલે ગમે તેટલું વ્યાપક હોય છતાં 'ધર્મનું તત્ત્વજ્ઞાન' એ શીર્ષકની **પ્રોફે. પ્રિંગલ પેટીશને** નિર્ધારિત કરેલ અર્થ અને ધ્યેય કરતાં તદ્દન જુદા જ રૂપમાં પ્રયોગ કરવા માંગુ છું હું 'તત્ત્વજ્ઞાન' શબ્દનો એના મૂળરૂપમાં ઉપયોગ કરવા માંગુ છું. આ શબ્દના બે આયામ છે. એક અર્થ છે 'ઉપદેશ' (Teaching) - એટલે કે **સોક્રેટીસનું** તત્ત્વજ્ઞાન - **પ્લેટોનું** તત્ત્વજ્ઞાન - બીજો અર્થ છે. ઘટનાઓ અને વસ્તુઓ પર ટીકાત્મક તર્કનો ઉપયોગ કરી નિર્ણાયક ચુકાદો આપવાની પ્રક્રિયા. આમ આ મુખ્યતત્ત્વને ધ્યાનમાં રાખી આપણે અર્થઘટન કરીએ તો 'ધર્મનું તત્ત્વજ્ઞાન' પ્રથમ અર્થની દૃષ્ટિએ મારે માટે ફક્ત **વર્ણનાત્મક વિજ્ઞાન** (desriptive science) નથી. હું તો એના બન્ને આયામો એટલેકે વર્ણનાત્મક વિજ્ઞાન સાથે એને ધોરણ નિયમવાળું જ્ઞાન (Normative)પણ ગણું છું. એનો સંબંધ જો ધર્મનો શિક્ષણ-ઉપદેશ સાથે હોય તો તે વર્ણનાત્મક વિજ્ઞાન થઈ જાય છે

અને જ્યારે એમાં ટીકાત્મક તર્કનો ઉપયોગ કરીને ઉપદેશો અંગે વિવેક અધારિત ચુકાદો આપવાનો હોય ત્યારે તે **ધારાધોરણ અને નિયમવાળું વિજ્ઞાન** (Normative science)બની જાય છે. આટલી સ્પષ્ટતા પછી એ બાબત તો સાફ સાફ સમજાઈ જશે કે 'હિંદુ ધર્મના તત્ત્વજ્ઞાન'નું અધ્યયન કરવામાં મારો અભિગમ કયા પ્રકારનો હશે. વધુ સ્પષ્ટ રીતે કહું તો હિંદુ ધર્મની જીવન શૈલીની યોગ્યતાના મૂલ્યાંકન માટે તેને વિવેક આધારિત ન્યાયની કસોટીએ કરવા માગું છું.

આ સ્પષ્ટતા સાથે જ એક પરિમાણ અંગેનો ખુલાસો તો થઈ જાય છે બીજા પરિમાણનો ખુલાસો આપવાનો બાકી રહે છે. એનો સંબંધ આ વિષયવસ્તુ સાથે સંબંધિત પરિબળોની ચોકસાઈ અંગે તથા જે શબ્દોનો હું પ્રયોગ કરવાનો છું તેની પરિભાષાની સ્પષ્ટતા અંગેનો છે.

**'ધર્મની ફિલસુફી'**નો અભ્યાસ કરવા માંડીએ એટલે મને લાગે છે કે એનાં ત્રણ પરિમાણોનો અનિવાર્ય રીતે વિચાર કરવો જોઈએ. હું એને પરિમાણ (દિશા) એટલા માટે કહું છું કારણ કે તે એવા અજ્ઞાત અંશો જેવા છે, જેનો ઉત્પાદનના અંગોમાં સમાવેશ થયેલો છે. જો આપણે **'ધર્મની ફિલસુફી'**ના અભ્યાસને લાભપ્રદ બનાવવા માગીએ તો આ પરિમાણની પરિભાષાઓની ખાતરી કરી લેવી જોઈએ.

હું 'ધર્મ' શબ્દનો ઉપયોગ **'બ્રહ્મ વિજ્ઞાન'** (Theology)ના રૂપે કરવા માગું છું. પરિભાષા કરવી હોય તો આટલા શબ્દથી ન ચાલે. 'બ્રહ્મ વિજ્ઞાન' પણ જુદા જુદા પ્રકારનાં હોવાને કારણે જ્યાં 'વિશેષ બ્રહ્મ વિજ્ઞાન'નો પ્રશ્ન હશે ત્યાં હું એની સ્પષ્ટતા કરીશ. ઐતિહાસિક રીતે જોઈએ તો પ્રાચીનકાળમાં બે પ્રકારનાં બ્રહ્મ વિજ્ઞાન હતાં. એક છે **દંતકથાઓવાળું** (Mythical) **બ્રહ્મવિજ્ઞાન** અને બીજું છે **'નાગરિક બ્રહ્મ વિજ્ઞાન'** (Civil Theology)આ બન્નેનો તફાવત પાડનાર ગ્રીક લોકો હતા અને તેઓએ બન્ને શબ્દોના ચોક્કસ અર્થઘટનો પણ આપ્યા છે. દેવી-દેવતાઓને લગતી કથા વાર્તાઓ, એમનાં કાર્યો વગેરે જે એમના કાલ્પનિક સાહિત્ય દ્વારા ચલણમાં મૂકવામાં આવ્યા હતાં. ગ્રીક લોકોએ એવી દંતકથાઓ વાળા સાહિત્યને "દંતકથાઓવાળું બ્રહ્મ વિજ્ઞાન" (Mythical Theology) નામ આપ્યું હતું.

**નાગરિક બ્રહ્મ વિજ્ઞાન** (Civil Theology)માં વિવિધ રાજકીય આશયની

૧. 'પ્રાકૃતિક બ્રહ્મ વિજ્ઞાન'ની શરૂઆત 'પ્લેટો' દ્વારા કરવામાં આવેલી. જુઓ એની કૃતિ 'કાયદા' (Laws).

રાજ્ય દ્વારા થતી મિજબાનીઓનું જ્ઞાન, ઉપવાસ અને ઉત્સવ ઉજવણી અને **કર્મકાંડોનો** સમાવેશ થતો હતો. હું **'બ્રહ્મ વિજ્ઞાન'**નો ઉપયોગ ઉપરોક્ત બન્ને અર્થોમાં કરવા માગતો નથી. **'બ્રહ્મ વિજ્ઞાન'** શબ્દનો અર્થ હું **પ્રાકૃતિક બ્રહ્મ વિજ્ઞાન** (natural theology)ના સંદર્ભમાં કરવા માગું છું.

જે ઈશ્વર અંગે અને ઈશ્વરીય સિદ્ધાંતો (Doctrine of God)ના ભાગ રૂપે ગણાય છે. પરંપરાગત રીતે ચાલી આવેલી સમજણ અનુસાર **પ્રાકૃતિક બ્રહ્મ વિજ્ઞાન** અથવા **નૈસર્ગિક બ્રહ્મ વિજ્ઞાન** મુખ્યત્વે ત્રણ સિદ્ધાંતોનું પ્રતિપાદન કરે છે. (૧) ઈશ્વરનું અસ્તિત્વ છે અને તે વિશ્વનો **પ્રકૃતિ** અને **બ્રહ્માંડનો** સર્જક છે. (૨) પ્રકૃતિની બધી જ ઘટનાઓ પર ઈશ્વરનું નિયંત્રણ છે. (૩) અને ઈશ્વર માનવજાતિ પર પોતાના સાર્વભૌમિક નૈતિક નિયમો (Sovereign Moral Law) અનુસાર નિયંત્રણ રાખે છે.

મને એ વાતની ખબર છે કે, સાક્ષાત્કારી દૈવી સત્યનું સ્વેચ્છાથી પ્રાગટ્ય થાય છે એવા બ્રહ્મ વિજ્ઞાનને આધ્યાત્મિક જ્ઞાન કહેવામાં આવે છે. ઈશ્વરીય શક્તિ દ્વારા સ્વયંસ્ફૂર્ત ઈશ્વરીય વાસ્તવિકતાનું પ્રગટીકરણ આધ્યાત્મિક વિજ્ઞાનમાં થાય છે. આ આધ્યાત્મિક વિજ્ઞાનને (Revealed Theology)ને નૈસર્ગિક બ્રહ્મ વિજ્ઞાન (Natural Theology)થી અલગ રાખી શકાય તેમ છે જો કે આ તફાવત કરવાથી કોઈ ફેર પડતાં નથી.

એ સૂચિત કરવામાં આવ્યું છે કે, ઈશ્વરીય શક્તિ દ્વારા બતાવેલા "સાક્ષાત્કારથી જે પરિણામો પ્રાપ્ત થાય છે એના વિના નૈસર્ગિક બ્રહ્મ વિજ્ઞાનમાં કોઈ પણ પ્રકારનું પરિવર્તન થતું નથી અને માનવીય પ્રયાસોથી જે જ્ઞાન પ્રાપ્ત કરી શકતું નથી. તેને જ કેવળ એની સાથે જોડવામાં આવે છે. એવી જ રીતે અલૌકિક શક્તિ દ્વારા આવેલ બ્રહ્મજ્ઞાન 'પ્રાકૃતિક બ્રહ્મતા' અથવા એ 'બ્રહ્મ વિજ્ઞાન'ને એવી રીતે બદલે કે પ્રાકૃતિક જ્ઞાન દ્વારા પ્રાપ્ત થયેલી બધી જ સત્યતામાં **ઈશ્વરીય શક્તિ** દ્વારા થયેલું બ્રહ્મજ્ઞાન અને ઈશ્વરની સહાયતાથી પ્રગટ થયેલું **નૈસર્ગિક બ્રહ્મજ્ઞાન** એક બીજાની સામે વિરોધમાં ઊભા રહેવાની શક્યતા છે. અહીં એ ચર્ચા ઊભી કરવાનો પ્રશ્ન જ નથી.

બ્રહ્મ વિજ્ઞાનનાં ત્રણ સિદ્ધાંતો છે. (૧) ઈશ્વરનું અસ્તિત્વ (૨) ઈશ્વરનું વિશ્વ પર દૈવી શાસન વ્યવસ્થા (૩) ઈશ્વરનો મનુષ્ય જાતિ પરનું નૈતિક સંચાલન - હું ધર્મના અર્થમાં એવી માન્યતાઓ સમાવેશ કરું છું જેમાં ઈશ્વર દ્વારા એક આદર્શ સંચાલન (Devine governanace) થાય છે જેનું ધ્યેય

એક એવી સામાજિક વ્યવસ્થાનું સર્જન કરવાનું છે. જેમાં મનુષ્ય નૈતિક જીવન જીવી શકે. 'ધર્મ' શબ્દનું હું આવું અર્થગ્રહણ કરું છું અને આ અભ્યાસમાં હું ધર્મનો અર્થ ઉપરોક્ત અર્થમાં જ કરવાનો છું.

બીજું પરિમાણ જે આપણે જોવું જોઈએ તે છે ધર્મની આદર્શ વ્યવસ્થા : જેને માટે એ ટકી રહી છે. કોઈ પણ સમાજમાં ધર્મમાં સ્થાપિત, સ્થાયી અને પ્રભાવશાળી અંગો કયા છે એની પરિભાષા કરવી અને તેની આવશ્યક વિશિષ્ઠતાઓ અને બિનજરૂરી વળગણોને અલગ પાડવી એ ઘણું અઘરું કામ છે. આ મુશ્કેલીનાં કારણો પ્રો. રોબર્ટશન સ્મિથે આપેલ વિવેચનમાંથી મળે છે તે કહે છે કે,

"ધર્મની પરંપરાગત પ્રથાઓમાં અનેક શતાબ્દિઓ સુધી ધીરે ધીરે વૃદ્ધિ થઈ છે અને એનું મનુષ્યની વૈચારિક પ્રકૃતિ, તથા એનાં બૌદ્ધિક અને નૈતિક વિકાસની પ્રક્રિયાના જુદા જુદા તબક્કાઓની આદતો, એનાં વિચારોમાં દેખાઈ આવે છે. લાગે છે તો એવું કે આદિમાનવથી માંડીને આજ દિન સુધીની સભ્યતાની પ્રત્યેક અવસ્થામાં મૂર્તિપૂજા, વંશપરંપરા અને એનાં તમામ મિશ્રિત સંસ્કારો અને ઉત્સવ સમારોહો સાથો સાથ ચાલતા આવ્યાં છે, પણ એના સ્વરૂપને આધારે ઈશ્વરના રૂપ અંગેની કલ્પના કરવી સંભવ નથી. માનવજાતિના ધાર્મિક વિચારોનો ઇતિહાસ, જેને ધાર્મિક સંસ્થાઓ એ સાકાર કર્યો છે, પૃથ્વીના ભૌગોલિક ઇતિહાસની જેમ જ, જેમાં નવીન અને પ્રાચીન એક સાથે અથવા તો એકની ઉપર એક એમ પડ ઉપર સાચવી રાખવામાં આવેલ છે."

ભારતમાં બિલકુલ એવું જ બન્યું છે. આ દેશમાં ધર્મનો જે પ્રચાર અને પ્રસાર થયો છે એના અંગે પ્રોફે મેક્સમૂલરે કહ્યું છે કે, "આપણે એક તબક્કામાંથી બીજા તબક્કામાં વિકસીત ઘણાં ધર્મ જોયા છે ધર્મોની આ પ્રગતિ બાળકની સરળ પ્રાર્થનાથી માંડીને મોટા મોટા ઋષિ મુનીઓની ગહન વ્યવસ્થા અને આધ્યાત્મિક વિદ્યાના સૂત્રો સુધીની સફર સુધી પહોંચી છે. વેદોની મોટાભાગની ઋચાઓમાં આપણે ધર્મની બાલ્યાવસ્થા જોઈ શકીએ છીએ, જ્યારે બ્રાહ્મણ ગ્રંથોમાં એમના યજ્ઞયાગાદિ કૌટુંબિક અને નૈતિક આદર્શોમાં વ્યસ્ત યૌવનાવસ્થા જોઈ શકીએ છીએ અને ઉપનિષદોમાં વૈદિક ધર્મની વૃદ્ધાવસ્થા જોઈ શકીએ છીએ. ભારતીય માનસ અને જ્ઞાન એની ઐતિહાસિક પ્રગતિનાં

૧. ધી રીલીઝન ઓફ સેમાઈટીઝ (૧૯૨૭)

ક્રમમાં જ્યારે બ્રાહ્મણ ગ્રંથોની પરિપક્વ અવસ્થાએ પહોંચ્યું ત્યારે વૈદિક સાહિત્યની બાલ સુલભ પ્રાર્થનાઓનો ત્યાગ કરવો એને માટે આવશ્યક બની ગયો. ભારતીય મેધાને ઐતિહાસિક પ્રગતિના ક્રમમાં યજ્ઞની નિરર્થકતા અને પુરાતન દેવતાઓની સાચી ઓળખ થતાં જ એના સ્થાને ઉપનિષદકાળના વધારે પરિપૂર્ણ દેવતાઓને બેસાડવું આવશ્યક હતું પણ એવું ન બની શક્યું. ભારતમાં પ્રત્યેક ધાર્મિક વિચાર જેને એક વાર વ્યક્ત કરવામાં આવ્યો એને પાછળથી રદ-બાતલ ન કરવામાં આવ્યો અને કાયમને માટે રાખવામાં આવ્યો એને એક પવિત્ર વસિયત ગણીને પેઢી દર પેઢી સોંપવામાં આવ્યો છે. ભારતીય રાષ્ટ્રમાં પાંગરેલી બાલ્યવસ્થા, યૌવનાવસ્થા અને વૃદ્ધાવસ્થા - આ ત્રણે અવસ્થાઓના વિચારોને પ્રત્યેક વ્યક્તિની ત્રણે અવસ્થાઓને - જીવનના ત્રણ તબક્કાની સેવા કરવા માટે સાચવી રાખવામાં આવ્યા છે. આ તબક્કે આપણે એવી સમજૂતી આપી શકીએ કે, વેદોની પવિત્ર ગણાતી ઋચાઓ અને નિયમો ભિન્ન ભિન્ન યુગોના ધાર્મિક વિકાસના પુરાવા પૂરા પાડે છે એટલું જ નહીં ધર્મ અંગેના પારસ્પરિક વિરોધી કહી શકાય એવા તદ્દન વિપરિત સિદ્ધાંતો સૂચવે છે.

જે ધર્મોને આપણે પરિપૂર્ણ ધર્મો કહીએ છીએ એમાં આ પ્રકારની મુશ્કેલી ઊભી થતી નથી. પરિપૂર્ણ ધર્મોની વિશેષતા એ હોય છે કે, તે પારંપરિક ધર્મોમાંથી તબક્કે તબક્કે વિકસિત થયેલા હોતા નથી. આદિકાલિન ધર્મોની જેમ રહસ્યમય અજાણી શક્તિઓની અસર હેઠળ ચૂપચાપ આગળ વધ્યા હોતા નથી. જ્યારે પરિપૂર્ણ ધર્મોનો ઉદ્ગમ તો મહાન ધર્મ સંસ્થાપકોના ઉપદેશોનું પરિણામ હોય છે. જે દૈવી સાક્ષાત્કારના રૂપમાં બોલતા હોય છે. અને એ ધાર્મિક પયગંબરોની વાણી, ઈશ્વરીય પ્રગટીકરણનું પરિણામ હોય છે. જાગૃત પ્રયાસોને કારણે ઉત્પન્ન થયેલા પરિપૂર્ણ ધર્મોનું (Positive Religions)તત્ત્વજ્ઞાન જાણવું અને એનું વર્ણન કરવું સરળ હોય છે. યહુદી ધર્મ, ખ્રિસ્તી ધર્મ અને ઈસ્લામ ધર્મની જેમ હિંદુ ધર્મ પણ પરિપૂર્ણ ધર્મ છે. એની ઈશ્વરીય વ્યવસ્થા જાણવા માટે કોઈ વિશેષ સંશોધન કરવું પડે તેમ નથી. અલિખિત બંધારણ જેવું તેનું સ્વરૂપ નથી. હિંદુ ધર્મમાં સંચાલનની વ્યવસ્થા લિખિત સ્વરૂપમાં છે. આ વ્યવસ્થા કોઈને જોવી કે જાણવી હોય તો તેણે મનુસ્મૃતિ નામે ઓળખવામાં આવતા પવિત્ર પુસ્તકનાં પાનાં તપાસી જોવા જોઈએ. આ એક દૈવ પ્રેરિત આચારસંહિતા છે. જેમાં હિંદુઓના ધાર્મિક, શાસ્ત્રોક્ત તથા સામાજિક

જીવનને નિયંત્રીત કરનારા કાયદા કાનૂનો અને નિયમોનું સૂક્ષ્મ વિવરણ આપવામાં આવ્યું છે. એને હિંદુઓનું બાયબલ ગણી શકાય તેમ છે: અને તેમાં હિંદુ ધર્મના જીવન-તત્ત્વજ્ઞાનનો સમાવેશ થયેલો છે.

ઈશ્વરીય સંચાલનની આદર્શ વ્યવસ્થાની કસોટી કરવા માટે જે પરિમાણ જરૂરી છે - એ છે ગુણદોષનું મૂલ્યાંકન કરવાની કસોટી.[૧] ધર્મને આપણે એ કસોટી ઉપર કસવું જોઈએ. પણ પ્રશ્ન એ છે કે ગુણદોષના આ મૂલ્યાંકન માટે કેવી કસોટીનો પ્રયોગ આપણે કરવો જોઈએ ? એને માટેના કયા ધોરણો (norms) સ્વીકારવાં જોઈએ જેથી આગળ વધવા માટેનો માર્ગ મોકળો બને. ધર્મના ત્રણ આયામોમાં આ ત્રીજો આયામ ઘણો અઘરો છે. ચોક્કસ બનવા માટે અને પરિભાષા કરવા માટે આ ત્રીજું આયામ (પરિમાણ) છે.

'ધર્મના તત્ત્વજ્ઞાન' ઉપર ઘણું લખાયું છે છતાં કમનસીબી એ છે કે, આ પ્રશ્ન ઉપર સારી રીતે ધ્યાન આપવામાં આવ્યું નથી. આ પ્રશ્ન અંગે ગંભીર રીતે ચર્ચા થાય અને તેના માટે સંતોષજનક રીતે વિષયને વિકસીત કરવામાં આવ્યો નથી. આ પ્રશ્ન અંગે તો એટલું જ કહેવાયું છે કે, પ્રત્યેક વ્યક્તિએ પોતાનો રસ્તો પોતે જ શોધી લેવાનો છે.

મને લાગેવળગે છે ત્યાં સુધીમાં મારા વિચાર પ્રમાણે તો જો કોઈ પણ આંદોલન કે સંસ્થાના તત્ત્વજ્ઞાનને જાણવું હોય, ત્યારે તે સંસ્થા કે આંદોલનમાં જે ક્રાંતિઓ થઈ હોય, પરિવર્તન આવ્યું હોય તેનું અનિવાર્યપણે અધ્યયન કરવું જોઈએ, કારણ કે ક્રાંતિ તત્ત્વજ્ઞાનની જનની હોય છે, ભલે ને તે તેને તત્ત્વજ્ઞાનની જનની ન ગણવામાં આવે તો પણ તે એક એવા, દિપકની ગરજ સારે છે જે તત્ત્વજ્ઞાનને પ્રકાશ-યુક્ત બનાવે છે. ધર્મ પણ આ નિયમમાં અપવાદરૂપ હોઈ શકે નહીં. એટલા માટે મારી દૃષ્ટિએ સૌથી સારામાં સારી પદ્ધતિ એ છે કે જો આપણે કોઈ ધર્મના તત્ત્વજ્ઞાનનું મૂલ્યાંકન કરવા ઇચ્છતા હોઈએ અને એના માટેની મૂલ્યાંકન કસોટી નક્કી કરવા માગીએ તો, જે

---

૧. ધર્મના તત્ત્વજ્ઞાનના થોડાક વિદ્યાર્થીઓ 'ધર્મના તત્ત્વજ્ઞાન'ના અભ્યાસ માટે ફક્ત પહેલા બે આયામો (પરિમાણો) ને જ આવશ્યક માને છે. ત્રીજું આયામ આવશ્યક છે તેવું તેઓ સ્વીકારતા નથી. એના ઉદાહરણ માટે સેટીંગ્ઝ એનસાયકલોપિડિયા ઓફ રિલિજીયન એન્ડ એથિક્સમાં ડી.એસ. આદમ્સનો લેખ આધ્યાત્મિકતા (૧૨ પૃ. ૩૯) (Theology)જુઓ.હું એની સાથે સંમત નથી કદાચ એનું કારણ એ છે કે, હું ધર્મના તત્ત્વજ્ઞાનને ધોરણ (norms)અને વર્ણનાત્મક અભ્યાસનો વિષય માનું છું. હું નથી માનતો કે ધર્મોનું સાધારણ દર્શન (તત્ત્વજ્ઞાન) હોઈ શકે છે. મારી એ માન્યતા છે કે, દરેક ધર્મનું વિશિષ્ટ દર્શન હોય છે. મારા મતે ધર્મનું તત્ત્વજ્ઞાન જેવું અસ્તિત્વ નથી.

તે ધર્મમાં આવેલી ક્રાંતિઓ હોય તેનું અધ્યયન કરવું જોઈએ. આ જ એક પદ્ધતિ છે. અને હું એનો ઉપયોગ કરવા માગું છું.

ઇતિહાસના વિદ્યાર્થીઓ એક ધાર્મિક ક્રાંતિથી પરિચિત છે, જેનો સંબંધ ધર્મના કાર્યક્ષેત્ર અને સત્તા સાથે હતો. એક સમય એવો પણ આવેલો જ્યારે ધર્મ માનવીના જીવનની બધી જ પ્રવૃત્તિઓ પર છવાયેલો હતો. અને એણે જે પણ શિક્ષણ આપ્યું તેને અમોઘ ગણી લેવામાં આવ્યું. એમાં ખગોળશાસ્ત્રનો પણ સમાવેશ હતો. અને એમાં બ્રહ્માંડના સિદ્ધાંતનું શિક્ષણ પણ આપવામાં આવ્યું હતું કે, પૃથ્વી વિશ્વના મધ્યનું કેન્દ્ર છે અને સૂરજ, ચંદ્ર અને બીજા ગ્રહો અને અન્ય તારાઓ આકાશમાં પોતાના નિર્ધારિત ક્ષેત્રમાં પૃથ્વીની પરિક્રમા કરતા રહે છે. એવી જ રીતે જીવશાસ્ત્ર અને ભૂગર્ભ શાસ્ત્રનો પણ એમાં સમાવેશ હતો. એવા સિદ્ધાંતો પણ પ્રચલિત હતા કે, બધા જીવો, બધી વનસ્પતિઓ અને આખું બ્રહ્માંડ એકી સાથે ઉત્પન્ન કરવામાં આવ્યું હતું અને તે આજની અવસ્થામાં જ જોવા મળે છે. વૈદકશાસ્ત્ર પણ ધર્મનું જ કાર્યક્ષેત્ર બની ગયું હતું. એવું કહેવામાં આવતું કે, રોગ ઈશ્વરનો પ્રકોપ છે અથવા તો પાપની શિક્ષા છે અથવા શેતાની શક્તિનું કાર્ય છે અને તેનું નિવારણ દેવો કે સંતો દ્વારા જાતે પધારીને અથવા પવિત્ર સંસ્કારો દ્વારા, અથવા પ્રાર્થનાઓથી કે ધાર્મિક યાત્રાઓથી, અથવા ભૂતપ્રેતને હઠાવી દેવાથી અથવા એવા ઉપાયો અજમાવવા જેનાથી ભૂત ત્રાસી જાય અને ભાગી જાય એ રીતે કરે છે. એણે શરીરશાસ્ત્ર અને માનવ શાસ્ત્રને પણ પોતાના કાર્યક્ષેત્રમાં આવરી લીધું હતું અને એનાં સંદર્ભમાં એવું શીખવ્યું હતું કે, શરીર અને આત્મા બે અલગ અલગ તત્ત્વો છે.

ટુકડે ટુકડે ધર્મના વિશાળ સામ્રાજ્યનો સમયની સાથે નાશ થતો ગયો છે કોપરનીક્સે ખગોળશાસ્ત્રને ધર્મના પંજામાંથી મુક્ત કરાવી દીધું. જીવ વિજ્ઞાન અને ભૂગોળ શાસ્ત્રને ડાર્વિનના ઉત્ક્રાંતિના સિદ્ધાંતે ધર્મના કાર્યક્ષેત્રની બહાર કાઢ્યા છે. ચિકિત્સાના ક્ષેત્રમાં હજુ તેની દખલગીરી ચાલુ છે. પરિવાર નિયોજન, ગર્ભપાત. અને નસબંધી તથા જૈવિક ખોડખાંપણનું વંધ્યીકરણ વગેરે વિષયો પર ધાર્મિક વિચારોનો પ્રભાવ આજે પણ જોવા મળે છે. મનોવિજ્ઞાન પણ ધર્મની પકડમાંથી સંપૂર્ણપણે સ્વતંત્ર થયું નથી. જો કે ડાર્વિનવાદે બ્રહ્મ વિજ્ઞાનને એટલી ભારે ક્ષતિ પહોંચાડી છે કે ઉત્ક્રાંતિવાદ પછી બ્રહ્મ વિજ્ઞાનને પોતાનું ગુમાવેલું સામ્રાજ્ય પુનઃ પ્રાપ્ત થયું નથી અને તે પાછું લેવાનો ધર્મદ્વારા કોઈ દિવસ સભાન પ્રયત્ન પણ થયો નથી.

આ રીતે ધર્મના સામ્રાજ્યના વિનાશને એક મહાન ક્રાંતિ માનવામાં આવે

તે ખરેખર સ્વાભાવિક છે. વિજ્ઞાને છેલ્લા ૪૦૦ વર્ષમાં બ્રહ્મ વિજ્ઞાનીઓ સાથે જે યુદ્ધ કર્યું તેનું જ આ પરિણામ છે, બન્ને વચ્ચે આ બાબતમાં ધમાસાણ યુદ્ધો પણ થયાં જ છે. એનું પરિણામ એ આવ્યું કે, આ સંઘર્ષમાં જે ક્રાંતિ થઈ એના પ્રભાવથી કોઈ પણ બચી શક્યું નથી.

આ ધાર્મિક ક્રાંતિ આશીર્વાદ રૂપ સાબિત થઈ છે એમાં શંકાને સ્થાન નથી. એના કારણે જ વિચારોની સ્વતંત્રતાની સ્થાપના થઈ છે. એનું સીધું પરિણામ એવું આવ્યું છે કે, સમાજ પોતાનું નિયંત્રણ પોતે જ કરી શકે એવી ક્ષમતા પ્રાપ્ત કરી શક્યો છે. જે સમાજ અંધ વિશ્વાસોમાં ડૂબેલો હતો, એવો સમાજ ધર્મની રહસ્યાત્મક સત્તામાંથી બહાર નીકળ્યો, અને પોતે એક એવું સ્થાન પ્રાપ્ત કર્યું જ્યાં સ્વતંત્ર વિચારોનું પોતાનું આગવું મહત્ત્વ હોય !

જે વસ્તુઓથી માણસ પોતે ડરતો હતો એ વસ્તુઓનો પોતે જ સામનો કરવા માંડે એવી પ્રક્રિયા શરૂ થઈ. સભ્યતાના નિર્માણ માટે લૌકિકતાની આ પ્રક્રિયાનું સ્વાગત માત્ર વૈજ્ઞાનિકોએ જ નહીં પણ સામાન્ય ધાર્મિક લોકોએ પણ કર્યું. લોકો વિચારવા માંડ્યા કે; બ્રહ્મ જ્ઞાનને નામે જે કંઈ શીખવવામાં આવતું હતું. એમાંની મોટાભાગની વાતો તો બિલકુલ અનાવશ્યક જ હતી.

ધર્મના તત્ત્વજ્ઞાન નું મૂલ્યાંકન કરવા માટેની કસોટીઓ નિશ્ચિત કરવાના ઉદ્દેશ્યથી આપણે એક તદ્દન જુદા જ પ્રકારની ક્રાંતિને જાણવી પડશે. આ ક્રાંતિ ધર્મમાં થઈ છે. આ ક્રાંતિ એટલે માનવી અને સમાજનો ઈશ્વર સાથે તેમજ માનવીના અન્ય માનવી સાથેના સંબંધોનાં સ્વરૂપ તથા એનાં માન્યતા પ્રાપ્ત સિદ્ધાંતો સાથે સંબંધિત છે. આ ક્રાંતિ કેટલી મહાન હતી એનો પુરાવો તો આપણે 'સભ્ય સમાજ' અને 'આદિ સમાજ'ને વિભાજિત કરનારા તફાવતોના આધારે જ જોઈ શકીએ છીએ. આશ્ચર્યની વાત તો એ છે કે આજ દિન સુધી ધાર્મિક ક્રાંતિનો સુનિયોજિત રીતે અભ્યાસ કરવામાં આવ્યો નથી. જો કે આ ક્રાંતિ એટલી મહાન અને વિશાળ હતી કે સભ્ય સમાજના ધર્મની પ્રવૃત્તિ અને આદિ સમાજના ધર્મની પ્રવૃત્તિ વચ્ચે જબરદસ્ત પરિવર્તન આવ્યું. જેનાથી ધર્મના સ્વરૂપમાં આમૂલ પરિવર્તન આવ્યું - તે ક્રાંતિ અંગે લોકોને ઘણી ઓછી માહિતી છે.

આપણે 'સભ્ય સમાજ' અને 'આદિ સમાજ'ની તુલનાથી આરંભ કરીએ.

આદિ સમાજના ધર્મની બે વાતો આપણું ધ્યાન આકર્ષિત કરે છે. પહેલી વસ્તુ છે ધાર્મિક કર્મકાંડ અને વિધિઓ અને સંબંધ સૂચક જાતિ પ્રતિકો અથવા

ચિહનોની પૂજા - નોંધપાત્ર એક બીજી વાત પણ છે કે, સંસ્કાર સમારોહ, જાદુમંતર, નિર્જીવ ચિહ્નો કે પ્રતિકો વસ્તુઓ બધી બાબતો કેટલાક ખાસ પ્રસંગોને સાથે સંબંધિત છે. જે મહદ્અંશે માનવજીવનની સંકટકાલીન સ્થિતિ નિર્દેશ કરે છે જેમ કે જન્મ, પ્રથમ સંતાનનો જન્મ, પુખ્ત આયુ પ્રાપ્તિ, યૌવન પ્રવેશ, લગ્ન, માંદગી, મૃત્યુ અને યુદ્ધ જેવા પ્રસંગોએ ધાર્મિક કર્મકાંડ અને વિધિઓ કરવામાં આવતી. પ્રતિકોની પૂજા કરવામાં આવતી.

ધર્મની ઉત્પત્તિ તથા એના ઇતિહાસનું અધ્યયન કરનારા વિદ્યાર્થીઓને ધર્મની ઉત્પત્તિનું મૂળ હંમેશાં જાદુમંતર - ધાર્મિક કર્મકાંડ વિધિ-નિષેધ-પ્રતીક અને એને સંબંધિત સંસ્કાર અને સમારોહના સંદર્ભમાં સ્પષ્ટ કરવાનો પ્રયાસ કર્યો છે. અને આ બધાનો જેની સાથે સંબંધ છે. એને મહત્ત્વપૂર્ણ માન્યું નથી. આનાથી મોટી ભૂલ બીજી કોઈ હોઈ શકે નહીં. ધર્મની ઉત્પત્તિ જાદુમંતર અને પ્રતીકોની પૂજાથી થઈ છે એવું તારણ કાઢવું એ મોટામાં મોટી ભૂલ છે. ‘આદિસમાજ’ જાદુમંતર અને ટૂચકા કરતો હતો, એ વાત સાચી છે. વિધિ અને નિષેધોમાં માનતો હતો એ પણ સાચું છે. પ્રતીકોની પૂજા કરતો હતો એ પણ એટલું જ સાચું છે. પણ આ બધી બાબતોથી ધર્મ બને છે એવું માનવું તદ્દન ખોટું છે અથવા ધર્મની ઉત્પત્તિનું મૂળ કારણ આ બધી બાબતો છે એવું માનવું એ ભૂલ છે. આ પ્રકારનો વિચાર ‘પ્રાસંગિક બાબત’ને ‘સ્થાયી બાબત’ના ઊંચા સ્થાને બેસાડી દેવા જેવો છે. પ્રાથમિક દશાવાળા આદિ સમાજનાં ધર્મની મુખ્ય બાબત તો માનવીય અસ્તિત્વની મૂળ વાસ્તવિકતાઓ જેવી કે જીવન, મૃત્યુ, જન્મ, વિવાહ વગેરે છે. જાદુમંતર અને ટોણાં-ટૂચકા વગેરે તો આકસ્મિક વસ્તુઓ છે. જાદુમંતર, ટોણાં-ટૂચકા - નિષેધ, પ્રતિક આ બધી વસ્તુઓ સાધ્ય નથી પણ સાધન છે. એનો ઉદ્દેશ્ય જીવનની રક્ષાનો છે. અને ખરાબ તત્ત્વો જીવનને કોઈ ક્ષતિ ન પહોંચાડે તે માટે એને દૂર ભગાડવાનો છે. આમ આપણે સમજી શકીએ છીએ કે, પ્રાથમિક અવસ્થાવાળા સમાજમાં ધર્મ જીવન અને તેની સુરક્ષા સાથે સંબંવિત હતો. અને જીવનની આ પ્રક્રિયાથી આદિ સમાજનો ધર્મ પેદા થયો છે અને એમાં જ એનું સારતત્વ રહેલું છે. પ્રાથમિક અવસ્થાવાળા આદિ સમાજને જીવન અને પ્રવાસ અંગે એટલી બધી ચિંતા હતી કે, એને જ એણે ધર્મનો આધાર બનાવી લીધો. જીવનની પ્રક્રિયાઓ એમના ધર્મમાં એટલી અધિક કેન્દ્ર બિંદુ બની ગયેલી કે, એની ઉપર જે જે વાતોનો પ્રભાવ પડતો હતો, એ બધી જ બાબતોને

એણે પોતાના ધર્મનું અંગ બનાવી લીધું. પ્રાથમિક અવસ્થાવાળા આદિ સમાજે ધાર્મિક ઉત્સવો - કેવળ, પુખ્તતા પ્રાપ્તિ, યૌવન, વિવાહ, રોગ, મૃત્યુ અને યુદ્ધ વગેરેની સાથે અનાજની કાપણી અને ભોજન સાથે પણ સંકળાયેલા હતા. ભરવાડો માટે ઢોર પવિત્ર ગણાય છે. ખેડૂતોમાં વાવણી, લણણી વગેરે સાથે ધાર્મિક વિધિઓ પાકને સુરક્ષિત રાખવાના આશયથી સંકળાયેલ છે. એવી જ રીતે રોગચાળા વખતે અથવા તો પ્રકૃતિના પ્રકોપ વખતે ધાર્મિક વિધિઓ આવશ્યક બને છે. સવાલ એટલો જ છે કે, અનાજની કાપણી અને દુષ્કાળ જેવા પ્રસંગોએ કર્મકાંડ અને વિધિઓ શા માટે કરવામાં આવેલી ? પ્રાથમિક અવસ્થાવાળા આદિમ સમાજમાં જાદુમંતર - ટોણાં-ટૂચકા, પ્રતિકોની પૂજા, વિધિ નિષેધની માન્યતા આ બધું શા માટે અતિ મહત્ત્વનું બની ગયું હતું ? એનો એક માત્ર ઉત્તર એટલો જ છે કે; આ બધી બાબતોનો જીવનની રક્ષા પર પ્રભાવ પડતો હતો. અને એટલે જ જીવનની પ્રક્રિયા અને એની રક્ષા - આ બાબતો જ મુખ્ય ઉદ્દેશ બની ગઈ હતી. પ્રોફે. ક્રાઉલે કહ્યું છે કે, ''આદિમ સમાજમાં ધર્મનો પ્રારંભ અને અંત જીવન અને તેના સંરક્ષણથી થતો હોય છે.''

જીવન અને એનું રક્ષણ એમાં જ આદિ સમાજના ધર્મનો સમાવેશ થાય છે. આદિ સમાજના ધર્મની બાબતે જે સત્ય છે તે તમામ ધર્મોને લાગુ પાડી શકાય તેમ છે, ભલે ને પછી એનું અસ્તિત્વ ગમે ત્યાં કેમ હોતું નથી ! તમામ ધર્મોનો સાર આ સચ્ચાઈમાં સમાયેલો છે. એ વાત સાચી છે કે, સાંપ્રત સમાજમાં આધ્યાત્મિક સુધારાઓને કારણે આપણે લોકો ધર્મના આ સારતત્વને નજર અંદાજ કરી દઈએ છીએ અને ક્યારેક ક્યારેક તો એને ભૂલી જ જઈએ છીએ. છતાં પણ જીવન અને એનું રક્ષણ એ જ ધર્મનો સાર છે એમાં સંદેહ કરવાને કોઈ અવકાશ નથી. પ્રોફેસર ક્રાઉલે આ વાત અતિ ઉત્તમ ઢંગથી કરેલી છે. વર્તમાન સમાજનાં મનુષ્યના ધાર્મિક જીવન અંગે તેઓ કહે છે કે,

''મનુષ્યનો ધર્મ, એનાં સામાજિક અથવા વ્યાવસાયિક કાર્યમાં, એના વૈજ્ઞાનિક અથવા કલાત્મક જીવનમાં બાધક બનતો નથી. વાસ્તવમાં એના ધર્મની જરૂરિયાતો એક ખાસ દિવસે પૂરી કરવામાં આવે છે, જ્યારે તે સહજ રીતે પોતાનાં તમામ ભૌતિક સંબંધોથી મુક્ત હોય છે. હકીકતમાં તો એનું જીવન બે ભાગોમાં વહેંચાયેલું હોય છે. પણ એનો જે અડધો હિસ્સો ધર્મ સાથે જોડાયેલો છે તે પ્રાથમિક છે. એનો સાબાથ (Sabbath)નો દિવસ (ચર્ચમાં વિશ્રામનો

દિવસ) જીવન અને મૃત્યુ જેવા ગંભીર પ્રશ્નો પર વિચાર કરવામાં વ્યતિત થાય છે. સાથે સાથે પ્રાર્થના કરવાની આદત, ભોજન કરતી વખતે ઈશ્વરનો ઉપકાર માનવો અને ધન્યવાદ આપવા અને અજાણપણે એવી ભાવના રાખવી કે જન્મ અને મૃત્યુ, જીવન અને વિવાહ વગેરે ધર્માનુષ્ઠાનની ક્રિયાઓ છે. આ બધું અભિન્ન પણે એની સાથે જોડાયેલું છે સંભવત: વ્યવસ્થા અથવા વિષય સુખોનો ત્યાગ કરવો જોઈએ. પરંતુ એમાં પણ પરિવર્તિત ધાર્મિક ભાવનાનો આદેશ હોય છે.''

સાંપ્રત સમાજના મનુષ્યોની ધાર્મિક ભાવનાઓની તુલના આદિમ સમાજના ઉપરોક્ત વર્ણન સાથે કરવામાં આવે તો, સૈદ્ધાંતિક અને આચારાત્મક એમ બન્ને દૃષ્ટિએ ધર્મનું મૌલિક સ્વરૂપ તો એક જ છે એનો ઈન્કાર કોઈ કઈ રીતે કરી શકે ! ભલેને પછી તે આદિમ સમાજના ધર્મની વાત કરતો હોય અથવા સાંપ્રત સભ્ય સમાજની વાત કરતો હોય ! એટલે કે વાત તો સ્પષ્ટ જ છે કે; આદિમ સમાજ અને સભ્ય સમાજ બન્ને એક વાત પર તો સંમત છે કે ધર્મનું કેન્દ્રબિંદુ એટલે કે, જીવનની પ્રક્રિયા - જેમાં પ્રત્યેક વ્યક્તિનું રક્ષણ થાય છે અને એના વંશનું સંચાલન-વિસ્તરણ થાય છે - તે એક જ છે. આ બાબતમાં સાંપ્રત સભ્ય સમાજ કે પ્રાથમિક અવસ્થાવાળા આદિમ સમાજમાં વાસ્તવિક રીતે કોઈ અંતર છે જ નહીં. પરંતુ અન્ય બે મહત્ત્વના મુદ્દાઓ ઉપર આ બન્ને સમાજોમાં તફાવત છે - ભેદ છે.

પ્રથમ તો, આદિમ સમાજના ધર્મમાં ઈશ્વરની કલ્પનાનો કોઈ પણ અંશ જોવા મળતો નથી. બીજું આદિ સમાજના ધર્મમાં નૈતિકતા અને ધર્મ. આ બન્ને વચ્ચે કોઈ પણ પ્રકારનો સંબંધ નથી. આદિમ સમાજમાં ઈશ્વર સિવાયનો ધર્મ છે. આદિમ સમાજમાં નૈતિકતા તો છે પણ તે ધર્મથી સ્વતંત્રરૂપે છે.

ધર્મમાં ઈશ્વરની કલ્પનાનો ઉદય ક્યારે અને કેવી રીતે થયો એ કહેવું સંભવ નથી. એવું તો કહી શકાય તેમ છે કે, ઈશ્વરની કલ્પનાના મૂળમાં સમાજની મહાન વ્યક્તિની પૂજામાં હોય ! જેમાં મનુષ્ય જીવીત ઈશ્વરમાં શ્રદ્ધા ધરાવે છે. એટલે કે કોઈ સર્વશ્રેષ્ઠને જોઈને ઈશ્વરને માનવાનો આસ્તિકવાદ પેદા થયો હોય ! *ખેર ! ભલેને ગમે તે હોય, પણ ઈશ્વરની કલ્પના ધર્મનું અનિવાર્ય અભિન્ન અંગ નથી. એનો સંબંધ ધર્મની સાથે કેવી રીતે જોડાઈ ગયો એ બતાવવું ઘણું મુશ્કેલ છે.

* ઈશ્વરની કલ્પનાનો ઉદય આ બન્ને બાબતોથી થયો હોય એવું લાગે છે. એને હિંદુ ધર્મ દ્વારા બરોબર રીતે દર્શાવવામાં આવ્યો છે. આ માટે ઇન્દ્ર અને બ્રહ્માની કલ્પનાની તુલના ઈશ્વર સાથે કરો.

એવું પણ સંભવ છે કે, ઈશ્વરની કલ્પના - આ જીવન કોણે બનાવ્યું છે ? એવા તાત્વિક પ્રશ્ન ઉપર ચિંતનના પરિણામ સ્વરૂપે ઈશ્વરનો વિચાર અસ્તિત્વમાં આવ્યો હોય ! ઈશ્વરને જોયા વિના તે સૃષ્ટિનો નિર્માણકર્તા છે એવી માન્યતામાંથી ઈશ્વરવાદનો ઉદય થયો હોય એવી સંભાવના પણ છે. ખેર ! એ જે કંઈ હોય; ઈશ્વરની કલ્પના એ ધર્મનો અભિન્ન ભાગ નથી. એનો સંબંધ ધર્મની સાથે કઈ રીતે જોડાઈ ગયો એ બતાવવું અઘરું છે. જો કે ધર્મ અને નૈતિકતા વચ્ચેના સંબંધની બાબતમાં ચોક્કસપણે કહી શકાય તેમ છે. ધર્મ અને નૈતિકતાનો સંબંધ ઊંડો છે. ધર્મ અને નૈતિકતા તો માનવીના જીવનના મૌલિક પ્રશ્નો સાથે સંકળાયેલા છે, જેમાં જીવન, મૃત્યુ, જન્મ અને લગ્નનો સમાવેશ થાય છે. ધર્મ જીવનના પ્રસંગોને પવિત્ર બનાવે છે. જ્યારે નૈતિકતા જીવન માટેના નિયમો આપે છે. ધર્મ જીવનના સંજોગોને પવિત્ર બનાવે છે ત્યારે સમાજે જે નિયમો ઘડ્યા હોય છે તેને પણ પવિત્રતા આપે છે. આ પ્રમાણે આપણે જો જોઈએ તો ધર્મ અને નૈતિકતાનો સંબંધ કેવી રીતે બંધાયો તેની સમજ પડે છે. ધર્મ અને ઈશ્વર વચ્ચેના સંબંધ કરતાં ધર્મ અને નૈતિકતા વચ્ચેનો સંબંધ ઘણો ઊંડો અને ગાઢ છે. પરંતુ ધર્મ અને નૈતિકતાનું જોડાણ થયું હશે એની ખબર પડતી નથી. પરંતુ એક વાત તો સ્પષ્ટ જ છે કે, સભ્ય માણસના ધર્મ અને આદિમ સમાજના ધર્મમાં બે મુદ્દાઓ અંગે જુદાપણું છે. સભ્ય સમાજમાં ધર્મના માળખામાં ઈશ્વરનો સમાવેશ થયેલો છે અને નૈતિકતાને ધર્મના કારણે પવિત્રતા પ્રાપ્ત થયેલી છે.

હું જે ધાર્મિક ક્રાંતિની વાત કરી રહ્યો છું એનો આ પ્રથમ તબક્કો છે. ધર્મ ક્રાંતિની પ્રક્રિયામાં ઉપરોક્ત બે તત્ત્વો ઉપસી આવતાં ધર્મનો વિકાસ અટકી પડ્યો એવું માનવું ઉચિત નથી.

આ બન્ને વિચારધારાઓ સભ્ય સમાજના ધર્મના હિસ્સા બની જતાં એમાં અધિક પરિવર્તન આવ્યું. જેના કારણે એના અર્થોમાં અને એની નૈતિકતાના મહત્ત્વમાં ક્રાંતિ થઈ ગઈ છે. ધાર્મિક ક્રાંતિના બીજા તબક્કામાં મોટા ફેરફારો થયા છે. આમ મોટા મૌલિક પરિવર્તનો થવાને કારણે એટલો મોટો તફાવત પડી ગયો કે સભ્ય સમાજ, પ્રાચીન સમાજ અને આધુનિક સમાજમાં વિભાજિત થઈ ગયો અને જ્યારે આપણે સભ્ય સમાજના ધર્મ અંગેની વાત કરીએ છીએ ત્યારે પ્રાચીન સમાજ અને આધુનિક સમાજના ધર્મ અંગેની ચર્ચા કરવી જરૂરી બની જાય છે.

પ્રાચીન સમાજને આધુનિક સમાજથી અલગ કરનારી ધાર્મિક ક્રાંતિ, સભ્ય સમાજને આદિમ સમાજથી અલગ કરનારી ધાર્મિક ક્રાંતિ કરતાં ખૂબ જ વિસ્તૃત અને વિશાળ છે. એની વ્યાપકતા, ઈશ્વર, સમાજ અને મનુષ્યો વચ્ચેના પારસ્પરિક સંબંધો અંગે જે માન્યતાઓ પેદા થઈ એના ભેદો દ્વારા જ સ્પષ્ટ થાય છે.

આ ભેદનો પહેલો મુદ્દો સમાજની રચના સાથે સંબંધિત છે. પ્રત્યેક મનુષ્ય પોતાની પસંદગીથી નહીં પણ પોતાના જન્મ અને પાલન-પોષણને કારણે કોઈ એક સમાજનો - જેને નૈસર્ગિક સમાજ કહેવામાં આવે છે, એનો સભ્ય બનતો હોય છે. તે કોઈ એક વિશિષ્ટ પરિવાર તથા કોઈ એક વિશિષ્ટ રાષ્ટ્ર સાથે સંબંધિત હોય છે. આ પ્રકારની સદસ્યતાને કારણે કેટલીક ચોક્કસ સામાજિક જવાબદારીઓ તથા કર્તવ્યો પણ વ્યક્તિને સોંપવામાં આવે છે. અને એનું પાલન વ્યક્તિ માટે સ્વાભાવિક ગણવામાં આવે છે. અને આ જવાબદારીઓ અને કર્તવ્યોનું જો પાલન ન કરવામાં આવે તો સામાજિક દૃષ્ટિએ તેને અયોગ્ય ગણીને દંડ કરવામાં આવે છે. અને જો આ ફરજો અદા કરે તો વ્યક્તિને અધિકાર અને સવલતો આપવામાં આવે છે. આ બાબતમાં પ્રાચીન અને આધુનિક બન્ને સમાજો સમાન છે. પરંતુ પ્રોફે. સ્મિથનું કહેવું છે કે,

"આ બાબતમાં એક મહત્ત્વપૂર્ણ તફાવત એ છે કે સંસારની આધુનિક વ્યાખ્યાના સંદર્ભમાં પ્રાચીન સંસારનો આદિમ સમાજ અથવા રાષ્ટ્રીય સમાજ વસ્તુત: એક નૈસર્ગિક સમાજ નહોતો, કારણ કે સમાન દેવતાઓની ભૂમિકા અને અસ્તિત્વ એવા સમાજોમાં હતું. જે સમુદાયમાં મનુષ્યનો જન્મ થતો, તે માત્ર એના સગાસંબંધીઓ તથા અન્ય સહયોગી નાગરિકોના સમુદાયનો જ નહોતો ગણાતો પણ એને કેટલીક દિવ્ય વિભૂતિઓ, જેમ કે પરિવાર અને રાજ્યના દેવતાઓનો પણ સ્વીકાર કરવો પડ્યો. પ્રાચીન મત અનુસાર આ બધું કોઈ વિશેષ સમુદાયના અભિન્ન ભાગ જેવું ગણાતું.

પ્રાચીન સમાજનાં દેવો અને તેના ઉપાસકો વચ્ચેના સંબંધોની અભિવ્યક્તિ માનવના સંબંધોની ભાષામાં કરવામાં આવતી હતી. અને આ ભાષાનું અર્થઘટન આલંકારિક કે કાવ્યાત્મક અર્થમાં લેવામાં આવતું નહોતું પણ એનો અર્થ વાસ્તવિકતાના સામાન્ય અર્થમાં જ લેવામાં આવતો.

જો કોઈ દેવતાને પિતા અને એના ઉપાસકોને એમનાં સંતાન કહેવામાં આવતાં તો એનો શબ્દશ: અર્થ એટલો જ થતો કે આ ઉપાસકો એનાં જ પેદા કરેલા છે. અને તે દેવતા અને તેના ઉપાસકોનો એક નૈસર્ગિક પરિવાર હતો. અને પરિવારના બધા લોકો એક બીજાની સાથે ફરજોથી બંધાયેલા હતા.

અથવા જો આ દેવોને રાજા કહેવામાં આવે તો એનો અર્થ એવો લેવામાં આવતો કે એના ઉપાસકો એનાં દાસ છે અને રાજ્યનું સંચાલન બધું રાજાના હાથમાં છે. અને તેના અનુસાર રાજ્યની વ્યવસ્થામાં તેમ જ મહત્ત્વપૂર્ણ કાર્યોમાં એમનો સમાવેશ કરવામાં આવેલો છે. અને એટલે દેવની સલાહ સૂચન મુજબ વર્તવા તેઓ બંધાયેલા છે અને રાજાને ઉચિત આદર અને સન્માન આપવાની એમની ફરજ છે.

એવી જ રીતે માણસનો જન્મ નિશ્ચિત દેવતાઓ સાથે સંબંધિત હતો. અને એ સંબંધની સદસ્યતાને આધારે અન્ય મનુષ્યો સાથે એનો સંબંધ બંધાયેલો હતો. દેવતાઓ સાથેના સંબંધોને આધારે એનો ધર્મ નિશ્ચિત થતો હતો. આ ધર્મ પ્રમાણે એને આચરણ કરવું પડતું. આ આચરણ સર્વ સાધારણને લાગુ પડતી આચારસંહિતાનો જ એક ભાગ માનવામાં આવતું. કારણ કે તે સામાજના સભ્ય તરીકે આ બાબત એને લાગુ પડતી હતી.

ધર્મનું ક્ષેત્ર અને સામાન્ય જીવન અને બન્ને અલગ અલગ બાબતો નહોતી. પ્રત્યેક સામાજિક કાર્યનો મનુષ્ય અને દેવતા બન્નેની સાથે સંબંધ ગણાતો, કારણ કે સામાજિક રચના કેવળ મનુષ્યથી જ ન હોતી બનેલી પણ મનુષ્ય અને દેવતા એમ બન્નેના મળવાથી બનેલી હતી.''

આ રીતે પ્રાચીન સમાજમાં મનુષ્ય અને દેવતા બન્નેના મેળાપથી સમાજની સામાજિક, રાજનૈતિક તથા ધાર્મિક સંરચના કરવામાં આવી હતી. ધર્મની સ્થાપના દેવતા અને એના ઉપાસકો વચ્ચેના ઘનિષ્ઠ સંબંધોને આધારે કરવામાં આવતી હતી. આધુનિક સમાજે દેવતાઓને પોતાની સામાજિક સંરચનાથી અલગ કરી દીધેલા છે. હવે એમાં માત્ર મનુષ્યનો સમાવેશ થાય છે.

પ્રાચીન સમાજ અને આધુનિક સમાજની વચ્ચે જે બીજો ભેદ છે, એનો સંબંધ સમાજ તથા દેવતા વચ્ચેના સગપણ અંગેનો છે, પ્રાચીન સંસારમાં વિભિન્ન જાતિઓ અનેક દેવતાઓના અસ્તિત્વમાં વિશ્વાસ રાખતી હતી. કારણ કે તે પોતાનાં જ નહીં પણ શત્રુઓના દેવતાઓને પણ માન્યતા આપતા હતા. પણ અજાણ્યા દેવોની ઉપાસના તે કરતા નહીં, કારણ કે તેઓ એમની પાસેથી ઉપકારની કે બદલાની આશા રાખતા નહીં અને આવા દેવો ઉપર ચઢાવેલ ભેટ કે દાનને લાભદાયક માનતા નહીં. પ્રત્યેક સમુદાયને પોતાનો દેવ રહેતો અથવા તો દેવો અને દેવીઓ રહેતી. અને અન્ય દેવતાઓ સાથે એમનો કોઈ પણ પ્રકારનો સંબંધ રહેતો નહીં.*

પ્રાચીન સમાજના દેવતા એક અનૂઠા દેવતા હતા. આ દેવતાઓને કેવળ

* ધી રિલિજિયન ઓફ સેમાઈટ્સ

એક જ જાતિ સાથે સંબંધ રહેતો. અને એના ઉપર એક જ જાતિનો આધાર ગણાતો. આ વાત નીચેની રીતે સ્પષ્ટ થાય છે.

"દેવતાઓ પોતાના ઉપાસકોના ઝઘડાઓમાં અને યુદ્ધોમાં ભાગ લેતા હતા. દેવતાઓના શત્રુઓ અને એના ઉપાસકોના શત્રુઓ એક જ ગણાતા. એટલું જ નહીં 'જૂના કરાર'માં (ઓલ્ડ ટેસ્ટામેન્ટ)માં 'યહોવાહના શત્રુ' એ જ છે જે ઈઝરાયેલના શત્રુઓ હતા. યુદ્ધમાં પ્રત્યેક દેવતા પોતાના લોકોને માટે લડતા હતા અને એની સહાયતાથી જ વિજય મળે છે એવું માનવામાં આવતું. ચેમોસે (Chemosh)મોઆબ (Moab)ની અને અશ્યારેને (Asshyr)અસિરિયાનો વિજય અપાવ્યો હતો એવું માનવામાં આવતું. કેટલીક વખત તો દૈવી પ્રતિમાઓને અથવા તો એમના પ્રતિકોને યુદ્ધભૂમિમાં લઈ જવામાં આવતા. જ્યારે આર્કને ઈઝરાયેલના શિબિરમાં લાવવામાં આવેલો ત્યારે ફિલિસ્ટાઈને કહ્યું હતું. "આર્કના સ્વરૂપે દેવતાઓનું આપણી શિબિરમાં આગમન થયું છે અને તે પોતાના સામર્થ્યથી અનિવાર્યપણે આપણને સફળતા અપાવશે જ. કારણ કે જ્યારે ડેવીડે એનો બાલપ્રેજિમ (Baalperazim)માં પરાભવ કર્યો ત્યારે લૂંટના માલમાં એ દેવતાઓની પ્રતિમાઓ પણ હતી, જે તેઓ યુદ્ધભૂમિમાં પોતાની સાથે લઈ ગયા હતા.

મેસિડોનના ફિલિપ રાજા સાથે કોર્થેજવાસીઓનું જ્યારે સમાધાન થયું હતુ એમાં એ લોકોએ આ પ્રકારનો ઉલ્લેખ કર્યો છે. "અભિયાનમાં ભાગ લેનારા દેવતા ઓનો નિ:સંદેહ પેલા પવિત્ર શિબિરવાસીઓ સાથે સંબંધ છે, યુદ્ધભૂમિમાં જે શિબિરનો મુખ્ય સેનાપતિ હતો તેના તંબુ પાસે જેમાં દેવોની મૂર્તિઓ રાખવામાં આવી હતી અને તે જ તંબૂ સામે વિજય મળ્યા પછી કેદીઓની બલિ પણ ચઢાવવામાં આવી હતી.

એવી જ રીતે કોઈ આરબ કવિએ કહ્યું હતું કે, "મુરાદની વિરુદ્ધ અમારી સાથે યાગુથ (yaguth)યુદ્ધમાં લઈ જવામાં આવી હતી - જે દેવોની પ્રતિમાઓ હતી.

આ તથ્યો 'દેવતા' અને 'સમાજ'માં દૃઢ થયેલી એકરૂપતાને સિદ્ધિ કરે છે.

એટલે જ 'દેવતા' અને એના 'ઉપાસકો'ની વચ્ચે જે એકરૂપતા સધાઈ એ તત્વને આધારે બનેલો રાજનૈતિક સમાજ વિશેષ ગુણધર્મનું ક્ષેત્ર ધરાવતો જોવા મળે છે.

જ્યારે કોઈ પણ સમુદાય અથવા ગામના દેવતાની લોકો આરાધના અને સેવા કરે ત્યારે દેવતા ઉપર એમનો નિર્વિવાદ અધિકાર ગણાતો. અને તે તેમનો દેવતા ગણાતો. એટલે સમુદાયના શત્રુઓનો પણ શત્રુ ગણાતો. અને જે લોકોને આ સમુદાયના લોકો જાણતા નથી, દેવતા પણ એમનાથી અજાણ ગણાતો.

આ રીતે દેવતાનો એક સમુદાય ગણાતો અને દરેક સમુદાયને પોતાનો એક દેવતા રહેતો. આમ દેવતાનો એક સમુદાય સાથે અને સમુદાયનો એક દેવતા સાથે સંબંધ સ્થાપિત થઈ ગયો.

આ દૃષ્ટિકોણના બે પરિણામો આવ્યાં. આદિમ સમાજે આ સિદ્ધાંતને ક્યારેય એવા સ્વરૂપે સ્વીકાર્યો નહીં કે દેવતા વિશ્વ વ્યાપ્ત હોય છે અને તે તમામનો દેવતા છે. પ્રાચીન આદિમ સમાજમાં ક્યારેય એવી માન્યતા બની નહોતી કે, આ બધા સિવાય 'માનવતા' જેવી કોઈ વસ્તુ હોઈ શકે છે.

પ્રાચીન અને અર્વાચીન સમાજમાં જે ત્રીજો ભેદ છે તે તેની પૈતૃક સંકલ્પના અંગે છે. પ્રાચીન સમાજમાં દેવતાને લોકોનો પિતા ગણવામાં આવતો પરંતુ આ પિતૃત્વની સંકલ્પનાનો આધાર શારીરિક માનવામાં આવ્યો હતો. મૂર્તિપૂજક ધર્મોમાં દેવતાઓને પિતાના સ્વરૂપે માનવામાં આવતાં હતા. દા.ત. ગ્રીક લોકોમાં એવી કલ્પના પ્રચલિત છે કે, જે રીતે કુંભાર માટીમાંથી મૂર્તિઓનું નિર્માણ કરે છે, એવી જ રીતે દેવતાઓએ મનુષ્યોને માટીમાંથી આકાર આપ્યો છે. જો કે આ કલ્પના આધુનિક છે, પુરાણી માન્યતા તો એવી હતીકે મનુષ્ય બન્નેની માતાઓ છે અને આ સંદર્ભે મનુષ્ય વાસ્તવમાં દેવતાઓના વંશજ અથવા સ્વજન બની જાય છે. આવી જ ધારણા પ્રાચીન જ્યુ લોકોમાં પ્રચલિત હતી, જેનો સ્પષ્ટ ઉલ્લેખ બાયબલમાં જોવા મળે છે. જેરેમિહ લોકો આ મૂર્તિઓ અંગેનું વર્ણન કરે છે તેમાં પોતાના પૂર્વજોના રૂપમાં તેની ગણના કરે છે જેમ કે "તમે મારા પિતા છો" અને પેલા પત્થરને કહે છે "તમે મને આ સંસારમાં લાવ્યા." બાઈબલ (નમ : ૨૧-૨૯)માં મોઆબ લોકોને ચોમેસ દેવતાના પુત્ર પુત્રીઓ કહેવામાં આવ્યા છે અને બહુ જ આધુનિક સમયમાં મલાચિ નામના ધર્મોપદેશકે કોઈ મૂર્તિપૂજક સ્ત્રીને 'વિલક્ષણ દેવતાની પુત્રી' કહી છે. નિ:સંદેહ આ તમામ સંબોધનો તે પ્રાચીન ભાષાનો ભાગ છે, જેનો ઈઝરાયેલના પડોશી લોકો પોતાને માટે પ્રયોગ કરતા હતા. સીરિયા અને પેલેસ્ટાઈન દેશોમાં પ્રત્યેક જાતિ અથવા અનેક નાની નાની જાતિઓના

સમુદાયો પોત પોતાને સ્વતંત્ર જાતિના રૂપમાં માનતા આવ્યા છે અને પોતાની મૂળ ઉત્પત્તિનો સંબંધ પ્રથમ પિતામહ (દેવતા)ની સાથે સાંકળે છે. ગ્રીક દેશના લોકોની જેમ જ એમના માટે પણ આ પિતામહ અથવા વંશના ઉત્પત્તિદાતા વંશના દેવતા જ હોય છે. ઘણાં નવીનતમ્ સંશોધકોએ એવું અનુમાન લગાવ્યું છે કે, ખ્રિસ્તી ધર્મના પુસ્તકના પહેલા ખંડમાં પ્રાંતોની પુરાણી વંશાવળીમાં આવા અનેક દેવતાઓનાં નામ જોઈ શકાય છે. આ વાત ઉપરોક્ત વિચારાનુસાર જ છે. દા.ત. એડોમાઈટ લોકોના ઉત્પત્તિદાતા એડમની હિબ્રના લોકોએ જેકબના ભાઈ ઈશુની સાથે ઓળખાણ કરાવી છે. પરંતુ મૂર્તિપૂજકો માટે તે 'દેવતા' હતો. આ વાત 'ઓબેડડમ' લોકોના ઉલ્લેખમાં સ્પષ્ટ થાય છે. જે 'એડમ'ના ઉપાસકો છે.

ફોયનિશિયન અને બેબિલિયન વંશોના - વર્તમાન વશંની ઉત્પત્તિ એવા સમયે થયેલી છે, જ્યારે પ્રાચીન ધર્મ અને પ્રત્યેક દેવતાને કોઈને કોઈ જાતિ વિશેષ સાથે સંબંધ હતો એ વાત લોકો ભૂલી ગયા હતા. અથવા તો દેવતા જાતિવિશેષ સાથે સંબંધિત હોય એ વાત મહત્ત્વહીન બની ગઈ હતી. પણ સર્વસાધારણ સ્વરૂપે આજે પણ એ વાત લોકોમાં પ્રચલિત છે કે મનુષ્ય દેવતાઓના સંતાનો છે. ફિલો બેબલિસ (Philo Bablius)વંશના લોકોમાં વિશ્વ નિર્માણ અંગે ફોયનિશિયન સિદ્ધાંતમાં આ ધારણા જ કંઈક અસ્પષ્ટ રૂપે થયેલી છે. એનું કારણ - લેખકનો સંકોચ કારણભૂત છે. આ સિદ્ધાંત અનુસાર - દેવતા દિવ્ય પુરુષ હોય છે. જે પોતાની જાતિ માટે મહાન ઉદ્ધારકનું કાર્ય કરે છે. એવી જ રીતે બેરોસસ લોકોની ચાલ્ડિયન (Chaldaean)પૌરાણિક કથામાં પણ એવી માન્યતા છે કે, મનુષ્યો પણ દેવોની સાથે રક્ત સંબંધથી જોડાયેલા છે - જો કે આ વાત ખૂબ જ અપરિપક્વ રૂપથી કહેવામાં આવી છે. આ કથા ઘણાં પ્રાચીન સમયની નથી. એમાં એવું કહેવામાં આવ્યું છે કે પશુ, પક્ષી અને મનુષ્યો, તમામને આ માટીથી બનાવવામાં આવ્યા છે, જેમાં કોઈક માથુ કપાઈ ગયેલા દેવતાનું રક્ત મિલાવવામાં આવ્યું હતું.*

મનુષ્ય અને દેવતાઓ વચ્ચેના આ રક્તસંબંધની કલ્પનાનું એક મહત્ત્વપૂર્ણ પરિણામ આવ્યું છે. પ્રાચીન સંસારમાં તો દેવતાઓ પણ માનવીઓ જ હતા. એટલે એમનામાં પરિપૂર્ણ સદ્દ્ગુણ તથા શ્રેષ્ઠતા હોય એવું નહોતું. દેવતાઓનો સ્વભાવ પણ મનુષ્યોના સ્વભાવને મળતો આવતો હતો, એટલે

* ધી રિલીજ્યન ઓફ સેમાઈટ્સ.

મનુષ્યમાં જે ભાવનાઓ, લાગણીઓ, બિમારીઓ અને દુર્ગુણો જોવા મળે છે, તે બધું જ આ દેવતાઓમાં જોવા મળે છે. પ્રાચીન સંસારના દેવતાઓમાં મનુષ્યો જેવી જ વાસનાઓ અને આકાંક્ષાઓ હતી. અને કેટલીક વાર માનવીય દુર્ગુણોમાં તેઓ પણ ડૂબેલા રહેતા, જેમ માનવીઓ જોવા મળે છે. દેવતાઓના ઉપાસકોને આ બાબતમાં પ્રાર્થના કરવી પડતી હતી કે તે એમને દુર્ગુણો અને લાલચમાં ફસાવી ન દે !

આજના સમાજમાં ઈશ્વરને પિતા ગણવાનો વિચાર (સ્મિથના આગળ જણાવ્યા અનુસાર) શારીરિક અને નૈસર્ગિક પિતૃત્વથી તદ્દન અલગ પડી ગયો છે. એની જગ્યાએ એવો વિચાર આવી ગયો છે કે, ઈશ્વરે માનવીની રચના પોતાની છબી પ્રમાણે કરી છે. માનવીને ઈશ્વરે શારીરિક જન્મ આપ્યો નથી.

દેવતાની પિતૃત્વની કલ્પનામાં જે પરિવર્તન આવ્યું, એ પરિવર્તનને જો નૈતિક દૃષ્ટિએ જોવામાં આવે તો એને કારણે વિશ્વના સંચાલન કર્તા તરીકે દેવતાના સ્વરૂપમાં ઘણું મોટું પરિવર્તન આવ્યું છે. દેવતાને એના પ્રાકૃતિક સ્વરૂપમાં પરિપૂર્ણ શ્રેષ્ઠતા અને સદ્‌ગુણોને યોગ્ય માનવામાં આવતો નહોતો અને જ્યારે ખુદ દેવતા જ સદાચારમાં પરિપૂર્ણ ન હોય ત્યારે એના અનુસરણથી આ પૃથ્વી પણ સદાચારી બને એવી અપેક્ષા રાખી શકાય તેમ નહોતી. દેવતાનો મનુષ્યો સાથેનો શારીરિક રક્તસંબંધ અલગ થતાં જ હવે એવી કલ્પના કરી શકાઈ કે દેવતામાં ઉત્તમતા અને સદ્‌ગુણો પરિપૂર્ણ રીતે હોય છે.

મતભેદનો ચોથો મુદ્દો માનવની રાષ્ટ્રીયતાના પરિવર્તન અંગે છે. પ્રાચીન સમયમાં જ્યાં સુધી રાષ્ટ્રીયતામાં પરિવર્તન ન થાય ત્યાં સુધી ધર્મમાં પણ કોઈ પરિવર્તન સંભવ ન હોતું. ધર્મપરિવર્તન ન કરવામાં આવે તો રાષ્ટ્રીયતામાં પણ પરિવર્તન થતું નહોતું. પ્રાચીન સંસારમાં કોઈ પણ વ્યક્તિને માટે પોતાની રાષ્ટ્રીયતાનાં પરિવર્તન કર્યા વિના ધર્મ પરિવર્તન કરવું અસંભવ હતું, અને સંપૂર્ણ જાતિને માટે ધર્મ પરિવર્તન કરવું ત્યાં સુધી અસંભવ હતું. જ્યાં સુધી કોઈ એક જાતિમાં અથવા રાષ્ટ્રમાં સંપૂર્ણપણે વિલિન ન થઈ જાય. રાજનૈતિક સંબંધોની જેમ ધર્મ પણ પુત્રને પિતા દ્વારા પ્રાપ્ત થતો હતો. કારણ કે મનુષ્ય પોતાની ઇચ્છાથી નવા દેવની પસંદગી કરી શકતો નહોતો. પોતાનાં સગાસંબંધ અને નાતીલાઓનો ત્યાગ કરીને, જો કોઈ બીજા સમુદાયનું, નાગરિક જીવન તથા ધાર્મિક જીવનનો સ્વીકાર ન થાય ત્યાં સુધી વ્યક્તિને માટે એનો પિતા જ એનો દેવતા ગણાતો અને આ જ એક માત્ર એવો દેવતા હતો જેના ઉપર

મૈત્રીને માટે વ્યક્તિ નિર્ભર રહી શકતો અને દેવતા એની પૂજાનો સ્વીકાર કરી શકતો.

સામાજિક એકરૂપતાને માટે ધર્મ પરિવર્તનની કસોટી કેવી રીતે આવશ્યક હતી એ વાતનો ઉલ્લેખ 'ઓલ્ડ ટેસ્ટામેન્ટ'ના 'નાઓમી' અને 'રુથ'ની વચ્ચે થયેલા સંવાદ ઉપરથી સ્પષ્ટ થાય છે.

નાઓમી રુથને કહે છે, : તારી બહેન એનાં પોતાના લોકો અને પોતાના દેવતાઓમાં ચાલી ગઈ છે.

અને રુથ પ્રત્યુત્તર આપે છે, : તમારા લોકો મારા લોકો બનશે અને તમારો ઈશ્વર મારો ઈશ્વર બનશે.

એક વાત તો સ્પષ્ટ છે કે, પ્રાચીન સંસારમાં રાષ્ટ્રીયતામાં પરિવર્તન કરવા માટે સંપ્રદાય (પંથ)માં પરિવર્તન કરવું અનિવાર્ય હતું. સામાજિક એકરૂપતાનો અર્થ ધાર્મિક એકરૂપતા થતો હતો.

આધુનિક સમાજમાં સામાજિક એકરૂપતા માટે કોઈ એક ધર્મનો ત્યાગ કરવો અથવા બીજા ધર્મનો સ્વીકાર કરવો આવશ્યક નથી. આ વાત આધુનિક વ્યાખ્યામાં જેને આપણે 'સ્વાભાવિકરણ' (naturalization) કહીએ છીએ એનાથી સ્પષ્ટ થાય છે. જેમાં એક રાજ્યનો નાગરિક પોતાની નાગરિકતાનો ત્યાગ કરે છે અને કોઈ નવા રાજ્યનો નાગરીક બને છે. સ્વાભાવિકરણ (Naturalization)ની આ પ્રક્રિયામાં ધર્મનું કોઈ સ્થાન નથી. કોઈ પણ વ્યક્તિ ધાર્મિક એકરૂપતા પ્રાપ્ત કરી શકે છે અને એનું જ બીજું નામ સ્વાભાવિકરણ છે.

આધુનિક સમાજથી પ્રાચીન સમાજની ભિન્નતા સ્પષ્ટ કરવા માટે કેવળ એટલું જ કહેવું પર્યાપ્ત છે કે, આધુનિક સમાજ કેવળ મનુષ્યોનો બનેલો છે. એની સાથે એ વાતનો પણ સ્વીકાર કરવો પડશે કે, આધુનિક સમાજ એવા મનુષ્યોનો બનેલો છે જેઓ ભિન્ન ભિન્ન દેવતાઓની પૂજા કરે છે.

મત ભિન્નતાનો પાંચમો મુદ્દો ધર્મના એક ભાગના સ્વરૂપમાં દેવતાઓ અંગેના જ્ઞાનની સાથે સંબંધિત છે.

પ્રાચીન દૃષ્ટિકોણથી દેવતા સ્વયં શું છે ? આ પ્રશ્ન ધાર્મિક નહીં પરંતુ કાલ્પનિક છે. ધર્મને માટે એ જરૂરી છે કે; દેવતા જે નિયમોનું પાલન કરે છે, એની વ્યવહારિક જાણકારી એના ઉપાસકોને હોવી જોઈએ અને તે પ્રમાણે તેઓ આચરણ કરવાની અપેક્ષા રાખે છે. જેને બાયબલના કીંગ - ૧૭:૨૬માં 'રીતભાત' (Manner)અથવા 'પારંપરિક કાયદા' (Customary law)નું નામ

આપવામાં આવ્યું છે. આ વાત ઈઝરાયેલના ધર્મને પણ લાગુ પડે છે. જ્યારે (ધર્મોપદેશક) પયગંબર (Prophets)પોતાની સરકારના કાનૂનો તથા સિદ્ધાંતોના જ્ઞાનની વાત કરે છે અને ધર્મનો સંપૂર્ણ સાર સ્પષ્ટ કરે છે, ત્યારે તે 'યહોવાહના જ્ઞાન અને ભય' (The Knowledge and Fear of Jehovah)નો જ નિર્દેશ કરે છે એટલે કે યહોવાહે જે આદેશ આપ્યો છે અને તે આદેશોનું આદરયુક્ત રીતે પાલન કરવાનું છે. **પયગંબરો** (Prophets)ના ગ્રંથોમાં તત્કાલિન ધાર્મિક સિદ્ધાંતો પ્રત્યે અત્યાધિક સંદેહ વ્યક્ત કરવામાં આવ્યો છે. **બાયબલમાં** બુક ઓફ **એકલીજિએસ્ટીકમાં** (Book of ecclecsiastic)પણ ધાર્મિક ચિંતન વિશે સંશયવાદની ભાવનાનો એક ઉચિત વલણરૂપે ભલામણ કરાઈ છે. આમ છતાં ગમે તેટલી ચર્ચા અને વાદવિવાદ કરવામાં આવે, તે મનુષ્યને આ સરળ નિયમથી આગળ લંઈ જઈ શકે તેમ નથી કે, 'તે ઈશ્વરથી ડરે અને એની આજ્ઞાનું પાલન કરે.' આ ઉપદેશ લેખક સોલોમનના છે, અને એટલે તે ધર્મ પ્રત્યે પ્રાચીન દૃષ્ટિકોણનું પ્રતિનિધિત્વ કરે છે અને તેમાં કંઈ પણ અન્યાય કર્તા નથી.. દુર્ભાગ્યે આધુનિક કાળમાં આ વિચારનું મહત્ત્વ ધીરે ધીરે ઓછું થવા માંડ્યું છે.

મત ભિન્નતાનો છઠ્ઠો મુદ્દો ધર્મમાં આસ્થાનું જે સ્થાન છે એને સંબંધિત છે. પ્રાચીન સમાજમાં -

જો સ્પષ્ટ રીતે કહેવું હોય તો, સંસ્કાર (ritual) અને વ્યાવહારિક પરંપરાઓ (Practical usages)એ જ પ્રાચીન ધર્મનો આખે આખો સાર હતો એમ કહી શકાય. પ્રાચીનકાળમાં ધર્મ વ્યહવારિક રૂપે આસ્થાની પદ્ધતિ નહોતી. પણ ધર્મને એક સ્થિર પારંપરિક ક્રિયાની સંસ્થા માનવામાં આવતી હતી. જેમાં સમાજંનો પ્રત્યેક સભ્ય નિર્ભયતાથી પોતાની સંમતિ વ્યક્ત કરી શકતો. વગર તર્કે કોઈ વસ્તુ પર સંમતિ આપી દેવી અને કાર્યમાં જોડાઈ જવું એ માણસ માટે માણસ હોવાનો પ્રશ્ન પેદા કરે તેમ છે. જો કે પ્રાચીન ધર્મમાં પહેલાં તર્ક દ્વારા સિદ્ધાંતનું રૂપ અને રચના કરીને ત્યાર પછી એનું આચરણ કરવામાં આવતું નહોતું. એનાથી વિપરીત પહેલાં આચરણ કરવામાં આવ્યું અને ત્યાર પછી સિદ્ધાંતોની રચના કરવામાં આવી. મનુષ્યોએ સર્વસાધારણ તત્ત્વોને શબ્દોમાં વ્યક્ત કરતાં પહેલાં આચારસંહિતાના નિયમો બનાવ્યા હતા. રાજનૈતિક સંસ્થાઓ રાજનૈતિક સિદ્ધાંતોથી પુરાણી છે એ જ રીતે ધાર્મિક સંસ્થાઓ ધાર્મિક સિદ્ધાંતો કરતાં વધારે પુરાણી છે. આ તુલનાની પસંદગી

કોઈએ પોતાની મરજીથી કરેલ નથી. કારણ કે પ્રાચીન સમાજમાં હકીકતે ધાર્મિક અને રાજનૈતિક સંસ્થાઓમાં પરિપૂર્ણ સમાનતા હતી. પ્રત્યેક ક્ષેત્રમાં પૂર્વ પ્રથા (form and precedent)તથા સંસ્કારોનું ભારે મહત્ત્વ હતું. પરંતુ આ પૂર્વ પરંપરાનું પાલન શા માટે કરવામાં આવે છે ? એવું પૂછવામાં આવે તો એનું સ્પષ્ટીકરણ કેવળ એની પ્રથમ સ્થાપનાની દંતકથા દ્વારા બતાવી દેવામાં આવે છે. કોઈ પ્રથા એકવાર પ્રસ્થાપિત થઈ જાય એને અધિકારયુક્ત માનવામાં આવતી હતી. અને એને માટે કોઈ પ્રમાણની જરૂરિયાત ગણાતી નહોતી. સમાજના નિર્ણયો પૂર્વ નિર્ણયો પર આધારિત રહેતા અને સમાજનું અસ્તિત્વ નિરંતર બન્યું રહે એટલી જ વાત આ વિચારને ન્યાય સંગત કરાવવા માટે પર્યાપ્ત હતું. એક પ્રથા પ્રસ્થાપિત થઈ ગયા પછી એને શા માટે ચાલુ ન રાખવી !

મત ભિન્નતાનો સાતમો મુદ્દો ધર્મમાં વ્યક્તિગત વિશ્વાસની સાથે સંબંધિત છે પ્રાચીન સમાજમાં -

મનુષ્યોનો જે સમાજમાં જન્મ થયો હોય એ સમાજના સંગઠિત સામાજિક જીવનનો જ એક ભાગ ધર્મ હતો. અને મનુષ્ય પોતાની અવચેતનાવસ્થામાં એવી રીતે એનું પાલન કરતો રહેતો જે રીતે કોઈ પણ સમાજમાં રહેનારો માણસ એના સમાજની વ્યવહારિક પ્રથાઓનું પાલન કરતો હોય છે. જે રીતે વ્યક્તિ રાજ્યની અનેક પ્રથાઓને સ્વીકારીને એનું પાલન અને અનુસરણ કરતો હોય છે, એવી જ રીતે દેવતાઓ તથા એમની ઉપાસનાનો પણ સ્વીકાર કરતો અને જો એના અંગે કોઈ ચર્ચા અથવા શંકા પ્રગટ કરતો ત્યારે પણ એવી ધારણાનો આધાર લેવામાં આવતો કે, પારંપરિક પ્રથાઓ સ્થિર હોય છે અને એનાથી વિપરીત કોઈ પણ ચર્ચા કરવી જોઈએ નહીં, અને કોઈ પણ તર્કથી પ્રસ્થાપિત પ્રથાઓને બદલવાની સ્વાતંત્રતા નહોતી. આજના સંદર્ભમાં આધુનિક ધર્મ સર્વપ્રથમ તો વૈયક્તિક વિશ્વાસ તથા તર્કપૂર્ણ શ્રદ્ધાની બાબત છે, જ્યારે પ્રાચીન લોકોમાં તે પ્રત્યેક નાગરિકના સાર્વજનિક જીવનનો જ એક ભાગ ગણવામાં આવતો. જે ચોક્કસ પ્રકારના માળખામાં બંધાયેલો હતો અને જેને સમજાવવાની જરૂરિયાત નહોતી અને એની આલોચના કે ઉપેક્ષા કરવાની સ્વતંત્રતા પણ નહોતી. ધાર્મિક અવજ્ઞા શાસન વિરુદ્ધનો અપરાધ માનવામાં આવતો હતો. એવું માનવામાં આવતું કે, જો પવિત્ર પરંપરાઓ સાથે મનમાની રીતે હસ્તક્ષેપ કરવા દેવામાં આવે તો એનાથી સમાજનો આધાર તૂટી જાય

છે અને ઈશ્વરની કૃપાથી પણ વંચિત થવું પડે છે. પરંતુ જ્યાં સુધી મનુષ્ય નિર્દેશિત આજ્ઞાઓનું પાલન કરતો હોય છે ત્યાં સુધી એને સાચા ધાર્મિક મનુષ્યના રૂપમાં માન્યતા આપવામાં આવતી અને તેણે કોઈને પણ એવું પૂછવું પડતું નહોતું કે ધર્મ એના અંત:કરણમાં કેટલો વસી ગયો છે અથવા ધર્મને કારણે એની વિવેકબુદ્ધિ પર શું પ્રભાવ પડ્યો છે ? રાજનૈતિક કર્તવ્યોની જેમ ધર્મને પણ પૂર્ણત: બાહ્ય આચરણના કેટલાક નિશ્ચિત નિયમોના પાલનથી જ ગ્રહણ કરવામાં આવતો હતો. કારણ કે મનુષ્ય ધર્મ અને રાજ્યનો અવિભાજિત ભાગ હતો.

મતભેદનો આઠમો મુદ્દો દેવતાનો સમાજ તથા મનુષ્ય સાથે સંબંધ અને દેવતાના અધિકારોના સંદર્ભમાં સમાજની સાથેના સંબંધો અંગે છે.

પહેલાં આપણે દેવતાના સમાજની સાથેના સંબંધોમાં જે મતભેદ છે તેને જોઈએ. આ અંગે આપણે ત્રણ બાબતોને ધ્યાનમાં રાખવી પડશે.

પ્રાચીન સંસારની શ્રદ્ધાએ ભગવાન પાસેથી પ્રાકૃતિક સુખોથી વિશેષ બીજું કશું જ માગ્યું નથી. ભગવાનની સામે જે ઉત્તમ મનોકામનાઓ રાખવામાં આવતી હતી, તે સુખી સાંસારિક જીવન, વિશેષ કરીને ભૌતિક આવશ્યકતાઓને જ લાગતીવળગતી રહેતી.

પ્રાચીન સમાજ જે ચીજ વસ્તુઓની માંગણી કરતો હતો અને એવો વિશ્વાસ રાખતો હતો કે એ બધી ચીજવસ્તુઓ તેને દેવતા દ્વારા પ્રાપ્ત થશે. નીચે પ્રમાણેની માગણીઓ મુખ્યત્વે રહેતી કે, ભરપૂર ઉપજ પેદા થાય, શત્રુની વિરુદ્ધમાં એને દેવ દ્વારા સહાયતા પ્રાપ્ત થાય અને નૈસર્ગિક આપત્તિઓમાં દેવવાણી દ્વારા એને ચેતવણી મળે અથવા કોઈક જાણકાર દ્વારા ઉચિત સલાહ મળે.

પ્રાચીન સંસારમાં ધર્મ એક વ્યક્તિનો નહીં પણ આખા સમાજનો વિષય હતો. આખા સમાજને દેવતાના અચળ અને ક્યારેય પરાજિત ન થાય એવી ભૂમિકામાં વિશ્વાસ હતો. દેવતાઓની અચૂક મદદની વ્યક્તિને નહીં પણ સમગ્ર સમાજને ખાતરી રહેતી.

હવે આપણે 'ઈશ્વર' અને 'વ્યક્તિ' વચ્ચેના સંબંધોને જોઈએ. મૂર્તિપૂજાના દેવતાઓનું કાર્ય પ્રત્યેક વ્યક્તિના કલ્યાણ માટે અથવા વ્યક્તિવિશેષ માટે ધ્યાન આપવાનું ન હોતું. એ વાત સાચી છે કે લોકો પોતાની વ્યક્તિગત વાતો દેવતાઓની સામે રજૂ કરતા હતા અને એને પ્રાર્થના કરીને અથવા પોતાની ઇચ્છા વ્યક્ત કરીને દેવતાના આશીર્વાદની માગણી કરતા હતા. પણ આ

પ્રકારનું વર્તન તેઓ એવી જ રીતે કરતા કે, જેમ કોઈ વ્યક્તિ રાજ પાસેથી પોતાને માટે કશાકની ભેટ માગે અથવા કોઈ પુત્ર પોતાના પિતા પાસેથી અમુક પ્રકારનો ઉપહાર મેળવવાની આશા રાખે. જો કે આવી માગણી છતાં માગેલ ચીજ વસ્તુઓ મળી જ જશે એવી અપેક્ષા કરતો હોતો નથી. આવા પ્રસંગે જો દેવતા કંઈક આપી દે તો એને માત્ર વ્યક્તિગત ભેટના સ્વરૂપે જ માનવામાં આવતું. પણ દેવતાનું સમાજન આગેવાન તરીકે જે ઉચિત કર્તવ્ય હતું તેનો તે ભાગ ગણાતું નહીં, મનુષ્યના નાગરિક જીવન પર દેવતાઓનું નિયંત્રણ હતું. દેવતાઓ એમને સાર્વજનિક લાભ, અનાજની વાર્ષિક ઉપજ તથા ભરપૂર પાક, રાષ્ટ્રીય શાંતિ અથવા શત્રુ પર વિજય વગેરે લાભ પહોંચાડતા હતા. પરંતુ પ્રત્યેકની વ્યક્તિગત જરૂરિયાતમાં સહાયતા કરશે જ એ જરૂરી ગણાતું નહીં. અને સૌથી મહત્ત્વપૂર્ણ વાત એ હતી કે, દેવતાઓ એવા કોઈ પણ કાર્યમાં મદદ કરતા નહોતા જે સમગ્ર સમાજના હિતની વિરુદ્ધની બાબત હોય. એટલે આ તમામ સંભવિત જરૂરિયાતો અને ઇચ્છાઓને ધર્મ પૂર્ણ કરશે અથવા નહીં કરે તેનું ક્ષેત્ર અલગ હતું.

હવે દેવતા અને સમાજની મનુષ્ય પ્રત્યે જે ભાવના છે એના મત-ભેદનો મુદ્દો જોઈએ.

પ્રાચીન સંસારમાં સમાજના વ્યક્તિગત કલ્યાણ અંગે કોઈ પણ પ્રકારનો લગાવ નહોતો. જો કે દેવતા સમાજ સાથે બંધાયેલો હતો છતાં. - દેવતા તથા એના ઉપાસકોમાં એવો કોઈ કરાર કે સમજૂતી નહોતી કે સમાજના પ્રત્યેક સભાસદની વ્યક્તિગત ચિંતાને દેવતા પોતાની ચિંતા માને. વિશેષ કરીને ભરપૂર ફળદાયી મોસમ, પશુધનમાં વૃદ્ધિ તથા યુદ્ધમાં વિજય, એવા સાર્વજનિક લાભ જે આખા સમાજને પ્રભાવિત કરે છે - એની દેવતાઓ પાસે અપેક્ષા રાખવામાં આવતી હતી. અને જ્યાં સુધી સમાજનો વિકાસ થતો હોય, ત્યાં સુધી કોઈનું વ્યક્તિગત દુ:ખ હોય તો પણ દિવ્ય દેવતાની કોઈ પણ પ્રકારની અવમાનના કરવામાં આવતી નહીં.

પ્રાચીન સંસારમાં તો મનુષ્યના દુ:ખને એક પ્રમાણ તરીકે માનવામાં આવતું કે એવી વ્યક્તિએ કુકર્મ કર્યું હશે અને તેથી દેવતાની ઘૃણાનો એને ભોગ બનવું પડ્યું - જે ન્યાયપૂર્ણ બાબત ગણાતી. જ્યારે દેવતાની સમક્ષ લોકોનો કોઈ ઉત્સવ કે ઉજવણી થતી કે ત્યારે દેવતાની ઘૃણાનો ભોગ બનેલ વ્યક્તિને ઉત્સવમાં ભાગ લેવાનો અધિકાર રહેતો નહીં.

આ દૃષ્ટિકોણ અનુસાર જ કોઢથી પીડિત તથા શોકગ્રસ્ત લોકોને ધર્મના પાલનથી તથા તમામ સામાજિક સુવિધાઓથી બહાર રાખવામાં આવતા હતા. જે જગ્યાએ આનંદપૂર્ણ પ્રસન્ન અને ધનવાન લોકોની ભીડ સમારોહ ઉજવવા ભેગી થઈ હોય ત્યાં આવા લોકોને દેવસ્થાનમાં લાવવામાં આવતા નહીં.

જ્યાં વ્યક્તિ અને વ્યક્તિ તથા વ્યક્તિ અને સમાજ વચ્ચે વિવાદ થયો હોય એવી ઘટનામાં દેવતાની કોઈ લેવાદેવા ગણાતી નહીં. પ્રાચીન સંસારમાં -

"મનુષ્યના કાર્યોમાં થતી ભૂલોને સુધારવામાં દેવતા નિરંતર વ્યસ્ત રહે. એવી એમની પાસે અપેક્ષા રાખવામાં આવતી નહીં. સામાન્ય બાબતોમાં મનુષ્યનું એ કર્તવ્ય ગણાતું કે તે પોતાના સગાસંબંધીઓને અને પોતાને સહાયતા કરે. જો કે દેવતા હંમેશાં એમની સાથે જ હોય છે અને જરૂર પડે ત્યારે એને બોલાવી શકાય છે, એવી માન્યતા હતી. જેનાથી સમાજમાં એક પ્રકારની નૈતિક શક્તિ પ્રાપ્ત થયા કરતી હતી. અને તેનાથી સમાજમાં સદાચાર અને નૈતિક વ્યવસ્થા બની રહેતી હતી. પરંતુ સાચી રીતે જોઈએ તો આ નૈતિક શક્તિનો પ્રભાવ બહુ જ અનિશ્ચિત રહેતો કારણ કે, પ્રત્યેક અનાચારીને એવું આશ્વાસન રહેતું કે અનાચાર કર્યા છતાં એના અપરાધને અણદીઠો ગણી કાઢવામાં આવશે. પ્રાચીન સંસારમાં મનુષ્ય દેવતા પ્રત્યે ન્યાય સંગત રહે એવી અપેક્ષા પણ રાખવામાં આવતી નહોતી.

કોઈ નાગરિક પ્રશ્ન પેદા થયો હોય કે કોઈ અનાચારની બાબત હોય તો પણ પ્રાચીન લોકોની પ્રવૃત્તિ સમાજ અંગે વધુ વિચારવાની અને વ્યક્તિના બારામાં ઓછું વિચારવાની રહેતી હતી. અને કોઈ પણ વ્યક્તિ આ વલણને અન્યાયપૂર્ણ માનતી નહીં. જો કે આવું વલણ વ્યક્તિના પોતાના અંગે હોય તો પણ આવું માનવામાં આવતું. દેવતા સમગ્ર રાષ્ટ્રનો અથવા તો સમગ્ર કબીલાનો ગણાતો. તે કોઈ એક વ્યક્તિની ચિંતા - સમુદાયના એક સભ્યના સ્વરૂપે કરતો નહીં.

'પોતાના વ્યક્તિગત દુર્ભાગ્યને માટે' મનુષ્યની પ્રવૃત્તિ પ્રાચીન સંસારમાં આ પ્રકારની હતી. મનુષ્ય દેવતાની પાસે પ્રસન્નતા પ્રાપ્ત કરવા જતો હતો અને પોતાના દેવતાઓની સામે પ્રસન્નતા મેળવતી વખતે મનુષ્ય પોતાના સગાસંબંધીઓ, પડોશીઓની સાથે પોતાના દેશને માટે પણ પ્રસન્નતા મેળવતો હતો. વ્યક્તિ પોતાની ઉપાસનાથી દેવતાની સાથે પોતાની સંલગ્નતાની એક પ્રતિજ્ઞાના સ્વરૂપે નવીનીકરણ કરતો હતો અને સાથે સાથે પોતાની પારિવારિક

સામાજિક અને રાષ્ટ્રીય જવાબદારીઓના બંધનોનું સ્મરણ કરીને એને દૃઢ આધાર આપતો હતો.

પ્રાચીન સંસારમાં મનુષ્યે ક્યારેય પોતાના વિધાતાની ઉપાસના કરતી વખતે એવું નથી કહ્યું કે વિધાતા એની સાથે ન્યાયપૂર્ણ વ્યવહાર કરે.

ધર્મની આ બીજી ક્રાંતિ આ પ્રકારની હતી.

આ રીતે ધર્મમાં બે ક્રાંતિઓ થઈ છે એક બાહ્ય ક્રાંતિ હતી તો બીજી આંતરિક ક્રાંતિ હતી. બાહ્ય ક્રાંતિનો સંબંધ ધર્મના અધિકાર-ક્ષેત્રને લગતો હતો. આંતરિક ક્રાંતિ ધર્મમાં માનવ સમાજને નિયંત્રણમાં રાખવાની દૈવી યોજનાના રૂપમાં જે પરિવર્તન થયાં તેના સાથે સંબંધિત હતી. બાહ્ય ક્રાંતિને વાસ્તવમાં ધાર્મિક ક્રાંતિ માની શકાય નહીં. તે તો એક પ્રકારે, જે ક્ષેત્ર ધર્મને આધિન નહોતું એનો અનધિકૃત વિસ્તાર હતો... એના વિરુદ્ધ વિજ્ઞાનનો વિદ્રોહ હતો. આંતરિક ક્રાંતિને સાચા અર્થમાં ક્રાંતિ કહી શકાય તેમ છે. અને એની તુલના કોઈ પણ રાજનૈતિક ક્રાંતિની સાથે કરી શકાય તેમ છે. જેમ કે ફ્રાંસની ક્રાંતિ, અથવા રશિયાની ક્રાંતિ. એમાં બંધારણીય પરિવર્તનનો અંતર્ભાવ જોઈ શકાય છે. આ ક્રાંતિથી દૈવી નિયંત્રણની યોજનામાં સુધારો થયો - પરિવર્તન આવ્યું અને એની સંવૈધાનિક પુનર્રચના થઈ.

આ આંતરિક ક્રાંતિને લીધે પ્રાચીન સમાજના દૈવી પ્રશાસનની યોજનામાં કેવાં વ્યાપક પરિવર્તનો આવ્યાં એ વાત સહજતાથી જોઈ શકાય છે. આ ક્રાંતિથી દેવતા એ સમાજનો સભ્ય ન રહ્યો. અને એટલે તે સમદર્શી બની ગયો. સંસારના વ્યવહારિક અર્થમાં દેવતા મનુષ્યનો પિતા ન રહ્યો. તે વિશ્વનો નિર્માતા બની ગયો. રક્ત સંબંધનો નાતો તૂટ્યો એટલે એવી ધારણા બનાવવાનું શક્ય બન્યું કે, દેવતા ઉત્તમ છે. આ ક્રાંતિને કારણે મનુષ્ય દેવતાનો અંધ ભક્ત ન રહ્યો - જે એની આજ્ઞાનું પાલન કરવા સિવાય બીજું કશું જ કરતો નહોતો. આ બદલાવવાને લીધે મનુષ્ય એક જવાબદાર વ્યક્તિ બની ગયો, જેણે દેવતાઓની આજ્ઞાઓ પ્રત્યે પોતાની વિવેકપૂર્ણ શ્રદ્ધાનું ઔચિત્ય સિદ્ધ કરવું પડતું હતું. આ ક્રાંતિને કારણે દેવતા સમાજનો સંરક્ષણકર્તા છે, એવી ધારણા રહી નહીં અને સામાજિક હિત સંબંધ વાસ્તવિકરૂપમાં દૈવી વ્યવસ્થાનું કેન્દ્ર ન રહ્યું. એના સ્થાને મનુષ્ય કેન્દ્રબિંદુ બની ગયો.

એક દૈવી વ્યવસ્થા અને પ્રશાસનના રૂપે ધર્મ અંગેની સ્થાપિત ધારણાઓમાં જે ક્રાંતિ થઈ એનું આ રીતે પૃથક્કરણ અને વિશ્લેષણ કરવાનો

એક માત્ર ઉદ્દેશ એટલો જ છે કે, 'ધર્મના તત્ત્વજ્ઞાન'નું મૂલ્યાંકન કરતી વખતે કેટલાક નિયમો શોધી શકાય. કોઈ ઉતાવળિયો વાચક એવું પણ પૂછી શકે છે કે, એવા નિયમો કયાં છે ? અને કયા કયા છો ? ઉપરોક્ત ચર્ચામાં કદાચ પાઠકને આ નિયમોનો અને એમના નામોનો ઉલ્લેખ કદાચ જોવા નહીં મળે. પરંતુ એક વાત તો પાઠકના ધ્યાનમાં આવી જ હશે કે, આ ધાર્મિક ક્રાંતિમાં શું સાચું છે અને શું ખોટું છે એ બે માપદંડોની આજુબાજુ ચર્ચા ચાલતી રહી છે. જો આ વાત પાઠકની સમજમાં ન આવતી હોય તો મને એનો ઉચિત રીતે ખુલાસો કરવા દો. આ સમગ્ર ચર્ચામાં જે જે અસ્પષ્ટતાઓ હોય તેને સ્પષ્ટ કરી લઈએ.

આપણે આપણી ચર્ચાનો આરંભ પ્રાચીન સમાજ અને આધુનિક સમાજમાં જે તફાવત અને અંતર છે એનાથી કર્યો હતો. અને આપણે જોયું કે, એમણે પોતાના ધાર્મિક આદર્શના રૂપમાં દૈવી શાસનની જે યોજનાનો સ્વીકાર કર્યો એમાં ભિન્નતા હતી. ક્રાંતિના એક છેડે પ્રાચીન સમાજ છે, જેના ધાર્મિક આદર્શનું લક્ષ્યાંક એનો પોતાનો 'સમાજ' છે. ક્રાંતિના બીજા છેડે આધુનિક સમાજ છે જેના ધાર્મિક આદર્શનું લક્ષ્ય 'વ્યક્તિ' છે. આ તથ્યોને આપણે નિયમોમાં ફેરવી નાખીએ તો આપણે કહી શકીએ છીએ કે, પ્રાચીન સમાજમાં 'સાચી' અથવા 'ખોટી' વાતને પારખવા માટે જે નિયમ અથવા તો કસોટી હતી તે 'ઉપયોગીતા' (Utility)ની હતી. જ્યારે આધુનિક સમાજ માટે સાચી કે ખોટી વાતને પારખવાની કસોટી 'ન્યાય'ની (Justice)છે. આ રીતે જોઈએ તો જે સમાજમાં કેન્દ્રીય ભાવના 'સમાજ' અંગેની હતી એના બદલે કેન્દ્રીય ભાવના 'વ્યક્તિ'માં બદલાઈ ગઈ. તે એક રીતે જોઈએ તો નિયમોમાં આવેલી ક્રાંતિ હતી. તેનાથી ધર્મના સંગઠનમાં જ નહીં પણ ધોરણોમાં પણ પરિવર્તન આવ્યું છે.

મેં જે નિયમો સૂચવ્યાં છે તેને કેટલાક લોકો શંકાની દૃષ્ટિથી જોશે. કેટલાક એનો વિરોધ પણ કરશે. કદાચ એમને માટે આ એક નવો જ અભિગમ હશે ! પણ મારા મનમાં કોઈ જ સંદેહ નથી કે ધર્મના તત્ત્વજ્ઞાનને પરખવા માટે આ જ એક વાસ્તવિક નિયમ છે. પહેલી વાત તો એ છે કે;

- આ નિયમ લોકોને, મનુષ્યના આચરણમાં શું ઉચિત છે અને શું અનુચિત છે તેને પરખવાને યોગ્ય બનાવે છે.
- બીજો નિયમ એ છે કે, 'નૈતિકતાની દૃષ્ટિએ' શ્રેષ્ઠ શું છે ? તે 'સાંપ્રતની માન્યતા' અનુસાર હોવી જોઈએ.

આ બન્ને દૃષ્ટિકોણોથી ઉપરોક્ત નિયમો સાચા લાગે છે, કારણ કે સાચું

શું છે અને ખોટું શું છે એની કસોટી કરવાની યોગ્યતા ઉપરોક્ત નિયમોથી પ્રાપ્ત થાય છે. જે સમાજે આ નિયમો અપનાવ્યા હોય તેને માટે તે ઉચિત છે. પ્રાચીન સમાજમાં ઉપયોગીતાનું ધોરણ યોગ્ય હતું કારણ કે જે વસ્તુની સામાજિક ઉપયોગિતા હોય તેને નૈતિક દૃષ્ટિએ પણ સારું ગણવામાં આવતું કારણ કે તે વખતે સમાજ કેન્દ્રસ્થાને હતો. એટલે તો સમાજ અને સામાજિક ઉપયોગીતાને જ નૈતિક આચરણ માનવામાં આવતું.

આધુનિક સમાજમાં 'ન્યાય'ની કસોટીને ઉચિત માનવામાં આવે છે કારણ કે 'વ્યક્તિ' કેન્દ્રસ્થાને છે અને વ્યક્તિને ન્યાય મળે એને જ નૈતિક આચરણ માનવામાં આવે છે.

આ બન્ને નિયમોનાં કયો નિયમ નૈતિક દૃષ્ટિથી શ્રેષ્ઠ છે તે વિવાદનો વિષય બની શકે છે, પણ આ બન્ને ધોરણને માનવા અંગે કોઈ વાદવિવાદ નથી. કદાચ એવું કહી શકાય કે આ નિયમ શ્રેષ્ઠ નથી તો એનો મારો પ્રત્યુત્તર એટલો જ છે કે, 'ધર્મના તત્ત્વજ્ઞાન'ને પારખવા માટેનો નિયમ દૈવી હોવો જોઈએ તો પણ સાથે સાથે તે સાંસારિક પણ હોવો જોઈએ. ગમે તે હોય છતાં આ નિયમોની કસોટીએ હું હિંદુ ધર્મને કસી જોવા માગું છું.

## ભાગ-૨

મુખ્ય પ્રશ્નની ચકાસણી માટે લાંબો ચકરાવો લેવાની પ્રક્રિયા મારે કરવી પડી છે. જો કે તે આવશ્યક પ્રાથમિકતા હતી. આમ છતાં જ્યારે આપણે સંશોધનની આ પ્રક્રિયાનો આરંભ કરીએ છીએ ત્યારે આપણી સામે કેટલીક પ્રારંભિક મુશ્કેલીઓ ઊભી થાય છે. હિંદુઓ આ પ્રકારની તપાસનો સામનો કરવા તૈયાર નથી. તેઓ એવું કહી દે છે કે 'ધર્મ એમને માટે મહત્ત્વનો નથી.' અથવા તો એવા વિચારનું ઓઠું ઓઢી લે છે કે, - 'ધર્મોનો તુલનાત્મક અધ્યયન કરનારાઓનું તારણ તો એવું છે કે 'તમામ ધર્મો સારા છે' એટલે હવે પ્રશ્ન કયાં રહે છે ? જો કે એક વાત નિ:શંક કહેવી જોઈએ કે, આ બન્ને મત ખોટા અને નિરાધાર છે.

ધર્મ એક સામાજિક શક્તિ છે એ તથ્ય પ્રત્યે આંખમિચામણાં કરી શકાય નહીં હર્બટ સ્પેન્સરે (Hebert Spencer)ધર્મની અત્યંત સાર્થક વ્યાખ્યા કરી છે. જેના અનુસાર, "કોઈ જાળના વણાટમાં 'ઇતિહાસ'ને જો 'તાણો' માનીએ તો 'ધર્મ' એક એવો 'વાણો' છે જે એને પ્રત્યેક સ્થાને આડે આવે છે." આ એક સચ્ચાઈ છે કે જે પ્રત્યેક સમાજ સાથે સંકળાયેલી બાબત છે. પરંતુ ભારતીય ઇતિહાસના તાણાને ધર્મનો 'વાણો' પ્રત્યેક સ્થાને આડો આવીને ઊભો રહી જાય છે, એટલું જ નહીં પણ હિંદુ માંનસ માટે તો તે 'તાણો' પણ છે અને 'વાણો' પણ છે. હિંદુના જીવનમાં ધર્મ એને પ્રત્યેક ક્ષણે નિયંત્રીત કરે છે. ધર્મ એને આદેશ આપે છે કે, તે પોતાના જીવનકાળમાં તેણે કેવું આચરણ કરવું તથા મૃત્યુ પછી એના શરીરનો નિકાલ કેવી રીતે કરવો. ધર્મ એને બતાવે છે કે, સ્ત્રી સાથે સંભોગ કરવાનું સુખ એણે ક્યારે અને કેવી રીતે પ્રાપ્ત કરવું. જ્યારે બાળક પેદા થાય ત્યારે કયા કયા ધર્માનુષ્ઠાનો કરવા જોઈએ, એનું નામકરણ કેવી રીતે કરવું જોઈએ, એના માથાના બાલ કેવી રીતે કાપવા જોઈએ. એને પહેલું ભોજન કેવી રીતે કરાવવામાં આવે, તે કયો વ્યવસાય કરે, કઈ સ્ત્રી સાથે વિવાહ કરે, આ બધી જ બાબતો એને ધર્મ સૂચિત કરે છે. તે કોની સાથે ભોજન કરે, કયા પ્રકારનું અન્ન ખાય, કઈ પ્રકારની શાકભાજી વિધિવત્ છે અને કઈ શાકભાજી નિષિદ્ધ છે. એની દિનચર્યા કેવી હોવી જોઈએ. - ધર્મ આ બધી જ બાબતોનું નિયમન કરે છે. હિંદુઓનું કોઈ પણ કાર્ય એવું હોતું નથી જેનો ધર્મમાં ઉલ્લેખ કરેલો ન હોય ! અથવા જેના અંગે ધર્મના આદેશ ન હોય ! વિચિત્રતા તો એ બાબતની છે

કે શિક્ષિત હિંદુઓ આ બાબતને વિશેષ મહત્ત્વ આપતા નથી, જાણે કે આ બધી બાબતો ઉપેક્ષાને પાત્ર ન હોય !

ધર્મ એક સામાજિક શક્તિ છે એ વાતનો મેં પહેલાં ઉલ્લેખ કર્યો જ છે, આ ઉપરાંત ધર્મ એ 'દૈવી શાસનની યોજના' (Scheme of divine Governance)નું સમર્થન કરે છે. આ યોજના સમાજના અનુસરણને માટે એક આદર્શનમૂનો બની જાય છે.

આદર્શ અસ્તિત્વહીન હોઈ શકે છે, એ અર્થમાં કે હજુ એની રચના કરવાની છે. જો કે તે અસ્તિત્વહીન હોવા છતાં વાસ્તવિક છે, કારણ કે, જેમ પ્રત્યેક આદર્શમાં કોઈ કાર્ય કરવાની આંતરિક શક્તિ હોય છે, એવું જ આ આદર્શ માટે પણ છે. જે લોકો ધર્મના મહત્ત્વને નકારે છે, તે લોકો એ વાત ભૂલી જાય છે કે આ આદર્શની પાછળ કેટલી વિરાટ શક્તિ પડેલી છે અને એને કેવી માન્યતા મળેલી છે 'વિરાટ શક્તિ' અને 'માન્યતા'ની વાત આવા લોકો સમજી શકતા નથી. કદાચ આવું એટલા માટે થાય છે કે આપણે 'આદર્શ' અને 'વાસ્તવિકતા' આ બન્નેમાં અંતર જોઈએ છીએ. અને આવું તો હંમેશાં થતું આવ્યું છે - ભલેને પછી આપણો આદર્શ 'ધાર્મિક' હોયકે 'લૌકિક' હોય ! (Religious Ideal and secular Ideal)આ બન્ને આદર્શોની તુલનાત્મક શક્તિ માપવા માટેની એક અન્ય કસોટી પણ છે તે છે. મનુષ્યની સ્વાભાવિક અંત:પ્રેરણાને કચડી નાખવાની એમની શક્તિ 'આદર્શ'નો સંબંધ કંઈક એવી વસ્તુઓ સાથે હોય છે જે દૂરવર્તી (remote)હોય છે જ્યારે મનુષ્યની સ્વાભાવિક અંત:પ્રેરણાનો સંબંધ એની અતિ નીકટના વર્તમાન સાથે હોય છે. હવે જ્યારે આપણે બન્ને આદર્શોને મનુષ્યની સ્વાભાવિક અંત:પ્રેરણા ઉપર છોડી દઈએ છીએ તો બન્નેમાં સ્પષ્ટરૂપે ભિન્નતા જોવા મળે છે. ધાર્મિક આદર્શો (Religious Ideals)ની આવશ્યકતાઓની સામે મનુષ્યની સ્વાભાવિક અંત:પ્રેરણા (Practical Instincts)પોતાની મેળે જ નમી પડે છે, ભલેને પછી બન્ને આદર્શ એક બીજાના વિરોધી કેમ હોતા નથી ! બીજી બાજુ જો બે આદર્શોમાં સંઘર્ષ થાય તો મનુષ્યની સ્વાભાવિક અંત:પ્રેરણા લૌકિક આદર્શ (Secular Ideal)ની સામે નમી પડતી નથી. એનો અર્થ એટલો જ થયો કે, ધાર્મિક આદર્શ (Relious Ideal)કોઈ પણ પ્રકારના ભૌતિક લાભની આકાંક્ષાને બદલે માનવીનીઉપર અધિકાર ધરાવે છે. આ જ વાત શુદ્ધ લૌકિક (Purely secular Ideal)આદર્શ અંગે કહી શકાય તેમ નથી.

લૌકિક આદર્શનો પ્રભાવ તો એના દ્વારા ભૌતિક લાભ કરાવી આપવાની શક્તિ પર આધારિત છે. માનવબુદ્ધિ ઉપર આ બન્ને આદર્શોનો જે પ્રભાવ અને અધિકાર છે. એમાં કેટલું અંતર છે તે બાબત આનાથી સ્પષ્ટ થાય છે. જ્યાં સુધી એમાં વિશ્વાસ છે, ત્યાં સુધી ધાર્મિક આદર્શ ક્યારેય પણ પોતાના કાર્યમાં નિષ્ફળ જતો નથી. ધર્મની ઉપેક્ષા કરવી એ વિદ્યુત પ્રવાહથી સભર તારની અવગણના કરવા જેવું છે.

વળી 'બધા જ ધર્મો સાચા છે અને ઉત્તમ છે' એવો વિચાર કરવો તે અનુકરણની દૃષ્ટિએ તો ચોક્કસપણે ખોટું જ છે. આપણે ખેદપૂર્વક નોંધવું જોઈએ કે, આવો વિચાર ધર્મોના તુલનાત્મક અધ્યયનના પરિપાકરૂપે ઉત્પન્ન થયો છે જો કે એ વાત પણ નોંધવી જોઈએ કે ધર્મોના તુલનાત્મક અધ્યયને માનવજાતની એક મોટી સેવા કરી છે. પ્રગટ તમામ ધર્મોનું એવું કહેવું છે કે, માત્ર તે જ ઉત્તમ ધર્મ છે. આ અધિકાર અને અભિમાનનો ભંગ તુલનાત્મક અધ્યયને કર્યો છે. જો કે એ પણ સાચું છે કે, ધર્મોના તુલનાત્મક અધ્યયને મઠાધિપતિઓના વિચારહિન અને મનફાવતા સિદ્ધાંતો ઉપરનો એકાધિકાર 'સત્યધર્મ' અને 'અસત્ય ધર્મ' અંગે જે સંદિગ્ધ ભેદ બનેલો હતો તેને રદબાતલ તો કર્યો, પણ બીજી બાજુ એના કારણે જ ધર્મના સંબંધમાં કેટલીક જુઠી માન્યતાઓ પણ પેદા થઈ. આમાં સૌથી મોટી હાનીકારક ધારણા એ છે કે, તમામ ધર્મો સમાન રૂપે ઉત્તમ છે અને એમનામાં ભેદ પાડવાની કોઈ જરૂરત નથી. આનાથી મોટો દોષ બીજો કોઈ હોઈ શકે નહીં. આગળ મેં કહ્યું જ છે કે ધર્મ એક વ્યવસ્થા અને શક્તિ છે. અને તમામ સામાજિક પ્રભાવો અને સંસ્થાઓની જેમ જ તે પણ પોતાના પ્રભાવ ક્ષેત્રમાં આવનાર સમાજને લાભ અથવા નુકશાન પહોંચાડે છે. પ્રોફે. ટેઈલે (Prof. Tiele*) સ્પષ્ટ કહ્યું છે કે -

'ધર્મ માનવ ઇતિહાસનું એક અત્યંત શક્તિશાળી માધ્યમ છે. જેણે રાષ્ટ્રોનું નિર્માણ કરાવ્યું છે, તો રાષ્ટ્રોનો વિનાશ પણ કરાવ્યો છે. સામ્રાજ્યોને એક સાથે જોડ્યા છે તો એનું વિભાજન પણ કરાવ્યું છે. એણે સૌથી નૃશંસ પ્રથાઓ તથા અન્યાયી કૃત્યોને માન્યતા આપી છે તો સૌથી સાહસિક પરાક્રમી કાર્ય, આત્મ ત્યાગ અને નિષ્ઠાની ભાવનાને પ્રેરિત કરી છે. ધર્મને કારણે એક બાજુ કલેશ, વિદ્રોહ અને રક્તરંજિત યુદ્ધો થયાં છે તો ધર્મને કારણે રાષ્ટ્રોમાં સ્વતંત્રતા, સુખ અને શાંતિ પણ આવી છે તે એક સ્થળે જુલ્મોને

* ટ્રી ઑફ લાઈફ પૃ. ૫.

સાથ આપે છે તો અન્ય સ્થળે ગુલામીની જંજિરોને તોડી પણ નાખે છે. ક્યારેક કોઈ તેજસ્વી સભ્યતાનો ઉદ્ભવ કરાવે છે. તો ક્યારેક ક્યારેક વિજ્ઞાન, કલા આદિના વિકાસનો સૌથી મોટો શત્રુ બની જાય છે.''

ધર્મ શક્તિના પરિણામોમાં આટલી બધી વિલક્ષણ વિસંગતિઓ હોવા છતાં ય, તે જે સ્વરૂપ ધારણ કરે છે, જે આદર્શનું નિર્માણ કરે છે એને કોઈ પણ જાતના પરીક્ષણ વિના ઉત્તમ માની લેવામાં આવે છે, ત્યારે તેનો આધાર કયો હોય છે ? કોઈ ધર્મને ''દેવી શાસનની યોજના.'' (A Divine scheme of Governance)ના રૂપે તે કેવો સામાજિક આદર્શ પ્રસ્તુત કરે છે એના ઉપર એની મહત્તા નિર્ભર હોય છે. આ એક એવો પ્રશ્ન છે. જેના પર તુલનાત્મક ધર્મના વિજ્ઞાને વિચાર કર્યો નથી. હકીકતમાં તો આ એક એવો પ્રશ્ન છે જ્યાં તુલનાત્મક ધર્મનાં અધ્યયનનો અંત થાય છે, ત્યાર પછી જ આ પ્રશ્નનો આરંભ થાય છે. જો કે અનેક ધર્મો છે પરંતુ તે બધા જ સમાનરૂપે ઉત્તમ છે એવું કહીને હિંદુ લોકો આ પ્રશ્નનો ઉત્તર ટાળી રહ્યા છે પરંતુ વાસ્તવિક સ્થિતિ એવી નથી.

હિંદુ સમાજ હિંદુત્વના તત્ત્વજ્ઞાનનું પરીક્ષણ કરવાની વાતને ગમે તેટલું ટાળવાનો પ્રયાસ કરે, છતાં આવા પરીક્ષણથી તે છટકી શકશે નહીં. એણે આ પરીક્ષણનો સામનો કરવો જ પડશે.

## ભાગ-૩

હવે આપણે વિષયની શરૂઆત કરીએ છીએ. હિંદુ ધર્મની ફિલસુફીનું મૂલ્યાંકન કરવા માટે હું 'ન્યાય'ની કસોટી અને 'ઉપયોગીતા'ની કસોટી - એમ બન્ને કસોટીઓ વાપરવાનો છું. પ્રથમ ન્યાય (Justice)ની કસોટીને લાગુ પાડીશ. પણ એ પહેલાં 'ન્યાય' શબ્દનો હું શું અર્થ કરું છું, એ વાતને સ્પષ્ટ કરવા માગું છું. 'ન્યાય' શબ્દની વ્યાખ્યા પ્રોફે. બર્ગબાન[1] કરતાં વધારે સારી રીતે કોઈએ કરી નથી. એમણે જણાવ્યું છે કે "ન્યાયનો સિદ્ધાંત એક સારભૂત સિદ્ધાંત છે. (compdious)અને એમાં લગભગ બધા જ સિદ્ધાંતોનો સમાવેશ થઈ જાય છે. જે નૈતિક વ્યવસ્થાનો આધાર બનેલ છે. સમાનતા (કાર્યને અનુરૂપ) ક્ષતિપૂર્તિનો સિદ્ધાંત ન્યાયના સિદ્ધાંતમાં સદાથી સમાયેલો રહ્યો છે અને 'ન્યાય' શબ્દ એનું પ્રતિપાદન કરે છે. 'નિષ્પક્ષતા'માંથી 'સમાનતા' પેદા થઈ છે. 'નિયમ' અને 'નિયંત્રણ' - 'ન્યાયપૂર્ણતા' અને 'નીતિ પરાયણતા' - મૂલ્ય સ્વરૂપે સમાનતા સાથે સંકળાયેલા છે. જો બધા મનુષ્યો 'સમાન' હોય, તો તેઓ તમામ એક સમાન તત્ત્વથી જોડાયેલા છે એમ ગણાય. સમાન તત્ત્વ એમને સમાન મૌલિક અધિકાર અને સમાન સ્વતંત્રતાને લાયક બનાવે છે.

ટૂંકમાં કહીએ તો ન્યાયનું બીજું સરળ નામાભિધાન સ્વતંત્રતા સમાનતા અને ભ્રાતૃભાવ છે. અને હિંદુધર્મનું પરીક્ષણ કરવા માટે હું 'ન્યાય'નો અર્થ આ કસોટીના રૂપમાં કરવા માગું છું.[2]

આમાંથી કયા સિદ્ધાંતને હિંદુધર્મ માન્ય કરે છે ? આપણે એક પછી એક દરેક પ્રશ્ન પર વિચાર કરીશું. શું હિંદુધર્મ 'સમાનતા'ને માન્યતા આપે છે ?

આ પ્રશ્નની સાથે કોઈ પણ વ્યક્તિના મનમાં તરત જ જાતિ-વ્યવસ્થાનો વિચાર આવે છે જાતિ વ્યવસ્થા એક વિચિત્ર વ્યવસ્થા છે એમાં વિવિધ જાતિઓ એક સમાન સ્તરે ઊભેલી નથી. આ એક એવી વ્યવસ્થા છે જેમાં વિવિધ જાતિઓનું સ્થાન એક બીજા ઉપર ઉર્ધ્વાકાર ક્રમમાં (Vertical Series) નિશ્ચિત કરવામાં આવેલું છે. કદાચ જાતિઓના નિર્માણ માટે મનુ જવાબદાર નહીં હોય, પરંતુ મનુએ વર્ણની પવિત્રતાનો ઉપદેશ આપેલો છે વર્ણવ્યવસ્થા

---

૧. ટુ મોરાલીટી બર્ગસન.

૨. 'ન્યાય' અંગે બીજું અર્થઘટન સમજવા જે.એસ. મિલનું ઉપયોગિતાવાદ. (J. S. Mill - Utilitariansim) જુઓ.

જાતિભેદની જનની છે. અને આ સંદર્ભમાં મનુ જાતિવ્યવસ્થાનો જનક ન હોય તો પણ એનો એક પૂર્વજ તો છે જ, એવો આરોપ અનિવાર્યપણે એની ઉપર મૂકી શકાય તેમ છે,

જાતિ વ્યવસ્થાની બાબતમાં મનુનો દોષ કયો છે ? એના અંગે ભલેને ગમે તે સ્થિતિ પ્રવર્તતી હોય - પણ શ્રેણીકરણ (Principle of Gradation)અને કોટી નિર્ધારણ (Principles of Rank)ના સિદ્ધાંતનું પ્રતિપાદન કરવા માટે મનુ જ જવાબદાર છે.

મનુની આ યોજનામાં બ્રાહ્મણનું સ્થાન પ્રથમ શ્રેણીમાં મૂકવામાં આવ્યું છે. એની નીચે ક્ષત્રિય, ક્ષત્રિયની નીચે વૈશ્ય અને વૈશ્યની નીચે શુદ્ર અને શુદ્રની નીચે છે, અતિશુદ્ર. ક્રમિક શ્રેણીની આ વ્યવસ્થા અસમાનતાના સિદ્ધાંતને લાગુ પાડવાની સીધી રીત છે. એનાં ઉપરથી કહી શકાય તેમ છે કે, હિંદુધર્મ સમાનતાના સિદ્ધાંતને માન્યતા આપતો નથી. સામાજિક પ્રતિષ્ઠાની આ અસમાનતા રાજદરબારના સમારોહમાં પ્રચલિત અધિકારીઓની શ્રેણીમાં જોઈ શકાય એવી જ છે. સમાજના વિભિન્ન વર્ગો દ્વારા દરેક સમયે, દરેક સ્થળે તથા પ્રત્યેક કાર્યમાં પાલન કરવામાં આવતી સામાજિક સંબંધોની સ્થાયી વ્યવસ્થા છે; જેનો સૌ કોઈને અમલ કરવો પડે છે. મનુ એ કેવી રીતે જીવનની પ્રત્યેક અવસ્થામાં અસમાનતાના તત્ત્વને ચલણી બનાવ્યો અને જીવનની સજીવ શક્તિના સ્વરૂપે અસમાનતા લાગુ કરી તે વાતને સ્પષ્ટ કરવા માટે ઘણો સમય લાગે તેમ છે. આમ છતાં હું ગુલામી, વિવાહ અને વિધિ નિયમો જેવાં કેટલાક ઉદાહરણો આપીને આ વાતને સ્પષ્ટ કરવાનો પ્રયાસ કરવા ઇચ્છું છું.

મનુએ ગુલામીને માન્યતા આપી છે.[૧] પણ એણે તે બાબતને માત્ર શુદ્રો સુધી જ સીમિત કરી છે. કેવળ શુદ્રોને જ ઉપલી ત્રણ વર્ણોની ગુલામ બનાવી શકાય તેમ હતું, પણ ઉપલી ત્રણ વર્ણો શુદ્રોની ગુલામ બની શકે નહીં.

પરંતુ એવું લાગે છે કે, વ્યવહારમાં આ વ્યવસ્થા મનુના નિયમોથી ભિન્ન હતી, ફક્ત શુદ્રો જ ગુલામ બનતા નહોતા, પરંતુ અન્ય ત્રણ વર્ણોના લોકો પણ ગુલામ બનતા હતા. જ્યારે આ પ્રકારની સ્થિતિ જોવા મળી ત્યારે મનુના નારદ નામના ઉત્તરાધિકારીએ એક નવો નિયમ બનાવ્યો.[૨] નારદનો આ નવો નિયમ નીચે મુજબ છે.

૧. મનુએ સાત પ્રકારના ગુલામો બતાવ્યા છે. (૮.૪૧૫) નારદે ૧૫ પ્રકારના ગુલામો ગણાવ્યા છે. (૫.૨૫)

૨. યાજ્ઞવલ્કયે પણ એવા જ નિયમો બતાવ્યા છે. (૨.૧૮૩) જે મનુના નિયમો જેવા જ છે.

૫:૩૯ જ્યારે કોઈ મનુષ્ય પોતાની જાતિ વિશેષના કર્તવ્યોનું ઉલ્લંઘન કરે, ચારવર્ણ પ્રમાણે કાર્ય ન કરે તો દાસપ્રથા માટે કોઈ સ્થાન નથી. એવી સ્થિતિમાં એને છોડીને ચારવર્ણો પર નીચેથી ઉપર એમ ઉલ્ટા ક્રમમાં ગુલામી લાગુ પાડી શકાય નહીં. આ સંજોગોમાં આ ગુલામી કોઈ પત્નીની સ્થિતિ સમાન હોય છે.

ગુલામીને માન્યતા આપવી તે સૌથી ખરાબ વાત હતી. પરંતુ જો ગુલામીને જાતે જ પોતાનો માર્ગ નિર્ધારિત કરવાની આઝાદી આપવામાં આવી હોત તો એનાથી ઓછામાં ઓછો એક લાભ તો જરૂરથી થયો હોત ! કદાચ તેના કારણે બધા જ ગુલામોને એક સમાન સ્તર ઉપર લાવવાની શક્તિ પેદા થાત અને તેના કારણે જાતિ વ્યવસ્થાનો પાયો જ તૂટી પડત. કારણ કે કદાચ આવી વ્યવસ્થામાં બ્રાહ્મણ કોઈક અછૂતનો ગુલામ બનત અને અછૂત કોઈક બ્રાહ્મણનો ગુલામ બનત. પરંતુ જ્યારે એવું સ્પષ્ટ થઈ ગયું કે, વગર અંકુશની ગુલામી પ્રથા સમાનતાના સિદ્ધાંતને બળ આપે છે તો એના પર અંકુશ મૂકવામાં આવ્યો. એના જેવો જ સિદ્ધાંત અમલમાં મૂકવાનાં પ્રયાસ કરવામાં આવ્યો. એટલા માટે મનુ અને એમના ઉત્તરાધિકારીઓએ ગુલામીને માન્યતા આપવાની સાથે એવો પણ આદેશ આપી દીધો કે, એનાથી વર્ણવ્યવસ્થાના ઉલ્ટા ક્રમમાં તે લાગુ પાડી શકાય નહીં. એનો મતલબ એટલો જ થયો કે, એક બ્રાહ્મણ બીજા બ્રાહ્મણનો ગુલામ બની શકે, પરંતુ તે કોઈ બીજી વર્ણના જેમ કે ક્ષત્રિય, વૈશ્ય કે શુદ્રનો અથવા અતિશુદ્રનો ગુલામ બની શકે નહીં. પરંતુ બીજી બાજુ એક બ્રાહ્મણ ચારેય વર્ણોના કોઈ પણ વ્યક્તિને ગુલામ બનાવી શકતો હતો. પરંતુ ક્ષત્રિય બ્રાહ્મણને ગુલામ બનાવી શકતો નહીં. વૈશ્ય, શુદ્ર અને અતિશુદ્રનો ગુલામ બની શકતો નહીં. એવી જ રીતે વૈશ્ય બ્રાહ્મણ અને ક્ષત્રિયને દાસ બનાવી શકતો નહીં અને ફક્ત શુદ્ર અને અતિશુદ્રને જ દાસ બનાવી શકતો, પણ ઉપરની ત્રણ વર્ણોમાંથી કોઈને પણ દાસ બનવી શકતો નહીં. એક શુદ્ર કોઈ શુદ્ર કે અતિશુદ્રને ગુલામ બનાવી શકતો પરંતુ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યને ગુલામ બનાવી શકતો નહીં.

હવે વિવાહ અંગે મનુની માન્યતાનો વિચાર-કરીએ. નીચે મનુએ વિભિન્ન વર્ણોના આંર્તજાતિય વિવાહના નિયમો આપેલા છે. મનુ કહે છે કે,

૩:૧૨ દ્વિજોને માટે (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય) પ્રથમ લગ્ન પોતાની જાતિની સ્ત્રી સાથે જ કરવું શ્રેષ્ઠ છે. પરંતુ એવા લોકોને માટે જેમને કાંઈક

કારણને લીધે પુનર્વિવાહ કરવો પડે, તો એમણે વર્ણોમાં નીચેની વર્ણોની સ્ત્રીઓને પ્રાથમિકતા આપવી જોઈએ.

૩:૧૩ એક શુદ્ર સ્ત્રી કેવળ શુદ્રની જ પત્ની બની શકે છે. તે અથવા એક વૈશ્ય સ્ત્રી વૈશ્યની જ પત્ની બની શકે છે. તે બન્ને અને ક્ષત્રિય સ્ત્રી ક્ષત્રિની પત્નીઓ બની શકે છે અને ત્રણેય અને બ્રાહ્મણ સ્ત્રી બ્રાહ્મણની પત્નીઓ બની શકે છે. વાસ્તવમાં મનુ આંતરજાતિય લગ્નના વિરોધી છે. એનો આદેશ તો એવો છે કે, પ્રત્યેક વર્ણ પોતાના વર્ણમાં જ લગ્ન કરે. પણ જાતિબહાર થયેલા લગ્નને પણ મનુ માન્યતા આપે છે. એમાં પણ મનુ કાળજી રાખે છે કે, આંતરજાતીય લગ્નને કારણે અસમાનતાના સિદ્ધાંતને કોઈ આંચ ન આવે. દાસપ્રથાની જેમ જ આંતરજાતીય લગ્નની વિપરીત દશામાં પરવાનગી આપવામાં આવી નથી. બ્રાહ્મણ પોતાની જાતથી બહાર લગ્ન કરે તો નીચી જાતિની ત્રણેયવર્ણોની સ્ત્રીઓ સાથે લગ્ન કરી શકે અને એવી રીતે ક્ષત્રિય પોતાના સ્તરથી નીચલા વર્ણોની સ્ત્રીઓ સાથે લગ્ન કરી શકે, વૈશ્ય અને શુદ્ર પણ એ જ ક્રમ સાચવે પણ બ્રાહ્મણ સ્ત્રી જોડે લગ્ન કરી શકે નહીં. વૈશ્ય શુદ્ર સ્ત્રી સાથે લગ્ન કરી શકે પણ બ્રાહ્મણ અને ક્ષત્રિય સ્ત્રી જોડે લગ્ન કરી શકે નહીં. કારણ કે તેઓ ઊંચી જાતિના છે.

આ પ્રકારનો ભેદભાવ શા માટે ?

એનો માત્ર એટલો જ ઉત્તર હોઈ શકે કે, મનુ અસમાનતાના નિયમને ચાલુ રાખવા અતિ ઉત્સુક હતો.

આપણે કાયદાના નિયમો અંગે વાત કરીએ. કાયદાના નિયમોનો સર્વસામાન્ય અર્થ એટલો જ સમજવામાં આવે છે કે, કાયદાની સામે તમામ લોકો સમાન હોય છે. આ અંગે મનુનું શું કહેવું છે ? એ જે કોઈને જાણવું હોય તેમણે એની આચાર સંહિતાના નિમ્નલિખિત નિયમોને જાણી લેવા જોઈએ. જેને મેં સરળતાથી સમજી શકાય. તે માટે અલગ અલગ શીર્ષકો હેઠળ પ્રસ્તુત કર્યા છે.

સાક્ષી આપવા માટે - મનુના કથન અનુસાર નીચે પ્રમાણેની સોગંદ વિધિ કરવી જોઈએ.

૮:૮૭ : દિવસના પહેલા ભાગમાં ન્યાયધીશે જાતે શુદ્ધ થઈને શુદ્ધ અને પવિત્ર

દ્વિજને (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય) દેવ અને બ્રાહ્મણની સંમક્ષ ઉત્તર કે પૂર્વ તરફ મોં કરીને સત્ય સાક્ષી આપવા માટે (આ રીતે) પૂછવું.

૮:૮૮ : બ્રાહ્મણને 'કહો' એમ કહીને પૂછવુ ક્ષત્રિયને 'સાચુ કહો' એમ કહીને પૂછવું વૈશ્યને ગાય, અનાજ અને સોનાની ચોરીનું પાપ બતાવીને પૂછવું અને શુદ્રોને તમામ પાપો બતાવીને પૂછવું.

૮:૧૩ ન્યાયધીશ બ્રાહ્મણને એના 'સત્યવચન'ની ક્ષત્રિયને એના ઘોડા, હાથી અને શસ્ત્રની, વૈશ્યને એની ગાય, અનાજ અને સુવર્ણની યાદ અપાવીને ચેતવણી આપવી અને શુદ્રને એના માથા પર હાથ મૂકવીને, જો તે જુઠ બોલશે તો એનો શિરચ્છેદ કરવામાં આવશે એમ કહીને સોગંદ લેવડાવવા જોઈએ.

મનુ ખોટીસાક્ષીઆપનારાઓ અંગે પણ વિચારે છે એના અનુસાર ખોટી સાક્ષી આપવી તે અપરાધ છે. તે કહે છે કે,

૮:૧૨ ન્યાયની નિષ્ફળતાને રોકવા માટે તથા દુરાચરણને ટાળવા માટેબુદ્ધિમાન મનુષ્યોએ ખોટીસાક્ષી આપનારને માટે કેટલાકે દંડ બતાવ્યો છે, જેની આજ્ઞા ઋષિઓએ આપી છે.

૮:૧૨૩ નિમ્નવર્ણોની બાબતમાં ન્યાયી રાજા જુઠી સાક્ષી આપવા બદલ પહેલાં દંડ વસૂલ કરે અને પછી રાજ્યની સીમા છોડી દેવાનું કહે. પરંતુ બ્રાહ્મણને કેવળ આંખો સામેથી હઠી જવાનું કહી.

૮:૧૨૨ : આમ છતાં કોઈ સ્ત્રી પ્રત્યે પ્રેમ વ્યક્ત કરતી વખતે, વિવાહનો પ્રસ્તાવ મૂકતી વખતે, કોઈ ગાય દ્વારા ઘાસ અથવા ફળ ખાતી વખતે, યજ્ઞ માટે લાકડાં લઈ જતી વખતે અથવા બ્રાહ્મણની રક્ષાનું વચન આપતી વખતે હલકા પ્રકારના સોગંદ લેવા એમાં ઘોર પાપ રહેલું છે.

અપરાધોના મામલા ચલાવવા માટે - મનુએ જે આદેશો આપ્યા છે એને જાણવાથી એની ભેદભાવની નીતિ સ્પષ્ટ થાય છે. માનહાનીના અપરાધ માટે મનુનો આદેશ છે કે,

૮:૨૬૭ જો કોઈ ક્ષત્રિય કોઈ બ્રાહ્મણની માનહાનિ કરે તો એની એની ઉપર ૧૦૦ પણનો દંડ કરવામાં આવે. જો કોઈ વૈશ્ય કોઈ બ્રાહ્મણની માનહાનિ કરે તો એને એકસો પચાસ પણનો દંડ કરવામાં આવે પણ જો આવો. જ ગુન્હો કોઈ શિલ્પિ કે દાસ કે શુદ્ર વ્યક્તિ કરે તો એને કોરડા મારવામાં આવે.

૮:૨૬૮ જો કોઈ બ્રાહ્મણ કોઈ ક્ષત્રિયની માનહાનિ કરે તો એને પચાસ પણનો દંડ કરવામાં આવે. જો કોઈ વૈશ્યનું અપમાન કરે તો એની પાસેથી ૨૫ પણ દંડ લેવામાં આવે અને અને દાસવર્ગના કોઈ વ્યક્તિની ભર્ત્સના કરે તો ૧૨ પણ દંડ વસૂલ કરવો જોઈએ.

અપમાન અંગેના ગુન્હા માટે મનુનું કહેવું છે કે,

૮:૨૭૦ એકવાર જન્મેલો ગણાતો (શુદ્ર) વ્યક્તિ કોઈ દ્વિજની ઘોર ભર્ત્સના કરે તો એની જીભને ચીરી નાખવી જોઈએ. કારણ કે તે બ્રહ્માના નિમ્નતમ ભાગમાંથી પેદા થયેલો છે.

૮:૨૭૧ જો તે પોતાના નામો અને વર્ણોનો અપમાનપૂર્ણ રીતે ઉલ્લેખ કરે તો, માનો કે તે એમ કહે, "અરે દેવદત્ત તું બ્રાહ્મણ નથી" તો એના મોંમાં દસ આંગળી લાંબો લોખંડને ગરમ સળિયો ખોસી દેવામાં આવે.

૮:૨૭૨ જો તે અભિમાનપૂર્વક બ્રાહ્મણને એના કર્તવ્યોનો નિર્દેશ કરે તો રાજા એના મુખમાં તથા કાનમાં ગરમ તેલ નાખવાનો આદેશ આપશે.

ગાળાગાળીના ગુન્હા માટે મનુનું કથન છે કે,

૮:૨૭૬ જો કોઈ બ્રાહ્મણ અને ક્ષત્રિય પરસ્પર ગાળાગાળી કરતા હોય તો આ બાબતમં વિદ્વાન રાજા દ્વારા દંડ કરવામાં આવશે. જેમાં બ્રાહ્મણનો દંડ સૌથી ઓછો અને ક્ષત્રિયનો દંડ તેનાથી વધારે કરવામાં આવશે.

૮:૨૮૭ ઉપરોક્ત અપરાધ જો કોઈ વૈશ્ય-શુદ્ર કરે તો તેમની જીભ કાપવાની સજા સિવાયંની બીજી તમામ સજાઓ એમની જાતિ અનુસાર કરવામાં આવે. દંડનો આ નિર્ધારિત નિયમ છે.

૮:૨૭૯ જે અંગ દ્વારા નીચ જાતિમાં જન્મેલો વ્યક્તિ ઊંચી જાતિના વ્યક્તિ ઉપર હુમલો કરે અથવા તો ચોટ પહોંચાડે તો એનું એ અંગ કાપી લેવામાં આવશે. આ મનુનો આદેશ છે.

૮:૨૮૦ જેણે બીજા ઉપર હાથ ઉગામ્યો હોય અથવા દંડો ઉઠાવ્યો હોય તો એનો હાથ કાપી નાખવામાં આવે અને જો ક્રોધમાં આવીને કોઈને લાત મારે તો એનો પગ કાપી નાખવામાં આવે.

ઉદ્ધત વર્તન માટે - મનુનું કહેવું છે કે,

૮:૨૮૧ નીચ જાતિનો કોઈ વ્યક્તિ જો ઉચ્ચ જાતિની કોઈ વ્યક્તિની સાથે એ જ સ્થાન ઉપર અભદ્ર રીતે બેસે તો એના કુલ્હા પર ઘા કરવામાં આવે અથવા એને દેશનિકાલ કરવામાં આવે અથવા રાજા એના નિતંબ

પર ઊંડો ઘા કરાવે.

૮:૨૮૨ જો તે અભિમાનથી એના પર થૂંકે, તો રાજાએ એના બન્ને હોઠો પર ઘા કરાવવો જોઈએ, અને જો તે એમની ઉપર પેશાબ કરે તો એનું લિંગ ગુદાની પાછળ વાળીને તોડી નાખવું જોઈએ.

૮:૨૮૩ હલકી જાતિનો મનુષ્ય ઉચ્ચ જાતિના મનુષ્યના વાળ, પગ કે દાઢી, ગરદન કે વૃષણ પકડે તો વગર વિચારે તેના બન્ને હાથ કાપી નાખવા જોઈએ.

વ્યભિચાર વિશે મનુનો આદેશ છે કે,

૮:૩૫૯ જો કોઈ શુદ્ર કોઈ બ્રાહ્મણની પત્નીની સાથે વાસ્તવમાં વ્યભિચાર કરતો હોય તો એને મૃત્યુદંડ મળવો જોઈએ. પત્નીઓના મામલામાં તમામ ચારે વર્ણોની સ્ત્રીઓની વિશેષ રૂપે રક્ષા કરવી જોઈએ.

૮:૩૬૬ જો કોઈ શુદ્ર કોઈ ઉચ્ચ જાતિની યુવતી જોડે પ્રેમ કરતો હોય તો એને શારીરિક દંડ કરવો જોઈએ. પણ જો તે કોઈ સમાન વર્ગની કન્યા સાથે પ્રેમ કરતો હોય તો એણે તે કન્યાની સાથે લગ્ન કરી લેવા જોઈએ. શરત એટલી જ કે તે કન્યાનો પિતા એના માટેની ઇચ્છા ધરાવતો હોય.

૮:૩૭૪ જો કોઈ શુદ્ર કોઈ દ્વિજની સ્ત્રી સાથે અનૈતિક સંબંધ રાખતો હોય, પછી તે સ્ત્રી રક્ષિત હોય કે અરક્ષિત હોય - જો નધણિયાતી સ્ત્રીને ભોગવે તો નધણિયાતી સ્ત્રીને ભોગવ્યા બદલ એનું લિંગ કપાવી નાખવું જોઈએ અને જો ધણિયાતી સ્ત્રીને ભોગવી હોય તો તે બદલ તેનાં સર્વ અંગો કપાવી નાખી ધન હરી લેવું જોઈએ.

૮:૩૭૫ ધણિયાતી બ્રાહ્મણીની સાથે વ્યભિચાર કરવા બદલ વૈશ્યને એક વર્ષની સજા બાદ એની સઘળી સંપત્તિ છીનવી લેવી. ક્ષત્રિય હોય તો એકહજાર પણ દંડ લેવો અને ગધેડાના મૂતરથી એનું માથું મુંડાવવું.

૮:૩૭૬ પરંતુ કોઈ જો વૈશ્ય અથવા ક્ષત્રિય કોઈ ધણિયાતી બ્રાહ્મણીની સાથે વ્યભિચાર કરતો હોય તો રાજા વૈશ્યને પાંચસો પણ અને ક્ષત્રિય પર એક હજાર પણનો દંડ કરી શકે છે.

૮:૩૭૭ પરંતુ જો તે બન્ને ન કેવળ ધણિયાતી બ્રાહ્મણી પણ કોઈ પ્રસિદ્ધ વ્યક્તિની પત્નીની સાથે વ્યભિચાર કરતો હોય, તો તેઓને શુદ્રો જેવો દંડ કરવો અથવા ઘાસ સળગાવીને સળગાવી દેવો.

૮:૩૮૨ જો કોઈ વૈશ્ય કોઈ પરણિત ક્ષત્રિય સ્ત્રીની સાથે અથવા કોઈ ક્ષત્રિય કોઈ પરિણત વૈશ્ય સ્ત્રી સાથે વ્યભિચાર કરે તો એના પર એક હજાર પણનો દંડ કરવામાં આવે અને શુદ્ર સ્ત્રીની સાથે વ્યભિચાર કરનાર ક્ષત્રિય કે વૈશ્ય પર પણ એક હજાર પણનો દંડ કરવો જોઈએ.

૮:૩૮૪ જો કોઈ વૈશ્ય કોઈ પરણેલી ક્ષત્રિય સ્ત્રીની સાથે વ્યભિચાર કરતો હોય તો તેને પાંચસો પણ દંડ કરવો. પણ જો કોઈ ક્ષત્રિય કોઈ વૈશ્ય સ્ત્રી સાથે વ્યભિચાર કરતો હોય તો એનું માથું મૂતરમાં મુંડાવી દેવું જોઈએ અથવા તો ઉલ્લેખ કરેલો દંડ લેવો જોઈએ.

૮:૩૮૫ જો બ્રાહ્મણ કોઈ ક્ષત્રિય કે વૈશ્ય અથવા શુદ્ર પરિણિત સ્ત્રીની સાથે વ્યભિચાર કરતો હોય તો એને પાંચસો પણ દંડ કરવો જોઈએ અને કોઈનીચ જાતિ સાથેના વર્ણસંકર સંબંધોને માટે એને એક હજાર પણનો દંડ દેવો જોઈએ.

ગુન્હાઓને અંગે સજા આપવાની પદ્ધતિ ઉપર વિચાર કરીએ તો મનુની યોજના આ વિષય પર ખૂબ જ મનોરંજક પ્રકાશ પાડે છે. મનુના નીચે મુજબના આદેશો જુઓ અને વિચારો.

૮:૩૭૯ બ્રાહ્મણવર્ગના વ્યભિચારીને પ્રાણદંડ આપવાને બદલે એની અપકીર્તિ થાય એવું મુંડન કરાવી દેવું જોઈએ તથા આ જ અપરાધ માટે અન્યને મૃત્યુદંડ સુધીની સજા કરી શકાય.

૮:૩૮૦ રાજા તમામ પ્રકારના પાપો કરનાર બ્રાહ્મણ હોય તો પણ એનો વધ ન કરે, પરંતુ સંપૂર્ણ ધનની સાથે તેને કોઈ પણ જાતની ક્ષતિ પહોંચાડ્યા વિના રાજ્યમાંથી બહાર હાંકી કાઢે.

૧૮:૧૨૭ ક્ષત્રિય વર્ણના કોઈ સદાચારી મનુષ્યની જાણીબુઝીને હત્યા કરવામાં કોઈ બ્રાહ્મણની હત્યા કરવામાં જે દંડ આપવામાં આવે છે એનો એક ચતુર્થાંસ દંડ કરાશે. વૈશ્યની હત્યા માટે એક અષ્ટમાંશ દંડ કરાશે અને શુદ્રની હત્યા માટે - જો તે નિરંતર પોતાના કર્તવ્યનું પાલન કરતો હોય તો એનો ૧૬મો ભાગ દંડ કરાશે.

૧૧:૧૨૮ કોઈ પણ જાતના દ્વેષભાવ વગર જો બ્રાહ્મણ કોઈ ક્ષત્રિયની હત્યા કરી દે, તો એને એનાં તમામ ધાર્મિક સંસ્કારો કરી રહ્યા પછી બ્રાહ્મણને એક બળદ અને એક હજાર ગાય આપવી જોઈએ. નિયમ પરાયણ રહી, જટા રાખીને ગામથી ઘણે દૂર ઝાડના મૂળ પાસે રહી તેણે ત્રણ વર્ષ સુધીબ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત કરવું.

૧૧:૧૨૯ સદાચારી વૈશ્યનો વધ કરીને ત્રણ વર્ણમાંના કોઈ પણ ઉત્તમ માણસે એક વર્ષ સુધી એ જ પ્રાયશ્ચિત કરવું અને એક સો એક ગાયનું દાન બ્રાહ્મણને કરવું.

૧૧:૧૩૦ એ જ રીતે શુદ્રને મારનારા ત્રણ વર્ણમાંના માણસે પણ આ જ વ્રત છ મહિના સુધી કરવું અથવા તેણે એક બળદ અને દશ ધોળી ગાયોનું બ્રાહ્મણને દાન કરવું.

૧૧:૧૩૧ બિલાડાં, નોળિયાં, દેડકાં, કૂતરાં, ચંદન ઘો, ઘુવડ અને કાગડાને અજાણતાં મારી શુદ્ર હત્યાનું પ્રાયશ્ચિત કરવું.

૮:૩૮૧ પૃથ્વી પર બ્રાહ્મણ વધથી મોટો કોઈ જ અધર્મ નથી. તેથી રાજાએ એનો વધનો મનથી પણ વિચાર ન કરવો.

૮:૧૨૬ એક જ પ્રકારના વારંવાર થતા અપરાધો પર વિચાર કરીને અને એનું સ્થાન તથા સમય નિશ્ચિત કરીને અપરાધને દંડ દેવાની અથવા સજા ભોગવવાની પાત્રતા જોઈને રાજાએ કેવળ એવા લોકોને સજા આપવી જે એને પાત્ર હોય.

૮:૧૨૪ મનુએ દંડના જે દશ સ્થાનો કહ્યાં છે, તે બ્રાહ્મણ સિવાયના ત્રણ વર્ણો માટે છે. બ્રાહ્મણને તો દેશનિકાલ જ કરાય.

૮:૧૨૫ જનનેન્દ્રિયનો ઉપરનો ભાગ, પેટ, જીભ, બે હાથ, બે પગ, એ પાંચ - તેમ જ બે આંખ, નાક, બે કાન, ધન-સંપત્તિ અને શરીર - એમ સજા કરવાનાં દશ સ્થાનો છે.

હિંદુ અને બિન હિંદુ અપરાધિક ન્યાય શાસ્ત્ર (Criminal Jurisprudence)માં કેટલું આસમાન જમીનનું અંતર છે ! ગુન્હા માટે સજા કરવામાં પણ હિંદુ ધર્મ શાસ્ત્રોમાં કેટલી વિશાળ અસમાનતા લખવામાં આવી છે). ન્યાય આપવાની ભાવનાથી ઘડાયેલા કાનૂનોમાં આપણને બે બાબતો જોવા મળે છે. એક ભાગ એવો છે જેમાં અપરાધોની વ્યાખ્યા કરવામાં આવે છે અને તેનો ભંગ કરનારને ન્યાયોચિત સજા આપવાની વ્યવસ્થા કરવામાં આવેલી હોય છે. અને બીજી બાબત છે કે, એક જ પ્રકારનો ગુન્હો કરનાર તમામ લોકોને એક સમાન સજા કરવામાં આવે છે. પરંતુ મનુના કાયદા કાનૂનમાં આપણને શું જોવા મળે છે ? પહેલી વસ્તુ તો એ છે કે એમાં અવિવેકી દંડ આપવાની પદ્ધતિ છે. મનુષ્યના શરીરના અવયવો જેવા કે પેટ, જીભ, નાક, આંખો, કાન, જનનેન્દ્રિય વગેરેને એક સ્વતંત્ર વ્યક્તિત્વ માનીને

તથા એવું ગણીને કે આ અવયવો આજ્ઞાનું પાલન કરતા નથી, તેથી અપરાધને માટે આ અવયવો કાપી નાખવાની સજા આપવામાં આવે છે, જાણે કે આ અવયવો અપરાધમાં સંકળાયેલાં ના હોય !

મનુની દંડ સંહિતાની બીજી વિશેષતા એ છે કે, 'સજા આપવાનું અમાનવીય સ્વરૂપ - જેનો અપરાધની ગંભીરતા સાથે કોઈ સંબંધ છે નહીં. પણ આ બધા કરતાં ય અધિક મનુના કાયદાઓની વિલક્ષણતા એ છે કે, જે નગ્ન સ્વરૂપે સ્પષ્ટ જોઈ શકાય છે. તે છે સજા આપવામાં સહેલી અસમાનતા. આ અસમાનતા કેવળ ગુનેગારોને સજા આપવા માટે જ તૈયાર કરવામાં આવી નથી પરંતુ જે લોકો ન્યાય પ્રાપ્ત કરવાને માટે ન્યાય મંદિરોમાં જાય છે એમના અસ્તિત્વ તથા પ્રતિષ્ઠાની રક્ષા કરવાને માટે પણ એનું નિર્માણ કરવામાં આવે છે. બીજા શબ્દોમાં કહીએ તો, આ સંપૂર્ણ આયોજન સામાજિક અસમાનતાને જાળવી રાખવા માટે જ કાનૂનોનું નિર્માણ કરવામાં આવ્યું છે.

અત્યાર સુધીમાં આપણે ફક્ત એવાં જ ઉદાહરણો લીધાં છે જે એવું દર્શાવે છે કે, મનુએ કેવી રીતે સામાજિક અસમાનતા બનાવી રાખવા અને એને ચાલુ રાખવામાં મદદ કરી. પરંતુ હવે હું મનુ દ્વારા પ્રયુક્ત કરવામાં આવેલા એવા મુદ્દાઓ ઉઠાવવા ઇચ્છું છું. જે એ વાતને સ્પષ્ટ કરે છે કે મનુએ ધાર્મિક અસમાનતાનું પણ નિર્માણ કર્યું છે. આ એવા મુદ્દાઓ છે જેનો સંબંધ એવી બાબતો સાથે છે જેને 'આશ્રમ વ્યવસ્થા' અને ધર્મવિધિ (સંસ્કાર) વ્યવસ્થા કહેવામાં આવે છે.

હિંદુઓનો ખ્રિસ્તીઓની જેમ જ ધર્મ સંસ્કારો પર વિશ્વાસ છે. એમાંકેવળ એક જ અંતર છે, કે; હિંદુઓમાં એટલા બધા વિસ્તૃત ધર્મ સંસ્કારો છેકે એમની સંખ્યા જોઈને રોમન કેથોલિક ખ્રિસ્તીઓને પણ આશ્ચર્યચકિત થઈ જવું પડે છે. આરંભમાં આ ધાર્મિક વિધિઓની સંખ્યા કેવળ ૪૦ જ હતી. અને એનો મનુષ્યના જીવનના મહત્ત્વપૂર્ણ પ્રસંગોથી માંડીને નાની નાની વાતો સુધી સંબંધ હતો.પહેલાં એની સંખ્યા ૨૦ સુધી મર્યાદિત કરાઈ હતી. પછીથી એને ૧૬ સુધી ઘટાડી દીધી એ સંખ્યા ઉપર હિંદુઓના ધર્મ સંસ્કાર (સોળ સંસ્કાર) સ્થિર રહ્યા છે.

આ ધાર્મિક સંસ્કારોના મૂળમાં અસમાનતાની ભાવના કેટલી હદે વ્યક્ત થઈ છે એ વાતને સ્પષ્ટ કરતાં પહેલાં પાઠકોને એ વાતની માહિતી હોવી આવશ્યક છે કે આ નિયમો કયા કયા છે ? તમામ નિયમોનું પરીક્ષણ કરવું

તો અસંભવ છે. એમાંથી કેટલાકના નિયમો જાણવા જ પર્યાપ્ત ગણાશે. હું માત્ર ત્રણ પ્રકારના જ નિયમોનો ઉલ્લેખ કરવા માગું છું. જેનો સંબંધ દિક્ષા, ગાયત્રી તથા દૈનિક હવન સંબંધે છે.

પહેલાં દિક્ષા સંસ્કારને જોઈએ. કોઈ એક વ્યક્તિને પવિત્ર દોરાથી અભિષેક (જનોઈ ધારણ કરવી) કરીને દિશા સંસ્કાર ક્રિયાન્વીત કરવામાં આવે છે. આ અભિષેક સંસ્કાર અંગે મનુએ કેટલાક મહત્ત્વપૂર્ણ નિયમો આપ્યા છે.

૨:૩૬ બ્રાહ્મણને ગર્ભથી આઠમે વર્ષે, ક્ષત્રિયને ગર્ભથી અગિયારમે વર્ષે અને વૈશ્યને ગર્ભથી બારમે વર્ષે ઉપનયન સંસ્કાર કરાવવો.

૨:૩૭ બ્રહ્મતેજની ઇચ્છાવાળા બ્રાહ્મણે પાંચમે વર્ષે, બળ ઇચ્છતા ક્ષત્રિયે છઠ્ઠે વર્ષે અને ધનની ઇચ્છાવાળા વૈશ્યે આઠમે વર્ષે ઉપનયન કરવું.

૨:૩૮ બ્રાહ્મણને સોળ વર્ષ સુધી, ક્ષત્રિયને ૨૨ વર્ષ સુધી અને વૈશ્યને ચોવીસ વર્ષે સુધી ગાયત્રી મંત્ર દ્વારા અભિષેક કરવામાં વિલંબ ન કરવો જોઈએ.

૨:૩૯ આ સમય પછી આ ત્રણે ય વર્ણોના યુવકો - જેમનો યોગ્ય સમયે અભિષેક ન થયો હોય તો જાતિમાંથી બહિષ્કૃત બની જાય છે. એમનાથી ગાયત્રીનું પતન થાય છે અને ગુણવાન લોકો એમની નિંદા કરે છે.

૨:૧૪૭ મનુષ્યે વિચાર કરવો જોઈએ કે માતા-પિતાએ એમની પરસ્પર સંતુષ્ટીને માટે એને જન્મ આપ્યો છે. અને માના ગર્ભમાંથી પ્રાપ્ત કરે છે, તે કેવળ માનવ-જન્મ છે.

૨:૧૪૮ પરંતુ તે જન્મ, જે સંપૂર્ણ વેદોનો જ્ઞાની, એનો મુખ્ય આચાર્ય એની દૈવી માતા ગાયત્રીથી પ્રાપ્ત કરે છે, તે સાચો જન્મ છે અને અન્ય જન્મ, આયુષ્ય, તથા મૃત્યુથી મુક્ત છે.

૨:૧૬૯ પહેલો જન્મ નૈસર્ગિક માતાથી, બીજો જન્મ પોતાની પરિધિના બંધનથી, ત્રીજો જન્મ યજ્ઞ-સંસ્કારોના ઉત્તમ પાલનથી થાય છે. વેદોના અનુસાર, જેને સામાન્ય રૂપથી દ્વિજ કહેવામાં આવે છે - એમના આ પ્રકારે જન્મ થાય છે.

૨:૧૭૦ આમાંથી એનો દૈવી જન્મ તે છે જે પરિધિના બંધનથી તથા યજ્ઞના દોરાથી (જનોઈ) થાય છે. અને આ જન્મમાં એની માતા ગાયત્રી હોય છે અને પિતા આચાર્ય હોય છે.

હવે આપણે 'ગાયત્રી' અંગે વિચારીએ. તે એક મંત્ર છે અથવા તો વિશેષ આધ્યાત્મિક શક્તિની પ્રાર્થના છે. મનુએ એનું સ્પષ્ટીકરણ કર્યું છે.

૨:૭૬ બ્રહ્માએ ત્રણેયમાંથી અ, યૂ અને મ આ ત્રણ અક્ષર પરોવીને કાઢ્યા જેના મિશ્રણથી ત્રણ અર્થ એક જ પદ્યાંશના ત્રણ ગૂઢ શબ્દ ભૂ: ભુવ: સ્વ: બની ગયા જેનો અર્થ છે પૃથ્વી, આકાશ અને સ્વર્ગ.

૨:૭૭ પ્રાણીઓના સ્વામીએ ત્રણ વેદોથી અચિન્ત્ય રૂપમાં એક પછી એક ત્રણ અવર્ણનીય શબ્દ ઉત્પન્ન કર્યા, જે 'તદ્' શબ્દથી શરૂ થાય છે એને સાવિત્રી અથવા ગાયત્રી શીર્ષક આપવામાં આવ્યું.

૨:૭૮ જે બ્રાહ્મણ, વેદ જાણે છે અને એનું સવાર સાંજ પઠન કરે છે અને તે પવિત્ર પાઠના પહેલા ત્રણ શબ્દોનું ઉચ્ચારણ કરે છે, એને વેદોમાં નિહિત પવિત્રતા પ્રાપ્ત થાય છે.

૨:૭૯ અને એક દ્વિજ વ્યક્તિ, જો આ ત્રણેય (અથવા ઓમ, વ્યાહરિતી અને ગાયત્રી)નું એક હજારવાર ઉચ્ચારણ કરે, એને એક મહિનાની અંદર એ જ પ્રકારનો ઘોર અપરાધથી મુક્તિ મળશે. જેવી રીતે સાપ પોતાની કાંચળીથી મુક્ત બને છે એવી રીતે અપરાધથી મુક્ત બને છે.

૨:૮૦ પુરોહિત, ક્ષત્રિય તથા વૈશ્ય જે કોઈ આ ગૂઢ પાઠોની ઉપેક્ષા કરશે અને યોગ્ય ઋતુમાં પોતાની વિશેષ ધાર્મિક વિધિ નહીં કરે તેને સદાચારી લોકો અપરાધી માનશે.

૨:૮૧ મહાન, અપરિવર્તનીય શબ્દોની પહેલાં આ ત્રણ અર્થવત્તાવાળા અક્ષરોનો અને એના પછી ગાયત્રીનો, જેનાથી ત્રણ માપ બને છે. વેદોનો મુખ્ય અથવા મુખ્યભાગ માનવો જોઈએ.

૨:૮૨ જે કોઈ દરરોજ, ત્રણ વર્ષો સુધી, ઉપેક્ષા કર્યા વિના આ પવિત્ર પાઠોનું પઠન કરશે, એના પછી એને દૈવી સાર પ્રાપ્ત થશે અને તે વાયુની જેમ મુક્ત સંચાર કરી શકશે. તથા એને આકાશનું રૂપ પ્રાપ્ત થશે. ઑંકાર એ એકાક્ષર પરબ્રહ્મ છે.

૨:૮૩ ત્રણ અક્ષરોનું આ પદ તે સર્વશ્રેષ્ઠનું પ્રતિક છે. શ્વાસ રોકીને ઈશ્વર પર મન કેન્દ્રીત કરવું, તે સર્વોચ્ચ ભક્તિ છે. પરંતુ ગાયત્રીથી વિશેષ અને અધિક અવર્ણનીય કશું જ નથી. સત્યને ઘોષિત કરવું તે શાંતિને ધારણ કરવા કરતાં અધિક ઉત્તમ છે.

૨:૮૪ વેદોમાં સમાયેલા તમામ સંસ્કારો અગ્નિને આહુતિ, અને પવિત્ર ત્યાગમાં સમાપ્ત થાય છે. પરંતુ જે અમર્ત્ય છે, તે અક્ષર ઓઉમ છે. કારણ કે તે ઈશ્વરનું પ્રતિક છે અને તે પ્રાણીમાત્રનો પ્રભુ છે.

૨:૮૫ આ પવિત્ર નામનું સ્મરણ કરવું અથવા પુનરાવર્તન કરવું, તે કોઈ યજ્ઞમાં બલિ કરવા કરતાં દસ ગણું સારું છે. અને જ્યારે આ નામ સ્મરણ કોઈ બીજી વ્યક્તિ ન સાંભળતી હોય ત્યારે આ જ કાર્ય સો ગણું અધિક ઉત્તમ બની જાય છે. અને જ્યારે આ નામનો મનમાંને મનમાં જ માનસિક રૂપથી સ્મરણ કરવામાં આવે ત્યારે એક હજાર ગણું અધિક ઉત્તમ હોય છે.

૨:૮૬ વિધિ યજ્ઞો સહિત જે ચાર પાઠ યજ્ઞો છે તે જપયજ્ઞના સોળમા ભાગની બરાબર પણ નથી.

હવે આપણે દૈનિક યજ્ઞ સંસ્કાર વિશે જોઈએ.

૩:૬૯ અજાણતામાં કરવામાં આવેલા અપરાધોનું પ્રાયશ્ચિત કરવાને માટે વિદ્વાન ઋષિઓએ દરરોજ ઘરમાં વિધિ કરવાને માટે પાંચ મહાન યજ્ઞો બતાવેલા છે.

૩:૭૦ ભણવું અને ભણાવવું એ બ્રહ્મયજ્ઞ છે. પિતૃઓનું તર્પણ એ પિતૃયજ્ઞ છે. હોમ દેવયજ્ઞ છે. બલિ કરવો તે ભૂતયજ્ઞ છે. અને અતિથિનું પૂજન અને આદર સત્કાર મનુષ્યો માટે યજ્ઞ છે.

૩:૭૧ કોઈ પણ સુપાત્ર જો આ પાંચ યજ્ઞ કરવાનું ટાળશે નહીં તો તે ભલેને ગૃહસ્થાશ્રમમાં રહેતો હોય છતાં હિંસાના દોષથી પાંચ વધ સ્થળોથી અછૂતો રહે છે.

હવે આપણે આશ્રમપ્રથા અંગે જોઈએ. આશ્રમ સિદ્ધાંત હિંદુ ધર્મની વ્યવસ્થાને એક વિશેષ ભાગ છે. બીજા કોઈ ધર્મની અંદર આવી વ્યવસ્થા નથી એવું લાગે છે. આશ્રમ સિદ્ધાંત અનુસાર જીવનને ચાર અવસ્થાઓમાં વિભાજિત કરવામાં આવે છે. આ ચાર અવસ્થાઓ એટલે, બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યસ્તાશ્રમ.

બ્રહ્મચર્ય અવસ્થામાં મનુષ્ય અપરણિત રહેતો હોય છે. અને પોતાનો સમગ્ર સમય ભણવામાં અને અધ્યયનમાં વ્યતીત કરે છે. આ અવસ્થા સમાપ્ત થયા બાદ વ્યક્તિ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે છે. એટલે કે તે પરણે છે અને પરિવારનું પાલન-પોષણ કરે છે. અને ભૌતિક સુખો તરફ ધ્યાન આપે છે. એના પછી એ ત્રીજી અવસ્થામાં પ્રવેશ કરે છે અને વાનપ્રસ્થી કહેવાય છે. વાનપ્રસ્થીના રૂપમાં તે જંગલમાં જઈને સાધુના રૂપમાં જીવન વ્યતિત કરે છે. પરંતુ તે પોતાના પરિવાર સાથેનો સંબંધ વિચ્છેદિત કરતો નથી, અથવા

સંપત્તિમાંથી પોતાનો અધિકાર પણ છોડતો નથી. એના પછી ચોથી અવસ્થા આવે છે તે અંતિમ અવસ્થા છે. તે છે સંન્યાસીની અવસ્થા, જેનો અર્થ છે ઈશ્વરની ખોજમાં સંસારનો સંપૂર્ણ ત્યાગ કરવો. બ્રહ્મચારી અને ગૃહસ્થાશ્રમી અવસ્થાઓ એક પ્રકારે સ્વાભાવિક અવસ્થાઓ છે. અંતિમ બે અવસ્થાઓ અંગે તો કેવળ સલાહ અને ભલામણ જ થઈ શકે. એના અંગે કોઈ પણ પ્રકારનું બંધન હોતું નથી. આ અંગે મનુએ જે કંઈ કહ્યું છે તે નીચે પ્રમાણે છે.

૬:૧ દ્વિજ વ્યક્તિ, જે નિયમાનુસાર ગૃહસ્થનું જીવન વ્યતિત કરી ચૂક્યો છે, દૃઢ સંકલ્પ કરીને તથા પોતાની ઇન્દ્રિયો પર નિયંત્રણ કરીને, જંગલમાં જઈને (નીચે આપેલા નિયમોનું પાલન કરીને) રહી શકે છે.

૬:૨ જ્યારે ગૃહસ્થી જુએ કે તેની ચામડીમાં સળ પડવા માંડ્યા છે, એના વાળ સફેદ થવા માંડ્યા છે અને તેણે પોતાના પુત્રોના પુત્રને પણ જોઈ લીધા છે, ત્યારે એણે જંગલમાં જઈને રહેવું જોઈએ.

૬:૩ કારીગરી અને મહેનતથી પેદા કરેલા, અનાજનો ત્યાગ કરી, પોતાની તમામ વસ્તુઓનો ત્યાગ કરી તથા પોતાની પત્ની પોતાના પુત્રોને હવાલે કરીને અથવા તો તેને સાથે લઈને તેણે વનમાં ચાલ્યા જવું જોઈએ.

૬:૩૩ પરંતુ આ પ્રકારે પોતાના નૈસર્ગિક જીવનનો ત્રીજો હિસ્સો જંગલમાં ગુજારીને પોતાના જીવનના ચોથા હિસ્સામાં તમામ સાંસારિક સંબંધોનો ત્યાગ કરીને તેણે સાધુના રૂપમાં જીવન વ્યતિત કરવું જોઈએ.

આ નિયમોમાં સમાવવામાં આવેલી અસમાનતા જો કે પૂર્ણ રૂપથી સ્પષ્ટ દેખાઈ આવતી નથી. પરંતુ અસમાનતા વાસ્તવિક સ્વરૂપે છે. આપણે જોઈ શકીએ છીએ કે, આ તમામ સંસ્કાર અને આશ્રમ વ્યવસ્થાઓ માત્ર દ્વિજ લોકો (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય) પૂરતી જ સીમિત છે. શુદ્રોને એનાથી વંચિત રાખવામાં આવ્યા છે. જો કે મનુને એમના સમારોહો ઉજવવામાં કોઈ આપત્તિ નથી. પરંતુ એને પોતાના સમારોહમાં એમના દ્વારા પવિત્ર મંત્રોનો પ્રયોગ કરવા સામે જ વાંધો છે.આ વિષય અંગે મનુએ કહ્યું છેકે,

૧૦:૧૨૭ તે શુદ્રોને માટે પણ, જે પોતાનું સંપૂર્ણ કર્તવ્ય નિભાવવા આતુર છે, અને જાણે છે કે કર્તવ્ય નિભાવવું જોઈએ, તેઓ પોતાના પારિવારિક અને ધાર્મિક સંસ્કારોમાં ઉત્તમ લોકોનું અનુસરણ કરી શકે છે - પરંતુ પવિત્ર પાઠો સિવાય. કેવળ એવા જ પાઠોનો ઉપયોગ કરે, જેમાં પ્રસંશા

તથા સ્તુતિનો સમાવેશ થયેલો હોય ! જેમાં એમને કેવળ પ્રસંશા પ્રાપ્ત થતી હોય, પરંતુ એમના દ્વારા કોઈ પાપ થવું ન જોઈએ.

૨:૬૬ યજ્ઞોપવિત સંસ્કારને છોડીને સ્ત્રીઓએ બાકી સમારોહ-ક્રિયાઓ પોતાની ઉંમર તથા ક્રમથી વેદ-પાઠ કર્યા વિના કરવી જોઈએ. જેમાં એમનું શરીર પરિપૂર્ણ બની શકે.

મનુએ શુદ્રોને ધાર્મિક સંસ્કારવિધિઓથી વંચિત શા માટે રાખ્યા ? શુદ્રોને સંન્યાસી બનવા માટે એણે જે નિષેધ કર્યો છે, એ વાત ગેરમાર્ગે દોરનારી છે. સંન્યાસનો અર્થ છે. આત્મત્યાગ અને તમામ સાંસારિક સુખોનો પરિત્યાગ. કાયદાની ભાષામાં જો જોઈએ તો એક અર્થમાં સંન્યાસનો અર્થ નાગરિક જીવનનું મૃત્યુ ગણાવી શકાય. આ રીતે જ્યારે મનુષ્ય સંન્યાસી બની જાય છે, એ જ ક્ષણથી એને મૃત માનીને એના વારસદારો તરત જ એના સ્થાન પર વિરાજમાન થાય છે. જો કોઈ સંન્યાસી બની જાય ત્યારે એની સાથે પણ આવી સ્થિતિ પેદા થઈ શકે છે. આવી સ્થિતિથી શુદ્રને છોડીને અન્ય કોઈને નુકશાન થતું નથી, તો પછી સંન્યાસગ્રહણ કરવામાં શુદ્રને શા માટે રોકવામાં આવ્યો ? આ એક મહત્ત્વપૂર્ણ વિષય છે અને ધાર્મિક વિધિ તથા સંન્યાસનું મહત્ત્વ તથા એનો અર્થ સ્પષ્ટ કરવા માટે મનુને જ અહીં ઉદ્ઘૃત કરવા ઇચ્છું છું. એટલે મનુના નિમ્ન લિખિત શ્લોકો પર આપણે ધ્યાન કેન્દ્રીત કરવું જોઈએ.

૨:૨૬ દ્વિજ જન્મેલા મનુષ્યોએ વેદો દ્વારા બતાવેલો 'ગર્ભધારણ સમારોહ તથા ધાર્મિક સંસ્કાર કરવા જોઈએ. જેને કારણે એનું શરીર આ જન્મમાં તથા મૃત્યુ પછી પણ પવિત્ર બની જાય. અને પાપથી મુક્ત થઈ જાય.

૨:૨૮ વેદોના અધ્યયનથી, પ્રતિજ્ઞાપૂર્વક આહુતિઓ ચડાવવાથી, પવિત્ર પાઠોના ઉચ્ચારણથી, ત્રણે ય વેદોના ઉપાર્જનથી, દેવ-ઋષિ તથા પિતૃઓની આત્માને દાન આપીને, પુત્રોને જન્મ આપીને, મહાન યજ્ઞ કરીને તથા ધાર્મિક સંસ્કારો દ્વારા માન્ય શરીરને બ્રહ્માની સાથે સંયોગને માટે યોગ્ય બનાવવામાં આવે છે.

સઘળા આ સંસ્કારોનું ધ્યેય અને ઉદ્દેશ આટલો જ છે, મનુએ સંન્યાસનું ધ્યેય અને ઉદ્દેશ પણ સ્પષ્ટ કર્યો છે.

૬:૮૧ આ વિધિ મુજબ ધીમે ધીમે સર્વ સંગોને છોડી, સમગ્ર જોડકાંમાંથી મુક્ત થયેલો તે બ્રહ્મમાં જ સ્થિતિ કરે છે.

૬:૮૫ જે દ્વિજ આ કર્મયોગ વડે સંન્યાસ સ્વીકારે છે તે આ લોકમાં પાપનો ત્યાગ કરી, પરબ્રહ્મને પામે છે - વિલિન થઈ જાય છે.

આ શ્લોકો પરથી એક વાત તો સ્પષ્ટ થઈ જાય છે કે, સ્વયં મનુના કથન અનુસાર ધાર્મિક સંસ્કારોનો ઉદ્દેશ્ય શરીરને પવિત્ર બનાવવાનો તથા આ જીવનમાં અને જીવન પછી તેને પાપથી મુક્ત રખાવવાનો છે. જેથી પોતે ઈશ્વરની સાથેના મિલનને યોગ્ય બની જાય. મનુના મત અનુસાર સંન્યાસનો ઉદ્દેશ્ય છે ઈશ્વર સુધી પહોંચવાનો અને એમાં વિલિન થઈ જવાનો. અને આમ છતાં ધાર્મિક વિધિ અને સંન્યાસ કેવળ ઉચ્ચવર્ણોનો જ અધિકાર છે મનુ એવું પ્રતિપાદિત કરે છે, શુદ્રોને માટે તેની છૂટ આપતો નથી, આવું શા માટે ? શુદ્ર પોતાનું શરીર પવિત્ર બનાવે અને પોતાનો આત્મા શુદ્ધ કરે તે જરૂરી નથી ? શું શુદ્ર ઈશ્વર સુધી પહોંચવાની આકાંક્ષા ન રાખી શકે ? કદાચ મનુએ આ પ્રશ્નનો જવબ હકારમાં આપ્યો હશે ! તો પછી સવાલ એ થાય છે કે, તેણે આવા નિયમો શા માટે બનાવ્યા ? એનો ઉત્તર માત્ર એટલો જ છે કે, મનુ સામાજિક અસમાનતામાં કટ્ટર વિશ્વાસ રાખતો હતો. અને તેથી ધાર્મિક સમાનતાનો સ્વીકાર કરવાનાં ભયસ્થાનો તે જાણતો હતો.

જો હું ઈશ્વરની નજરે સમાન હોઉં તો પછી આ ધરતી ઉપર સમાન શા માટે ન બની શકું ? મનુ કદાચ આ પ્રશ્નથી ભયભીત બન્યો હોવો જોઈએ ! આ પ્રશ્નને સ્વીકૃતિ આપવા અને સામાજિક અસમાનતાને સમાપ્ત કરવાને માટે ધાર્મિક સમાનતાની અનુમતી આપવાને બદલે તેણે ધાર્મિક સમાનતાને જ નકારવાનું અધિક પસંદ કર્યું.

આ રીતે આપણે હિંદુત્વમાં - બન્ને અસમાનતાઓ, ધાર્મિક અસમાનતા અને સામાજિક અસમાનતાનો સમાવેશ થયેલો જોઈ શકીએ છીએ.

મનુષ્યને પાપથી પવિત્ર થવામાં રુકાવટ કરવી, ઈશ્વરની નજીક પહોંચવાથી રોકવા, આ એવી બાબતો છે જે કોઈ પણ બુદ્ધિવાદી વ્યક્તિને ધૃણિત લાગવી જોઈએ. આવી પ્રવૃત્તિ વિકૃત માનસનું પ્રતિક લાગે છે. હિંદુત્વમાં માત્ર સમાનતાનો જ ઈન્કાર નથી પણ એમાં તો માણસની પવિત્રતાનો પણ ઈન્કાર છે.

વાત આટલેથી જ પતી જતી નથી કારણ મનુ કેવળ માનવ ગૌરવને જ અમાન્ય કરવા માત્રથી થોભી જતા નથી, તે તો જાણી જોઈને માનવ

વ્યક્તિત્વનું અધ:પતન કરવા માગે છે. હિંદુત્વની ફિલસુફીના આ પાસાને સ્પષ્ટ કરવા માટે હું કેવળ બે જ ઉદાહરણો આપવા માગું છું.

જે લોકોએ જાતિ વ્યવસ્થાનો અભ્યાસ કર્યો છે તે લોકોએ એની શરૂઆત કઈ રીતે થઈ એનો પણ અભ્યાસ કર્યો જ હશે. મનુ જાતિપ્રથાનો જનક છે એટલે જુદી જુદી જાતિઓ કઈ રીતે પેદા થઈ એની એણે સમજૂતી આપી છે. આ સ્પષ્ટીકરણ ઘણું સરસ છે. તેમનું કહેવું છે કે મૂળ ચારવર્ણોને છોડીને બાકીની તમામ જાતિઓ નીચી જાતિમાં જન્મ પામી છે. તેઓ કહે છે કે, આ જાતિઓ - મૂળ ચાર વર્ણોનાં સ્ત્રી પુરુષોની વચ્ચેના જે અવિવાહિત સંબંધો અને વ્યભિચારની ઉપજ છે. આ ચાર વર્ણોના સ્ત્રી પુરુષોમાં અનૈતિકતા અને સ્વેચ્છાચાર એટલો બધો અસિમિત થઈ ગયો હતો કે એને કારણે આ અસંખ્ય આત્માઓથી અગણિત જાતિઓનો ઉદય થયો છે. મનુએ આ ચાર મૂળ વર્ણોના સ્ત્રી-પુરુષોના ચરિત્ર પર ચિંતન-વિચાર કર્યા વિના અસભ્ય આક્ષેપ અને આરોપ લગાવ્યો છે, કારણ કે જો ચાંડાલ અછૂતોનું જુનું નામ બ્રાહ્મણ સ્ત્રી અને વૈશ્ય પુરુષનાં વ્યભિચારનું પરિણામ છે. તો એ વાત પણ સ્પષ્ટ રીતે સ્વીકારવી પડશે કે, ચાંડાલોની આટલી બધી સંખ્યા જોઈને તો એવું જ માનવું પડશે કે, પ્રત્યેક બ્રાહ્મણ સ્ત્રી વેશ્યા અને દુરાચારિણી અને પ્રત્યેક વૈશ્ય પુરુષ કામધામ છોડીને માત્ર વ્યભિચારી જીવન જીવતો હતો. લાગે છે તો એવું કે, વિવિધ જાતિઓને હીન અને નીચી બતાવવા માટે જ પોતાની મૂર્ખ લાલસાની પૂર્તિ કરવા માટે આ જાતિઓની નીચ ઉત્પત્તિ બતાવીને મનુએ જાણી બુઝીને ઐતિહાસિક તથ્યોને વિકૃત બનાવ્યાં છે. આ સંદર્ભમાં હું કેવળ બે જ ઉદાહરણો આપવા માંગું છું. આપણે મનુની 'મગધ' અને 'વૈદેહિક' જાતિઓની ઉત્પત્તિ અંગે જોઈએ. અને મહાન વ્યાકરણાચાર્ય પાણિનિએ આ જાતિઓની ઉત્પત્તિ અંગે કરેલા કથનની તુલના મનુના કથન સાથે કરીએ.

મનુનું કહેવું છે કે, 'મગધ' જાતિ વૈશ્ય પુરુષ અને ક્ષત્રિય સ્ત્રીના સંભોગથી ઉત્પન્ન થઈ છે. મનુ કહે છે કે 'વૈદેહિક' જાતિ વૈશ્ય પુરુષ અને બ્રાહ્મણ સ્ત્રીના સંભોગથી ઉત્પન્ન થઈ છે.

હવે આપણે પાણિનિના કથનને જોઈએ. પાણિનિનું કહેવું છે કે, 'મગધ'નો અર્થ છે એવી વ્યક્તિ જે મગધ નામના દેશનો રહેવાસી છે. 'વૈદેહિક'નો અર્થ પાણિનિ અનુસાર એવો છે કે, જે વ્યક્તિ વિદેહ નામના દેશનો રહેવાસી છે તે 'વૈદેહિક' છે.

મનુ અને પાણિનીના કથનોમાં કેટલો વિરોધાભાસ છે. પાણિની ઈ.સ.પૂ. ૩૦૦ વર્ષ પહેલાં થયેલો છે. જ્યારે મનુ ઈ.સ.પૂ. ૨૦૦ વર્ષ પહેલાં થયેલો છે. એટલે પાણિનીના સમયમાં લોકો પર કલંક ન લાગ્યું, તે જ લોકો મનુના હાથે કલંકિત બની ગયા. એનું અર્થઘટન તો એવું જ હોઈ શકે કે, મનુ આ લોકોને અધ: પતિત ચિતરવા માગતો હતો.

સવાલ એ છે કે મનુ જાણી બુઝીને લોકોને બદનામ કરવા શા માટે ઇચ્છતો હતો ? આ એક એવો પ્રશ્ન છે જેના અંગે સંશોધન[1] થવાનું બાકી છે. અહીં, આપણી સમક્ષ એક જબરદસ્ત વિરોધાભાસ ઉભો થયેલો જોઈ શકાય છે. એક બાજુ જગતના અન્ય ધર્મીઓ મનુષ્ય માત્રને ઊંચો ઉઠાવવા અને ઉન્નત કરવા પ્રયાસ કરતા હતા ત્યારે બીજી બાજુ 'હિંદુ ધર્મ' એમને અધ: પતિત અને અપ્રતિષ્ઠીત કરવામાં વ્યસ્ત હતો.

હિંદુત્વમાં હીનતાની ભાવના કેવી રીતે વ્યાપેલી હતી, એનું એક અન્ય ઉદાહરણ આપીને હું હિંદુ બાળકોના નામકરણના નિયમો દ્વારા તે સ્પષ્ટ કરીશ.

હિંદુઓના નામ ચાર પ્રકારના હોય છે એનો સંબંધ કાં તો

(૧) પારિવારિક દેવતાની સાથે હોય છે

(૨) જે મહિનામાં બાળકનો જન્મ થાય, એની સાથે

(૩) જે ગ્રહ-નક્ષત્રોમાં બાળક જન્મ લે એની સાથે અથવા તો

(૪) સંપૂર્ણ પણે પ્રાસંગિક એટલે કે ભાવિ વ્યવસાયની સાથે હોય છે.

મનુ અનુસાર હિંદુનું પ્રાસંગિક નામ બે ભાગોમાં હોવું જોઈએ. વળી મનુ એવો પણ નિર્દેશ આપે છે કે, પહેલો ભાગ અને બીજો ભાગ શું શું સૂચવે છે ? તેનું સૂચન થવું જોઈએ. બ્રાહ્મણના નામનો બીજો ભાગ એવો હોવો જોઈએ જે આનંદને વ્યક્ત કરતો હોય, ક્ષત્રિયના નામનો એવો હોવો જોઈએ જે શૌર્ય અને રક્ષણ વ્યક્ત કરતો હોય, વૈશ્યને માટે એવો શબ્દ હોય જે સંપન્નતા વ્યક્ત કરતો હોય અને શુદ્રને માટે એવો શબ્દ હોવો જોઈએ જે સેવા વ્યક્ત કરતો હોય અને એના અનુસાર બ્રાહ્મણોને માટે શર્મા (પ્રસન્નતા) અથવા દેવ (ઈશ્વર) ક્ષત્રિયને માટે રાજા (અધિકાર) અથવા વર્મા (શસ્ત્ર) વૈશ્યોને માટે ગુપ્તા (દાન) અથવા દત્તા (દાનકર્તા) અને શુદ્રોને માટે દાસ (સેવા) આ શબ્દો નામોના બીજા ભાગમાં હોવા જોઈએ.

---

૧. જુઓ મારો નિબંધ : મનુ ઑન કાસ્ટ - એ પઝલ.
(બાબાસાહેબનો આ લેખ એમના પ્રાપ્ત થયેલા કાગળોમાંથી મળ્યો નથી.) (સંપા)

નામના પહેલા ભાગ અંગે મનુ કહે છે કે, બ્રાહ્મણને માટે તે શુભ સૂચક હોવો જોઈએ. ક્ષત્રિયને માટે શક્તિ દર્શક અને વૈશ્યને માટે સંપત્તિનો સૂચક હોવો જોઈએ. પરંતુ શુદ્રને માટે મનુનું કહેવું છે કે, એના નામનો પહેલો ભાગ એવા શબ્દોનો હોવો જોઈએ, જે ઘૃણાપાત્ર હોય. જે લોકો આવું તત્ત્વજ્ઞાન અવિશ્વસનીય માને છે એવા લોકો આ અંગે વાસ્તવિક સંદર્ભ જાણવા માગશે.[૧] હું મનુસ્મૃતિમાંથી કેટલાક શ્લોકો અહીં રજૂ કરવામાં માગું છું.

નામકરણ વિધિ માટે મનુ કહે છે કે,

૨:૩૦ પિતાએ બાળકના જન્મ પછી દશમા અથવા બારમા[૧]. દિવસે અથવા શુભગ્રહના અવસર પર અથવા શુભતિથિ પર 'નામદેય' (નામકરણ સંસ્કાર) કરવો જોઈએ. બ્રાહ્મણના નામો પહેલોભાગ શુભ-સૂચક હોવો જોઈએ. ક્ષત્રિયના નામનો શક્તિ સાથે સંબંધિત હોવો જોઈએ અને વૈશ્યનો સંપત્તિ સૂચક હોવો જોઈએ. પરંતુ શુદ્રના નામનો પહેલો ભાગ તિરસ્કાર વાચક હોવો જોઈએ.

૨:૩૨ બ્રાહ્મણના નામનો બીજો ભાગ એવો શબ્દ હોવો જોઈએ. જે પ્રસન્નતા વ્યક્ત કરતો હોય, ક્ષત્રિયનું નામ રક્ષણ સૂચક હોવું જોઈએ અને વૈશ્યનું સમૃદ્ધિ સૂચક તથા શુદ્રનું નામ સેવાનું સૂચન કરનારું હોવું જોઈએ.

કોઈ શુદ્રનું નામ ઉચ્ચભાવના વ્યક્ત કરનારું હોય એ વાતને મનુ બરદાસ્ત કરી શકતા નથી. શુદ્ર વાસ્તવિક સ્થિતિમાં અને એના નામ સાથે જ ધૃણિત થવો જોઈએ.

હિંદુધર્મ કઈ રીતે સામાજિક અને ધાર્મિક બન્ને ક્ષેત્રોમાં સમાનતાનો ઈન્કાર કરે છે અને કઈ રીતે માનવીય ગૌરવનો તિરસ્કાર કરે છે અ બતાવવા માટે મેં અહીં ઘણું કહ્યું છે.

હવે પ્રશ્ન એ છે કે શું હિંદુધર્મ સ્વતંત્રતાને માન્યતા આપે છે ? સ્વતંત્રતાને વાસ્તવિક બનાવવા માટે એની સાથે કેટલીક સામાજિક શરતો પણ જોડવી જોઈએ.[૧]

પ્રથમ તો સામાજિક સમાનતા હોવી આવશ્યક છે.

વિશેષાધિકારોથી સામાજિક કાર્યોનું સંતુલન એની ઉપર અધિકાર રાખનારાઓની તરફેણમાં ઝુકી જતું હોય છે. નાગરિકોના સામાજિક અધિકારોમાં જેટલી અધિક સમાનતા હશે, એટલી પોતાની સ્વતંત્રતાનો તે ઉપભોગ કરી શકશે.

---

૧. લિબર્ટી ઈન ધી મોડર્ન સ્ટેટ : હેરોલ્ડ લાસ્કીનું પુસ્તક જુઓ.

જો સ્વતંત્રતાએ પોતાનું લક્ષ્ય પ્રાપ્ત કરવું હોય તો સમાનતાની આવશ્યકતા અનિવાર્ય છે.

બીજી બાબત છે આર્થિક સુરક્ષા હોવી જોઈએ.

મનુષ્યને પોતાની રુચિ અનુસાર પોતાનો વ્યવસાય પસંદ કરવાની સ્વતંત્રતા પણ હોવી જોઈએ. અને જો તેના રોજગારની સુરક્ષા ન હોય, તો તે માનસિક અને શારીરિક ગુલામીનો શિકાર બની જશે - જે સ્વતંત્રતાની મૂળ ભાવનાથી વિપરીત છે. ભવિષ્યનો નિરંતર ભય હોય, થનાર નુકશાન અંગે આશંકા હોય, સુખ અને સુંદરતાની પ્રાપ્તિ માટે કરવામાં આવેલા પ્રયાસોની વિફળતા - આ બધી બાબતોથી એક વાત સ્પષ્ટ થાય છે કે, આર્થિક સુરક્ષા વિના સ્વતંત્રતા નિરર્થક છે. કારણ કે વ્યક્તિ સ્વતંત્ર હોવા છતાં પણ સ્વતંત્રતાના ઉદ્દેશ્યને આર્થિક સુરક્ષા વિના સમજવામાં અસમર્થ બની જતો હોય છે.

ત્રીજી બાબત છે, જ્ઞાનની ઉપલબ્ધિ સૌ કોઈને થાય તે જરૂરી છે. આ જટિલ સંસારમાં માણસ હંમેશાં કોઈને કોઈ બાબતથી ઘેરાયલો રહે છે. એટલે પોતાની સ્વતંત્રતા ગુમાવ્યા સિવાય પોતાનો માર્ગ ચોખ્ખો કરવાનું જ્ઞાન એને માટે આવશ્યક છે.

"જ્યાં સુધી મનને સ્વતંત્રતાનો ઉપયોગ કરવાનું શિક્ષણ ન આપવામાં આવે ત્યાં સુધી સ્વતંત્રતાનું કોઈ મૂલ્ય જ રહેતું નથી. આ તથ્યને ધ્યાનમાં રાખીને શિક્ષણ પ્રાપ્ત કરવાનો મનુષ્યનો અધિકાર - એની સ્વતંત્રતા માટે મૂળભૂત અધિકાર બની જાય છે. મનુષ્યને જો જ્ઞાનથી વંચિત રાખવામાં આવે તો તે અનિવાર્ય રૂપે જે લોકો જ્ઞાન ધરાવે છે એના ગુલામ બનાવી દેશે. જે લોકોને જ્ઞાન પ્રાપ્તિનો અધિકાર મળ્યો છે તે સૌભાગ્યશાળી છે. જ્ઞાનથી વ્યક્તિને વંચિત રાખવાનો અર્થ થાય છે મહાન ઉદ્દેશ્યનો ઉપયોગ જ્ઞાન હોય તો જ થઈ શકે. એક અજ્ઞાની માણસ સ્વતંત્ર હોઈ શકે છે... (પરંતુ) પોતાની સ્વતંત્રતાનો તે ઉપયોગ કરી શકતો નથી. સ્વતંત્રતાની પ્રસન્નતા ભોગવી શકે, તો જ સ્વાતંત્ર્યનો અર્થ છે.

હિંદુ ધર્મ ઉપરોક્ત કસોટીઓમાંથી કઈ શરતોની પૂર્તિ કરે છે ? આપણે આ પહેલાં જોઈ લીધું છે કે હિંદુ ધર્મ 'સમાનતા'ના મૂલ્યને કઈ રીતે નકારે છે. વિશેષાધિકાર અને અસમાનતાને હિંદુ ધર્મ સ્વીકારે છે. એટલે હિંદુ ધર્મમાં 'સ્વતંત્રતાની' પ્રથમ આવશ્યકતા 'સમાનતા'ની અનુપસ્થિતિ પ્રગટ કરે છે.

આર્થિક સુરક્ષાની બાબતમાં હિંદુ ધર્મના ત્રણ બાબતો જોવા મળે છે પ્રથમ તો એ છે કે, હિંદુ ધર્મ વ્યવસાયની સ્વતંત્રતાનો ઈન્કાર કરે છે મનુની યોજના અનુસાર તો પ્રત્યેક જન્મ લેનાર મનુષ્ય માટે એનો વ્યવસાય પહેલેથી જ નિર્ધારિત કરી દેવામાં આવેલો છે. હિંદુ ધર્મમાં વ્યવસાયની પસંદગીનો તો પ્રશ્ન જ પેદા થતો નથી. હિંદુ ધર્મમાં મનુષ્યની યોગ્યતા અને પસંદગી સાથે એના વ્યવસાયને કંઈ લેવા દેવા હોતું નથી.

બીજી બાબત એ છે કે, હિંદુ ધર્મ મનુષ્યને બીજા લોકોએ નક્કી કરેલા ઉદ્દેશ્યોને પૂર્ણ કરવાનું કાર્ય કરવા ફરજ પાડે છે. મનુ શુદ્રને કહે છે કે, એનો જન્મ ઊંચી વર્ણોની સેવા કરવા માટે થયેલો છે. અને એને જ પોતાનો ઉદ્દેશ્ય બનાવવા મનુ શુદ્રને ફરજ પાડે છે. મનુએ બનાવેલા નીચેના નિયમોને આપણે જોઈએ.

૧૦:૧૨૧ જો કોઈ શુદ્ર (બ્રાહ્મણની સેવા કરતો હોય અને પોતાનું પાલન પોષણ ન કરી શકતો હોય તો તે) ક્ષત્રિયની સેવા કરી શકે છે અથવા કોઈ ધનવાન વૈશ્યની સેવા કરી શકે છે.

૧૦:૧૨૨ પરંતુ શુદ્રે બ્રાહ્મણની તો સેવા કરવી જ જોઈએ.

મનુએ શુદ્રોને માટે નિર્ધારિત આદર્શ પર કામ કરવાનું જ સૂચવ્યું નથી, પણ એક ડગલું આગળ જઈને એવું પણ કહે છે કે, એને માટે નિયત કરેલા કાર્યથી તે ભાગી શકે નહીં, અથવા તો કામને ટાળી શકે નહીં. મનુએ રાજાને માટે નિર્ધારિત કરેલા કાર્યોમાં, એક કાર્ય એવું પણ નક્કી કર્યું છે કે, રાજાની ફરજ છે કે, શુદ્રો સહિત તમામ જાતિઓના લોકો પોતપોતાનાં કાર્યોનું પાલન કરે

૮:૪૧૦ રાજા પ્રત્યેક વ્યાપારીને એનો વ્યવસાય કરવાની અથવા પૈસા ઉધાર આપવાની અથવા ખેતીકરવાની અથવા પશુપાલનની અને ગુલામ જાતિના પ્રત્યેક મનુષ્યને દ્વિજની સેવા કરવાની આજ્ઞા આપે.

૮:૪૧૮ સંપૂર્ણપણે જાગૃત અને સચેત થઈને રાજા આદેશ આપે કે વ્યાપારી તેમ જ મજદૂર પોતપોતાના કર્તવ્યોનું પાલન કરે કારણ કે જ્યારે આ લોકો પોત પોતાનાં કર્તવ્યોનું પાલન કરવાનું છોડી દે છે, ત્યારે આખો સંસારમાં ગુંચવાડો ઊભો થઈ જાય છે.

૮:૩૩૫ પિતા, આચાર્ય, મિત્ર, માતા, પતિ, પુત્ર, કુલ પુરોહિત જો સ્વધર્મમાં ન રહે તો તેમને પણ રાજા શિક્ષા કરી શકે છે.

૮:૩૩૬ જો અપરાધ માટે બીજો સામાન્ય માણસ એક કર્ષાપણ દંડપાત્ર બને

છે. તે જ અપરાધ માટે રાજા પોતે એક હજારનો દંડ ભોગવવા પાત્ર બને છે. એવી શાસ્ત્ર મર્યાદા છે. રાજાએ આ દંડ પુરોહિતને અથવા તો નદીને ભેટ ધરવી જોઈએ. એવી શાસ્ત્ર મર્યાદા છે.

આ નિયમોની આધ્યાત્મિક અને આર્થિક એમ બે પ્રકારની વિશેષતાઓ છે. આધ્યાત્મિક અર્થમાં આ નિયમ ગુલામીના તત્ત્વજ્ઞાનની રચના કરે છે. જે લોકોને ગુલામીના કેવળ બાહ્ય - વૈધાનિક અર્થની જાણકારી છે. એમને આંતરિક અર્થનું જ્ઞાન નહીં હોય, તેથી લોકોને સંભવત: આ બાબત સ્પષ્ટ થશે નહીં. એનો આંતરિક અર્થ - પ્લેટોએ ગુલામીની કરેલી વ્યાખ્યામાં જોવા મળે છે. તેનું કહેવું છે કે, 'ગુલામ એવી વ્યક્તિ છે, જે બીજાના ઉદ્દેશ્યોનો સ્વીકાર કરે છે અને તેનું આચરણ તે પ્રમાણે નિયંત્રીત કરે છે, આ અર્થ પ્રમાણે એક ગુલામ પોતાની રીતે એક વ્યક્તિ હોતી નથી તે તો બીજાની ઇચ્છાપૂર્તિ માટેનું એક સાધન બનેલ હોય છે. આ વાત જો સમજાઈ જાય તો વસ્તુસ્થિતિ સ્પષ્ટ થઈ જશે કે શુદ્ર એક ગુલામ છે.

નિયમોના આર્થિક મહત્ત્વના સંદર્ભમાં આ નિયમો શુદ્રોની આર્થિક સ્વતંત્રતા ઉપર બંધન લાદે છે. મનુ કહે છે કે, શુદ્ર કેવળ સેવા કરે. આ વાત અંગે વાંધો લેવા જેવું કદાચ કંઈ ઝાઝુ નહીં હોય, પરંતુ ખરી ભૂલ તો ત્યાં છે કે નિયમ મુજબ બીજાઓની સેવા તો કરવાની છે, પણ પોતાની સેવા કરવાની નથી. એનો અર્થ એટલો જ થયો કે, શુદ્ર આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકે નહીં. આર્થિક દૃષ્ટિએ એણે હંમેશાં બીજાઓ ઉપર નિર્ભર રહેવું પડે. મનુનું કહેવું છે કે,

૧:૯૧ બ્રહ્માએ શુદ્રોને એક સૌથી મહત્ત્વનું કામ સોંપ્યું છે, તે છે કોઈ પણ પ્રકારની ઉપેક્ષા કર્યા વિના ઉપલી ત્રણે ય વર્ણોની સેવા કરવી.

ત્રીજી બાબત એ છે કે શુદ્રોને માટે હિંદુ ધર્મમાં સંપત્તિ સંચિત કરવા માટેનો કોઈ અવસર છે જ નહીં. શુદ્રોને ઉપલાવર્ણોની સેવા કરવા માટે વેતન આપવા અંગે મનુનો નિયમ બહુ જ સૂચક છે. મનુ કહે છે કે,

૧૦:૧૨૪ શુદ્રની ક્ષમતા, એનું કાર્ય તથા એના પરિવારમાં એના ઉપર નિર્ભર લોકોની સંખ્યાને ધ્યાનમાં લઈને લોકો એને પરિવારની સંપત્તિમાંથી ઉચિત વેતન આપે.

૧૦:૧૨૫ જમતાં બાકી રહેલું અન્ન, જૂના વસ્ત્રો, ધાન્યોમાંથી છાંટણ તેમ જ પુરાણી સાધન સામગ્રી શુદ્રોને આપી દેવી. મનુ મહારાજની સેવાના

બદલામાં વેતનની વાત છે. આ લઘુત્તમ વેતનનો કાનૂન નથી પણ આ તો ગુરુતમ વેતનનો કાનૂન છે. આ એવો લોખંડી કાનૂન હતો જેને એવા નિમ્ન સ્તર ઉપર નિશ્ચિત કર્યો હતો કે શુદ્ર પાસે સંપત્તિ એકત્રીત થાય એવી કે તેને આર્થિક સુરક્ષા પ્રાપ્ત થાય એવી કોઈ જોગવાઈ જ નહોતી. જો કે મનુ કોઈ પણ પ્રકારની અનિશ્ચિતતા રહેવા દેવા માગતા નહોતા એટલે એમણે ખૂબ જ વિસ્તારથી શુદ્રો પાસે સંપત્તિ એકત્રિત ન થાય તે માટે પ્રતિબંધ લગાવ્યો હતો. તે દઢતાની સાથે કહેતા હતા કે,

૧૦:૧૨૯ શક્તિમાન હોય તો પણ શુદ્રે ધનસંગ્રહ કરવો નહિ, કેમ કે ધન મેળવીને શુદ્રો બ્રાહ્મણને દુઃખ પહોંચાડે છે.

એવી જ રીતે હિંદુ-ધર્મમાં વ્યવસાય પસંદગીની રજા આપવામાં આવી નથી. એમાં આર્થિક સ્વતંત્રતા નથી અને કોઈ. આર્થિક સુરક્ષા પણ નથી. આર્થિક દૃષ્ટિથી શુદ્રની સ્થિતિ બહુ જ કમજોર બનાવી દીધેલી. શુદ્રની આર્થિક સ્થિતિ જોખમકારક રાખેલી.

જ્ઞાનના ફેલાવા માટે બે શરતો અનિવાર્ય છે. (૧) શિક્ષણ ઔપચારિક (Formal Education)હોવું જોઈએ. (૨) અક્ષરજ્ઞાન (Literacy) પણ જરૂરી છે. આ બે વસ્તુઓ વિના શિક્ષણનો પ્રસાર થવો સંભવ નથી. ઔપચારિક શિક્ષણ વિના જટિલ સમાજના તમામ સાધનો અને ઉપલબ્ધિઓનું આદાનપ્રદાન કરવું સંભવ નથી. એવી જ રીતે ઔપચારિક શિક્ષણ વિના કોઈ પણ વિષયને લગતા સંચિત વિચારો તથા અનુભવોને યુવા પેઢી સુધી પહોંચાડવાનું શક્ય નથી. અને આ વિચાર તથા અનુભવ એમને ત્યાં સુધી મળી શકે નહીં, જ્યાં સુધી આપણે બીજાઓ સાથે અનૌપચારિક સંબંધ સ્થાપીને શિક્ષણ મેળવવાની સ્વતંત્રતા ન આપીએં ઔપચારિક શિક્ષણ વગર નવા વિચારો પણ વિકસે નહીં. યુવાનોના જ્ઞાનની ક્ષિતિજને વિસ્તાર મળે નહીં અને એ રીતે યુવાનો રોજિંદા જીવનના દાસ બનીને અજ્ઞાની રહી જાય. પરંતુ ઔપચારિક શિક્ષણને માટે વિશેષ માધ્યમો જેમ કે પાઠશાળાઓ, પુસ્તકો, નિયોજિત સાધન સામગ્રી અને અધ્યયન વગેરેની જરૂરિયાત હોય છે. જ્યાં સુધી મનુષ્યને અક્ષરજ્ઞાન પ્રાપ્ત ન થાય, એને લખવા-વાંચવાનું કે ચિંતન-મનન કરવાનું ન આવડે ત્યાં સુધી ઔપચારિક શિક્ષણ પ્રાપ્ત કરવા માટે આ વિશેષ માધ્યમોનો લાભ કેવી રીતે લઈ શકે ? લખવા વાંચવાની કળા એટલે કે સાક્ષરતાનો પ્રસાર અને

ઔપાચારિક શિક્ષણ આ બન્ને વાતો સાથે સાથે ચાલે તેવી છે. આ બન્ને વિના જ્ઞાનનો પ્રસાર થઈ શકે નહીં. આ બન્નેની બાબતમાં હિંદુ ધર્મમાં શું સ્થિતિ છે ?

ઔપચારિક શિક્ષણનો સિદ્ધાંત હિંદુ ધર્મમાં બહુ જ સીમિત સ્વરૂપમાં છે. ઔપચારિક શિક્ષણ કેવળ વેદોના અધ્યયન સુધી જ સીમિત હતું અને તે સ્વાભાવિક પણ હતું કારણ કે હિંદુઓની એવી ધારણા હતી કે, વેદોની બહાર કોઈ જ્ઞાન હોતું નથી. આવી સ્થિતિ હોવાને કારણે ઔપચારિક શિક્ષણ વેદોના અધ્યયન સુધી જ મર્યાદિત રહ્યું. એનું એક બીજું પરિણામ એ આવ્યું કે, હિંદુઓએ એવું માની લીધું કે, વેદપાઠશાળાઓમાં વેદનું શિક્ષણ આપવું. જ્યાં વેદનું શિક્ષણ આપવામાં આવતું હોય એવા વિદ્યાલયોનો લાભ બ્રાહ્મણોને જ મળતો અને હાથ કારીગરી અને કલા માટે, વિજ્ઞાનના અધ્યયનની સંસ્થાઓની સ્થાપના કરવાની આવશ્યકતા શાસનકર્તાઓ સમજ્યા નહીં, જેનો ઉપયોગ મજદૂર વર્ગ અને વ્યાપારી વર્ગને લાભદાયક નીવડત. શાસનની આ પ્રકારની ઉપેક્ષાને કારણે એમને બીજા રસ્તા અપનાવવા પડ્યા.

પ્રત્યેક વર્ગને, પોતે પરંપરાથી જે વ્યવસાય કરતા આવ્યા હતા એનું જ્ઞાન પોતાના સભ્યોને આપવાનો પ્રબંધ કરવો પડ્યો. વૈશ્ય જાતિના લોકોની એ ફરજ બની ગઈ કે, પ્રત્યેક યુવા વૈશ્યને વ્યાપારિક તંત્ર, ગણિત, કોઈ ભાષા તથા વ્યાપારની કેટલીક વાસ્તવિક જાણકારી મળી શકે તેવું કરવું. આ પ્રકારનું શિક્ષણ એને એના પિતા સાથે વ્યાપાર કરતાં કરતાં મળી જતું હતું. કલાકારો અને કારીગરોના વર્ગને - જે શુદ્રોમાંથી જ પેદા થયો હતો, તેઓ પોતાની કલા કારીગરી અને હુન્નર પોતાનાં બાળકોને એવી રીતે આપવા માંડ્યા કે, તે શિક્ષણ કૌટુંબિક બની ગયું. આ શિક્ષણ વ્યહવારિક હતું એના કારણે કેવળ વિશેષ કાર્ય કરવાની કુશળતા વધી. એનાથી નવી ધારણાઓનો વિકાસ ન થયો. નવી દૃષ્ટિનો વિકાસ પણ ન થયો. જેનું પરિણામ એ આવ્યું કે, વ્યવહારિક શિક્ષણે એને કેવળ કાર્ય કરવાની એક અલગ અને એક એવી જ પદ્ધતિ શીખવી દીધી, જેને કારણે બદલાતા જતા સમયમાં અને વાતાવરણમાં એની આવડત એક નક્કર અણઆવડત બની ગઈ. નિરક્ષરતા એ હિંદુ ધર્મની એક કુટિલ પરંતુ સંપૂર્ણ પ્રક્રિયાનું સ્વાભાવિક અંગ બની ગઈ. આ પ્રક્રિયાને સમજવા માટે આપણી પાસે મનુ એ વેદોનું અધ્યયન અને શિક્ષણ સંબંધે જે નિયમો બનાવ્યા તેના તરફ થોડુંક ધ્યાન આપવું જરૂરી છે. આપણે નીચે

લખેલા નિયમો પર વિચાર કરીએ.

૧:૮૮ વેદોનું અધ્યયન કરવાનું તથા વેદોનું શિક્ષણ આપવાનું કાર્ય સૃષ્ટિએ બ્રાહ્મણોને સોંપ્યું છે.

૧:૮૯ પ્રજાનું રક્ષણ કરવું, દાન આપવું, યજ્ઞ કરવો, ભણવું અને વિષયોમાં આસક્તિ ન રાખવી એ કર્મો ક્ષત્રિયો માટે છે.

૧:૯૦ પશુઓનું રક્ષણ કરવું, દાન આપવું, યજ્ઞ કરવો, ભણવું, વેપારવણજ કરવો, વ્યાજ વટ્ટુ કરવું અને ખેતી કરવી તે વૈશ્યના કર્મો છે.

૨:૧૬૬ ગુરુ બીજાને ભણાવતા હોય ત્યારે જે તેમની આજ્ઞા વિના જ વેદ ગ્રહણ કરે છે, તે વેદની ચોરી કરનારો માણસ નરક પામે છે.

૪:૯૯ અસ્પષ્ટ સ્વાધ્યાય કરવો નહી, શુદ્રોની સમીપ સ્વાધ્યાય કરવો નહીં અને વહેલી સવારે વેદ ભણ્યા પછી થાકવા છતાં સુવું નહીં.

૯:૧૮ સ્રીઓની વૈદિક મંત્રોથી સંસ્કાર ક્રિયા થઈ શકે નહીં એવી મર્યાદા છે અને તેમને શ્રૃતિ અને સ્મૃતિનો અધિકાર નથી આથી તેઓ અસત્યના જેવું અશુભ છે.

૧૧:૧૯૯ જો કોઈ દ્વિજ અયોગ્ય રૂપમાં સ્રીઓ અને શુદ્રોને વેદનું જ્ઞાન આપી દે તો તે પાપનું કાર્ય કરે છે અને એને પશ્ચાતાપ માટે એક વર્ષ સુધી જવ ઉપર જીવિત રહેવું.

ઉપર ઉતારેલા નિયમોથી બે વસ્તુ તદ્દન સાફ જોઈ શકાય છે કે, બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વેદોનો અભ્યાસ કરી શકે છે. પરંતુ આમાંથી કેવળ એકલા બ્રાહ્મણોને જ વેદોનું શિક્ષણ આપવાનો અધિકાર છે. જો કે શુદ્રોના સંબંધમાં તો વેદોનું એમણે અધ્યયન કરવું જ ન જોઈએ એટલું જ નહીં એના પઠનને સાંભળવાનો અધિકાર પણ એને નથી.

મનુના ઉત્તરાધિકારીઓએ શુદ્રોની આ 'અયોગ્યતા'ને એક અપરાધમાં બદલી નાખી છે અને એને માટે કઠોર સજાનો પ્રબંધ કર્યો છે.

દા.ત. ગૌતમ કહે છે કે,

૧૨:૪ જો શુદ્ર જાણી જોઈને વેદનો મુખપાઠ સાંભળે તો એના કાનમાં પીગળેલું સીસું રેડવું અથવા લાખ ભરી દેવી જોઈએ. અને પછી જીભ કાપી લેવી જોઈએ. જો એ વેદનો પંડિત બની ગયો હોય તો એના શરીરને કાપીને કટકા કરી દેવા જોઈએ. " આ પ્રકારનું મંતવ્ય કાત્યાયને પણ આપ્યું છે.

આપણે એવું કહી શકીએ કે પ્રાચીન સંસાર સામાન્ય લોકોને શિક્ષણ આપવાની પોતાની જવાબદારી નીભાવવામાં અસફળ રહ્યાનો અપરાધ કર્યો છે, પરંતુ સંસારમાં એવો કોઈ પણ સમાજ નથી જેણે પોતાની સામાન્ય જનતાને ધર્મગ્રંથોનું અધ્યયન કરવામાં રૂકાવટ ઊભી કરીને અપરાધ કર્યો હોય ! કોઈ પણ સમાજે ક્યારેય પોતાની આમજનતાને શિક્ષણ પ્રાપ્ત કરવાના અધિકાર પર પ્રતિબંધ મૂક્યો હોય ! એવો કોઈ પણ સમાજ નથી જેણે સામાન્ય જનોં શિક્ષણ પ્રાપ્ત કરે તો એને દંડ કરવાનો ગુન્હો કર્યો હોય ! કેવળ મનુ જ એક એવા દૈવી કાનૂન દાતા છે જેમણે આમ જનતાના જ્ઞાનના અધિકારનો ઈન્કાર કર્યો છે.

પરંતુ હું આ બાબત ઉપર વધુ લાંબી ચર્ચા કરવા માગતો નથી, હું તો એ બતાવવાની ચિંતા કરું છું કે આમજનતાને વેદોના અધ્યયનથી વંચિત કર્યા પછી બિન ધાર્મિક ક્ષેત્રોમાં અજ્ઞાનતાનો કેવો વધારો થયો તે પ્રશ્ન કરવા ઇચ્છું છું. એનો ઉત્તર પણ સરળ છે. એક વાત સમજી લેવી જોઈએ કે વેદોના અધ્યયન અને શિક્ષણ માટે પ્રથમ પગલે લખવા વાંચવાની ક્ષમતા જરૂરી હતી. જે લોકોને વેદોના પઠન પાઠનનો વિશેષ અધિકાર હતો તે લોકો તો અધ્યયન માટે મુક્ત હતા અને જેમને વેદ ભણવાનો અધિકાર નહોતો એમના માટે લખવું-વાંચવું આવશ્યક નહોતું. એ રીતે શિક્ષણ વેદોના અધ્યયન સાથે સંબંધિત વાચન-લેખનની કલા સાથે પણ સંકળાયેલી હતી. પરિણામે વેદ ભણનારને વાંચવા લખવાનો અધિકાર પણ મળી ગયો. અને જે લોકોને વેદાધ્યયનનો અધિકાર નહોતો એમને વાચન લેખનના અધિકારથી પણ વંચિત રાખવામાં આવ્યા. આમ મનુના કાનૂન અનુસાર માત્ર લખવા વાંચવાની શક્તિ કેવળ કેટલીક મુઠ્ઠીભર ઊંચીવર્ણોનો અધિકાર બની ગયો અને નિરક્ષરતા તમામ નિમ્ન ગણાતી વર્ણોનું ભાગ્ય બની ગયું.

આ વિશ્લેષણમાં આગળ વધીએ તો એ પણ સ્પષ્ટ થઈ જશે કે શિક્ષણ નિષેધ કરવાને કારણે મનુ જ અજ્ઞાન માટે જવાબદાર છે. અને એમની યોજનામાં આમ જનતા ફસાઈ ગઈ. આમ હિંદુત્વ જ્ઞાનના પ્રસારનું એક માધ્યમ બનવાને બદલે અંધકારનો એક સંદેશ બની ગયો છે.

આ તથ્યો ઉપર વિચાર કરતાં આપણે એવું કહી શકીએ કે સ્વતંત્રતાના ઉપભોગ માટે જે શરતો આવશ્યક છે - હિંદુ ધર્મ એવી સ્થિતિઓની વિરુદ્ધ છે. અને એટલે જ તે સ્વતંત્રતાને નકારે છે.

## ભાગ-૪

શું હિંદુત્વ ભાઈચારાની ભાવનાને માન્યતા આપે છે ? સમાજમાં બે શક્તિઓ કાર્યશીલ હોય છે. (૧) વ્યક્તિવાદ (૨) બંધુભાવ. વ્યક્તિવાદનો સર્વત્ર સંચાર હોય છે. પ્રત્યેક વ્યક્તિ નિરંતર સવાલ પૂછતો રહે છે કે 'શું હું અને મારો પાડોશી ભાઈ છીએ ? શું અમે પરસ્પર સગા-સંબંધીઓ છીએ ? શું હું એનો રખેવાળ છું ? તો પછી હું એનું ભલું શા માટે કરું ? આમ વ્યક્તિ સ્વહિતોના દબાણ હેઠળ પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા માટે એવું કાર્ય કરે છે જેમાં લક્ષ્ય કેવળ પોતાના અસ્તિત્વનું હોય છે. આને કારણે ક્યારેક અસામાજિક અને ક્યારેક ક્યારેક તો સમાજ વિરોધી વ્યક્તિત્વનું નિર્માણ થાય છે.

બંધુભાવ એનાથી તદ્દન વિપરીત ભાવ છે. પારસ્પરિક મિત્રતાનું બીજું નામ બંધુભાવ છે. આ ભાવના હેઠળ વ્યક્તિ એવી લાગણી ધરાવે છે કે, બીજા લોકોની શ્રેષ્ઠતાની સાથે પોતાની આત્મિયતા બનાવવાનું શીખવે છે, જેના કારણે બીજાઓનું કલ્યાણ એના માટે એક સ્વાભાવિક અને આવશ્યક ચીજ બની જાય છે. અને જેવું પોતાના શરીરનું સ્વાભાવિક ક્રમમાં જતન કરે છે. એવું જ અન્યની ભલાઈ માટે કરે છે. બંધુભાવની આ લાગણીને કારણે જ એક વ્યક્તિ પોતાની જાતને પોતાના સહયોગીઓનો પ્રતિસ્પર્ધી માનતો નથી. આવું ન હોય તો પોતાના ઉદ્દેશ્યની પ્રાપ્તિ માટે એમની નિષ્ફળતાની કામના કરતો હોય ! અને તે પોતે જ સફળ થઈ શકે એવી ઇચ્છા રાખતો હોય ! વ્યક્તિવાદથી અરાજકતા પેદા થાય છે. બંધુત્વ જ એક એવી ભાવના છે જે મનુષ્ય માત્રને નિયંત્રીત કરી શકે છે અને નૈતિક વ્યવસ્થા બનાવી રાખવામાં સહાયક બની શકે છે.

બંધુભાવની આ ભાવના પારસ્પરિક મૈત્રીના સ્વરૂપે કઈ રીતે ઉન્નત થાય ? જે. એસ. મીલ કહે છે કે, આ ભાવના એક નૈસર્ગિક ભાવના છે.

"મનુષ્યને માટે સામાજિક અવસ્થા એક રીતે જોઈએ તો અત્યંત સ્વાભાવિક, આવશ્યક અને વ્યવહારિક છે. કેટલીક અસાધારણ પરિસ્થિતિમાં અથવા કોઈ સ્વૈચ્છિક અચેતન પ્રયાસો (voluntary abstrction)ના અપવાદને છોડીને મનુષ્ય સમાજનો એક સભ્ય છે. આ ભાવનાથી વિપરીત બીજી કોઈ વાત વ્યક્તિ વિચારી પણ શકતો નથી. અને એનો સમાજ સાથેનો આ સંબંધ, જેમ જેમ મનુષ્ય અસભ્ય અવસ્થાથી મુક્ત થતો જાય છે તેમ તેમ આ બંધુભાવ વધારેને વધારે દૃઢ થતો જાય છે. એટલે સામાજિક વાતાવરણની કોઈ પણ

સ્થિતિમાં, જેમાં વ્યક્તિનો જન્મ થયો હોય છે તેમાં આ બંધુભાવની ભાવના પ્રત્યેક વ્યક્તિની વિચારણાનું અભિન્ન અંગ બની જાય છે, કારણ કે તે મનુષ્યની નિયતિ છે. માણસના માણસ જોડેના સંબંધોનું અને સમાજમાં (માલિક અને દાસના સંબંધોને બાદ કરીને) બધાના હિતને ધ્યાનમાં રાખ્યા વિના સમાજના સ્વરૂપની કલ્પના જ કરી શકાય તેમ નથી. બધાના હિતો એક સમાન છે એવી સમજ ન હોય તો સમાજ ટકી શકે નહીં. બધા જ લોકો સમાન છે એવી ધારણા ઉપર જ સમાન સ્તરના લોકોનો સમાજ અસ્તિત્વમાં રહી શકે. કારણ કે સમાજની તમામ સભ્યતાઓની અવસ્થાઓમાં - માત્ર નિરંકુશ સમ્રાટોના સમયને બાદ કરીએ તો પ્રત્યેક વ્યક્તિ સમાન છે અને એટલે જ સમાન શરતોના આધારે જીવન વ્યતિત કરવાનો સૌને અધિકાર છે. બીજાની શરતો પ્રમાણે જીવન વ્યતિત કરવું સંભવ નથી. આ રીતે લોકો એક એવી અવસ્થામાં જીવન પસાર કરવાની આદતવાળા બની જાય, જેમાં બીજાના હિતોની અવગણના કરવાની કલ્પના જ આવતી નથી.''

સવાલ એ છે કે બીજાઓ પ્રત્યેક મૈત્રીની આ ભાવનાનું શું હિંદુધર્મની વિચારણામાં કોઈ સ્થાન છે ? આ પ્રશ્ન અંગે નિમ્ન લિખિત તથ્યો વિશેષ પ્રકાશ પાડે તેમ છે.

આ અંગે કોઈ પણ માણસનું સરળતાથી ધ્યાન ખેંચાય એવી વાસ્તવિકતા છે. હિંદુ ધર્મમાં રહેલી જાતિઓની સંખ્યા. કોઈએ પણ આ જાતિની વાસ્તવિક સંખ્યાનો આંકડો આજ દિવસ સુધી કાઢ્યો નથી. પરંતુ એવું એક અનુમાન કરી શકાય તેમ છે કે દેશમાં કુલ ૨૦૦૦થી ઓછી જાતિઓ નહીં હોય ! - સંભવ એવો પણ છે કે તે કદાચ ૩૦૦૦ હોઈ શકે છે ! આ વાસ્તવિકતા જ એકલું નિરાશાજનક પાસુ નથી. બીજાં પણ આ પ્રકારના પાસા છે. જાતિઓનું ઉપજાતિઓમાં વિભાજન વિભાજિત કરવામાં આવ્યું છે. એની સંખ્યા તો અગણિત છે. બ્રાહ્મણ જાતિની કુલ સંખ્યા લગભગ દોઢેક કરોડ જેટલી છે. પરંતુ બ્રાહ્મણ જાતિમાં ઉપજાતિઓની સંખ્યા ૧૮૮૬ જેટલી છે. કેવળ એકલા પંજાબમાં જ પંજાબ રાજ્યના સારસ્વત બ્રાહ્મણો ૪૬૯ ઉપજાતિઓમાં અને કાયસ્થ લોકો ૫૯૦ ઉપજાતિઓમાં વિભાજિત છે. આ રીતે આપણે જોઈએ તો આ સંખ્યાઓના આધાર પર સામાજિક જીવનના નાના નાના ટુકડાઓમાં વિભાજિત કરનારી અંતહિન પ્રક્રિયાને સ્પષ્ટ રીતે સમજી શકીએ છીએ.

આ વિભાજનની પ્રક્રિયાની ત્રીજું પાસું છે, નાનાં નાનાં એકમો જેમાં જાતિઓ વિભાજિત થતી ગઈ છે. વણિકોની કેટલીક ઉપજાતિઓની સંખ્યા

૧૦૦થી અધિક હોઈ શકે નહીં. આ લોકો પરસ્પર એટલા નીકટનાં સગા-સંબંધી બની ગયા છે કે, સગોત્રતાના નિયમોનું ઉલ્લંઘન કર્યા વિના પોતાની જ જાતિમાં વિવાહ કરવાનું એમના માટે અતિ દુષ્કર બની ગયું છે.

અહીં એક વાત ધ્યાનમાં રાખવી પડશે. કયા નાનાં નાનાં કારણોને લીધે આ વિભાજનો બનતા ગયાં અને અલગ પડતા ગયાં.

જાતિ પ્રથાની ચડતા ઉતરતા દરજ્જાની વિશિષ્ટતા પણ આ પ્રકારના વિભાજનોમાં મહત્ત્વપૂર્ણ બનેલ છે. જાતિપ્રથા એક એવી ક્રમિક વ્યવસ્થા છે, જ્યાં એક જાતિ સૌથી ઉપર છે અને સર્વોચ્ચ છે, તો બીજી જાતિ સૌથી નીચે છે અને નિષ્કૃષ્ટ છે. આ બે શ્રેણીઓની વચ્ચે અનેક જાતિઓ છે જે કોઈકની ઉપર તો કોઈની નીચે છે. જાતિ વ્યવસ્થા શ્રેણીબદ્ધ એવી વ્યવસ્થા છે. જેમાં સૌથી શ્રેષ્ઠ અને સૌથી નિમ્ન જાતિને છોડીને પ્રત્યેક જાતિ બીજી જાતિઓ પર અગ્રપદ અને શ્રેષ્ઠતા ભોગવે છે.

'અગ્રતા' અને 'શ્રેષ્ઠતા' કેવી રીતે નિર્ધારિત કરવામાં આવે છે ? આ 'શ્રેષ્ઠતા' અને 'તુચ્છતા' અથવા તાબેદારી કેટલાક નિયમો દ્વારા પ્રસ્થાપિત કરવામાં આવેલી છે. આ નિયમો -

(૧) ધાર્મિક વિધિઓ (Religious rites) જોડે સંકળાયેલા છે. અને

(૨) સપિંડતા (Commensuality) જોડે સંકળાયેલા છે.

અગ્રપદતા પર આધારિત ધર્મ પોતાને ત્રણ પ્રકારે પ્રગટ કરે છે. (૧) ધાર્મિક વિધિઓ - સંસ્કારો દ્વારા (૨) ધાર્મિક સમારોહોમાં ભણવામાં આવતા મંત્રો દ્વારા (૩) પુરોહિતો દ્વારા.

આપણે ધાર્મિક વિધિઓ - સંસ્કારો દ્વારા અગ્રતાના નિયમોને સ્રોત માનીને આપણી વાતનો આરંભ કરીએ. આપણે યાદ રાખવું જોઈએ કે હિંદુ ધર્મમાં ૧૬ સંસ્કારોની ધાર્મિક વિધિનો નિર્દેશ કરવામાં આવ્યો છે. જો કે આ ૧૬ સંસ્કારો પ્રાપ્ત કરવાનો અધિકાર હિંદુઓની તમામ જાતિઓને મળેલો નથી. કેટલીક જાતિઓને આ સોળ સંસ્કાર પ્રાપ્ત કરવાનો અધિકાર મળેલો છે. જ્યારે કેટલીક જાતિઓને આ સંસ્કારની અનુમતિ મળી નથી. ઉદાહરણ તરીકે આપણે પવિત્ર જનોઈ ધારણ કરવાના સંસ્કારના અધિકાર અંગે વાત કરીએ. કેટલીક જાતિઓ જનોઈ ધારણ કરી શકતી નથી, જનોઈ ધારણ કરવા અંગેના અધિકારક્ષેત્રમાં ભેદભાવ છે. જે લોકો સોળે સોળ ધાર્મિક સંસ્કારો પ્રાપ્ત કરી શકે છે તે લોકો, જેમને થોડાક સંસ્કારો પ્રાપ્ત કરવાનો અધિકાર છે, તેના કરતાં શ્રેષ્ઠ ગણવામાં આવે છે. ૧૬ સંસ્કાર મેળવનારી જાતિ સર્વશ્રેષ્ઠ છે.

હવે આપણે મંત્રો અંગે વિચારીએ, શ્રેષ્ઠતાના નિયમોનો બીજો સ્રોત મંત્રો છે. હિંદુ ધર્મ અનુસાર એક જ ધાર્મિક વિધિ બે પ્રકારે બે રીતે પૂરી પાડી શકાય છે. (૧) એક છે વેદોક્ત વિધિ અને (૨) પુરાણોક્તવિધિ.

વેદોક્ત વિધિમાં વેદના મંત્રોનું ઉચ્ચારણ કરવામાં આવે છે. પુરાણોક્ત વિધિમાં પુરાણોના મંત્રોનું ઉચ્ચારણ કરવામાં આવે છે.

હિંદુ ધર્મ શાસ્ત્રોની પણ બે ભિન્ન શ્રેણીઓ છે. (૧) વેદ - જે ચાર છે અને (૨) પુરાણો - જે અઢાર છે, જો કે આ પુરાણોનો ધર્મશાસ્ત્રો તરીકે આદર કરવામાં આવે છે. આમ છતાં તે તમામને એક સમાન માન્યતા પ્રાપ્ત થયેલી નથી.

વેદોને સર્વશ્રેષ્ઠ તરીકેની માન્યતા મળેલી છે, તો પુરાણોને સૌથી નિમ્નસ્તરની માન્યતા મળેલી છે. આ મંત્રોને કારણે સામાજિક શ્રેષ્ઠતા અને અગ્રતા કેવી રીતે નિર્મિત થાય છે, એ વાત - પ્રત્યેક જાતિની વેદોક્ત પદ્ધતિથી વિધિ કરવામાં આવતી નથી, તે બાબતથી સ્પષ્ટ સમજી શકાય તેમ છે. ૧૬ સંસ્કારોની વિધિ પર માત્ર ત્રણ જ જાતિઓને અધિકાર મળેલો છે. અને તેમાં પણ વેદોક્ત પદ્ધતિથી ધાર્મિક વિધિ કરવાનો અધિકાર માત્ર એક જ જાતિને છે, અને બાકીની બે જાતિઓની પુરાણોક્ત પદ્ધતિથી વિધિ કરવી પડે છે. કોઈ એક ધાર્મિક વિધિ જો વેદોક્ત મંત્રોથી થતી હોય તો તે જાતિ અગ્રતા અને શ્રેષ્ઠતા ધરાવે છે. અને જે જાતિને વેદોકત મંત્રોથી ધાર્મિક વિધિ કરાવવાનો અધિકાર નથી તે અગ્રતા અને શ્રેષ્ઠતામાં પાછળ છે.

ધર્મ સાથે સંકળાયેલ વિધિ અનુસાર શ્રેષ્ઠતા અને અગ્રતાનું ત્રીજું પરિબળ છે. પુરોહિત.

હિંદુ ધર્મમાં ધાર્મિક વિધિ દ્વારા પૂર્ણ લાભ પ્રાપ્ત કરવા માટે પુરોહિતનું હોવું જરૂરી છે અને ધર્મગ્રંથાનુસાર પુરોહિત બ્રાહ્મણ જ હોય છે. એટલે બ્રાહ્મણનો પરિત્યાગ કરી શકાય નહીં. બ્રાહ્મણ વગર ચાલે નહીં. પણ આ ધર્મગ્રંથોમાં એવો ક્યાંય નિર્દેશ નથી કે કોઈ પણ જાતની ધાર્મિક વિધિ માટે બ્રાહ્મણોએ નિમંત્રણ સ્વીકારવું જ જોઈએ. એ વસ્તુ તો બ્રાહ્મણની ઇચ્છા પર નિર્ભર છે કે, નિમંત્રણને સ્વીકારવું કે ના સ્વીકારવું. લાંબા સમયથી ચાલતી આવેલી પ્રણાલિકાઓ અનુસાર એ વાત સુસ્થાપિત થઈ ચૂકી છે કે બ્રાહ્મણ કઈ કઈ જાતિઓની ધાર્મિક વિધિ કરશે અને કઈ કઈ જાતિઓની નહીં કરે. આ વાત પણ જાતિઓ વચ્ચેના અગ્રતાક્રમ અને શ્રેષ્ઠતાક્રમનો આધાર બનેલી છે. જે જાતિના ધાર્મિક પર્વમાં બ્રાહ્મણ હાજરી આપે તે જાતિ અન્ય જાતિ

કરતાં શ્રેષ્ઠ અને અગ્ર ગણવામાં આવે છે અને જે જાતિઓના ધાર્મિક પર્વમાં પુરોહિત હાજર રહેતો નથી તે જાતિ અગ્રતાક્રમમાં અને શ્રેષ્ઠતાક્રમમાં નિમ્ન કક્ષાની બની જાય છે.

શ્રેષ્ઠતા અને અગ્રતા નક્કી કરવાનું એક અન્ય પરિબળ છે સમૂહ ભોજન. આપણે એક વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે જે રીતે સમુહ ભોજનના નિયમોનું નિર્માણ કરવામાં આવ્યું છે એવું વિવાહ અંગેના નિયમોની બાબતમાં કરવામાં આવ્યું નથી. આંતર જાતિય ભોજનથી ઘણી મુશ્કેલીઓ ઊભી થાય છે. મનુષ્ય એક જગ્યા છોડી બીજી જગ્યાએ રહેવા જાય છે અને દરેક બદલાયેલા સ્થળે એની જાતિના માણસો એને મળી જ રહે તે વાત સંભવ નથી. મનુષ્ય અજાણ્યા લોકોમાં પણ પહોંચી શકે છે. લગ્ન તો સમય સંજોગો અનુસાર મોકૂફ રાખી શકાય છે. પણ ભોજન તો કરવું જ પડે છે વ્યક્તિ જ્યાં સુધી પોતાની જાતિના સમૂહમાં પરત ન આવે ત્યાં સુધી ભોજનને અટકાવી રાખવાની સ્થિતિ અસંભવ છે. એવા સમયે ગમે ત્યાંથી ભોજન મેળવવું પડે છે. એટલે આંતરજાતિય ભોજન પર લગાવેલો પ્રતિબંધ વ્યવહારિક નથી. એનું પાલન કરી શકાય, તેમ નથી. તો પ્રશ્ન એ પેદા થાય કે જરૂરતના સમયે કેવી જાતિ પાસેથી ભોજન લઈ શકાય ? નિયમ એવો છે કે, પોતાની જાતિ કરતાં ઊંચી જાતિ પાસેથી અન્ન લઈ શકાય પણ પોતાનાથી નીચી જાતિ પાસેથી લઈ શકાય નહીં. આ વાતને સાબિત કરવાનો પુરાવો નથી કે, આવો નિયમ હિંદુઓએ કેવી રીતે ઘડ્યો. પરંપરાઓથી હિંદુઓ જાણતા આવ્યા છે કે કઈ જાતિ પાસેથી ભોજન લેવું અને કઈ જાતિ પાસેથી ભોજન ગ્રહણ ન કરવું. આ નિયમમાં લોકો બ્રાહ્મણોનું અનુસરણ કરે છે જે જાતિ પાસેથી જો બ્રાહ્મણ ભોજન લે તો એ ઊંચા દરજ્જાની જાતિ ગણાય છે. જેની પાસેથી ન લે તે નીચ દરજ્જાની ગણાય છે. બ્રાહ્મણ જાતિ પાસે ભોજન અને પાણી માટે વિસ્તૃત નિયમો છે.

(૧) તે કેટલાક પાસેથી ફક્ત પાણી લેશે અને બીજાઓ પાસેથી નહીં લે. (૨) બ્રાહ્મણ કોઈ પણ જાતિએ પાણીમાં રાંધેલા અન્નનો સ્વીકાર કરશે નહીં (૩) કેટલીક જાતિઓ પાસેથી તેલમાં રાંધેલું અન્ન તે સ્વીકાર કરી શકે છે.

આથી આગળ વધીને કેવા વાસણોમાં તે ભોજન લેશે એને માટેના નિયમો પણ ઘડેલા છે. કેટલીક જાતિઓ પાસેથી બ્રાહ્મણ ભોજન અને પાણી ફક્ત માટીના જ વાસણમાં લેશે અને થોડીક જાતિઓ પાસેથી ધાતુના વાસણોમાં અને બીજા પાસેથી ફક્ત કાચના વાસણોમાં જ લેશે.

આ અન્ન અને વાસણના ક્રમમાં જાતિઓની અગ્રતા અને શ્રેષ્ઠતા સ્થાપિત થાય છે. જે જાતિ પાસેથી બ્રાહ્મણ તેલમાં રાંધેલું ભોજન લે તો તે જાતિ બીજી જાતિ કરતાં અગ્ર અને શ્રેષ્ઠ ગણાય અને જેનું ભોજન ન સ્વીકારે તે નિમ્ન ગણાય. એવી જ રીતે પાણીની બાબતમાં પણ ગણી શકાય. જો જાતિ

પાસેથી ધાતુના વાસણમાં પાણી લે તો તે જાતિ ઊંચી ગણાય. જે જાતિ પાસેથી બ્રાહ્મણ કાચના વાસણમાં પાણી લે એનું સ્થાન ધાતુ અને માટીવાળા વાસણ કરતાં નીચું છે. કાચનું વાસણ નિર્લેપ ગણાય છે. એટલે નીચમાં નીચ ગણાતી જાતિ પાસેથી બ્રાહ્મણ કાચના વાસણમાં પાણી ગ્રહણ કરી શકે છે. પણ બીજી ધાતુઓના વાસણ ઉપર નિશાન થાય છે. વાસણ ઉપર દાગની છાપ પડે છે એટલે અન્ય ધાતુના વાસણમાં પાણી લે અથવા ન લે તે બ્રાહ્મણની મરજી પર આધાર રાખે છે. હિંદુઓમાં ઊંચનીચ - જાતિ પ્રતિષ્ઠા અને શ્રેણી નિર્ધારણ કરનારા પરિબળો ઉપર બતાવવામાં આવ્યાં છે.

જાતિ-વ્યવસ્થાની ક્રમિક રચનાએ એક વિશેષ પ્રકારની સામાજિક માનસિકતાનું નિર્માણ કર્યું છે. એના માટે જવાબદાર પરિબળોની નોંધ આપણે આગળ કરી છે. આ વ્યવસ્થાનું પ્રથમ પરિણામ એ આવ્યું કે, વિભિન્ન જાતિઓમાં પ્રતિષ્ઠાને માટે પ્રતિસ્પર્ધાની ભાવના પેદાથઈ. બીજું પરિણામ એ આવ્યું કે જાતિઓ વચ્ચે એક બીજાને માટે દ્વેષ અને ધૃણાની ભાવના પેદા વધતી ગઈ. આ પ્રથા સામાજિક પ્રતિષ્ઠાને ચઢતો ક્રમ અને તુચ્છતાનો ઉતરતો ક્રમ આપે છે.

આ તુચ્છતા અને ધૃણાને સામાજિક ભાવના માત્ર કહેવતોમાં જ નહીં પણ હિંદુઓના સાહિત્યમાં પણ સ્થાન મળેલું છે. હું અહીં 'સહ્યાદ્રિખંડ' નામના ધર્મશાસ્ત્રનો સંદર્ભ અહીં આપી રહ્યો છું, જે પુરાણોમાંનું એક છે. આ પુરાણ પણ હિંદુઓના પવિત્ર ધર્મગ્રંથોનો જ એક ભાગ છે. પણ એનો વિષય અન્ય પુરાણો કરતાં તદ્દન અલગ છે. આ પુરાણમાં જાતિઓની મૂળ ઉત્પત્તિ અંગે બતાવવામાં આવ્યું છે. આમાં નીચ જાતિઓની શરૂઆત ઘણી સારી રીતે બતાવી છે, પણ બ્રાહ્મણોની જાતિની ઉત્પત્તિ ઘણી ગંદી બતાવી છે. બ્રાહ્મણની ઉત્પત્તિ અત્યંત ધૃણિત રીતે વર્ણવી છે. આવું માત્ર મનુની વ્યવસ્થા સામે બદલો લેવાના આશયથી કરવામાં આવ્યું છે. એક રીતે જોઈએ તો બ્રાહ્મણ જાતિ ઉપર લગાવવામાં આવેલું તે મોટું કલંક છે. એટલા માટે તો પેશ્વાઓએ આ પુરાણને નષ્ટ કરવાનો આદેશ આપેલો પરંતુ આ પુરાણની કેટલીક પ્રતિઓ નષ્ટ થવામાંથી બચી ગઈ હતી.

પણ કેટલાક પ્રશ્નો રજૂ કરતાં પહેલાં હું અહીં એક વાતનો ઉલ્લેખ કરવા માગું છું.

સંભવત: વર્તમાન હિંદુ માર્ક્સવાદનો ઘોર વિરોધી છે. એની પાછળનું કારણ એટલું જ છે કે, માર્ક્સના વર્ગ-સંઘર્ષના સિદ્ધાંતથી તેઓ ખૂબ જ ભયભીત

થઈ જાય છે. પણ એ જ લોકો ભૂલી જાય છે કે ભારત ન કેવળ વર્ગ સંઘર્ષ પણ વર્ગ-યુદ્ધની ભૂમિ પણ બની ચૂક્યું છે.

સૌથી મોટું અને દુ:ખદાયક **વર્ગ યુદ્ધ બ્રાહ્મણ અને ક્ષત્રિયોની વચ્ચે થયું** હતું. હિંદુઓનું શ્રેષ્ઠ સાહિત્ય આ બે વર્ણો વચ્ચે થયેલા સંઘર્ષોથી ભરેલું પડેલું છે.

પ્રથમ જ્ઞાત સંઘર્ષ બ્રાહ્મણ અને રાજા વેણની વચ્ચે થયો હતો. વેણ રાજા અંગનો પુત્ર હતો, જે અત્રિવંશનો હતો. એની મા સુનિતા મૃત્યુની દીકરી હતી.કાળ (મૃત્યુ)ની પુત્રીએ આ પુત્ર પર પોતાના માતૃપક્ષના દાદાના કલંકને કારણે તે પોતાનાં રાજાના કર્તવ્યોનો ત્યાગ કરીને વિષય વાસનામાં જીવન વ્યતિત કરી રહ્યો હતો. આ રાજાએ વેદોની આજ્ઞાઓનું ઉલ્લંઘન કરી પોતાની બિનધાર્મિક વ્યવસ્થાની સ્થાપના કરી હતી અને પ્રસ્થાપિત કાયદાઓ વિરુદ્ધ કાર્યો કર્યા હતાં. એના સમયમાં લોકો વેદોનો અભ્યાસ કર્યા વિના જીવનનિર્વાહ કરતા હતા. અને દેવોના યજ્ઞ વખતે સોમરસની આહુતિ આપવામાં આવતી નહોતી. એણે સ્પષ્ટ ઘોષણા કરી હતી કે,

"હું જ યજ્ઞનો ઉદ્દેશ્ય છું. યજ્ઞ કર્તા પણ હું પોતે જ છું મારે માટે જ યજ્ઞ કરવામાં આવે અને આહુતિ આપવામાં આવે." પાછળથી મારિચી ઋષિના નેતૃત્વમાં ઋષિઓએ એને નિમ્ન પ્રકારે સંબોધન કર્યું હતું.

"આપણે એક એવો સમારોહ મનાવવા જઈ રહ્યા છીએ, જે અનેક વર્ષો સુધી ચાલતો રહેવાનો છે. હે ! વેણ અનાચારનું પાલન ન કરો. આ તો તમારું શાશ્વત કર્તવ્ય નથી. તમે પ્રત્યેક લક્ષણથી અત્રિના વંશના પ્રજાપતિ છો અને તમારે આપણી પ્રજાની રક્ષણ કરવું જોઈએ."

તે મૂર્ખ વેણે, જે સદાચારને જાણતો નહોતો, તેણે આ મહાન ઋષિઓની મજાક ઉડાવતાં એણે પ્રત્યુત્તર આપ્યો હતો કે, "મારા સિવાય કર્તવ્ય પાલનની આજ્ઞા દેવાવાળો બીજો કોણ હોઈ શકે ? શું મારે કોઈની આજ્ઞાનું પાલન કરવાનું છે ? આ પૃથ્વી ઉપર પવિત્ર જ્ઞાન, સામર્થ્ય, તપસ્યા અને સત્યની બાબતમાં મારો જેવો બીજો કોણ હોઈ શકે ? જે લોકો જૂઠા અને મૂર્ખ છે, તેઓ જાણતા નથીકે હુંજ તમામ મનુષ્યોનો સ્રોત છું. આ વિધાનને સ્વીકારવામાં કોઈ આનાકાની કરવાની નથી. જો હું ઇચ્છું તો સમગ્ર પૃથ્વીને સળગાવીને રાખ કરી શકું તેમ છું. પૃથ્વી ઉપર મૂસળાધાર વરસાદ વરસાવી શકું છું અને સ્વર્ગ અને પૃથ્વીને બંદીવાન બનાવી શકું તેમ છું."

અંતમાં એની અજ્ઞાનતા અને મૂર્ખતાને કારણે જ્યારે વેણ પર કોઈ અધિકાર ચાલ્યો નહીં ત્યારે તે શક્તિશાળી ઋષિઓ ક્રોધિત થયા. અને એમણે

આ બળવાન અને ઝઘડાખોર રાજાને પકડી લીધો અને એની ડાબી જાંગને ઘસીને એક કાળા માણસને પેદા કર્યો, જે કદમાં નાનો અને ભયભીત થયેલો હતો. તે હાથ જોડીને ઊભો રહી ગયો. એને ઉત્તેજિત થયેલો જોઈને અત્રિએ પૂછ્યું "હે નિષાદ, બેસી જા' તે ત્યાર પછી નિષાદ વંશનો સ્થાપક બન્યો છે. ધીવર (માછીમાર) લોકોનો તે જન્મદાતા છે, જે વેણના ભ્રષ્ટ આચરણથી ઉત્પન્ન થયો એવીજ રીતે વિંધ્યાચલ નિવાસી તુરવાર અને તુમ્બુરા બન્નેના એવા આચરણને લીધે પેદા થયા, જે અત્યંત ઉચ્છૃંખલ હતા ત્યાર પછી એ જ શક્તિશાળી ઋષિઓએ ક્રોધિત અને ઉત્તેજિત થઈને પુન: વેણના ડાબા હાથને ઘસીને - જેમ અરણીના લાકડાં ઘસવાથી અગ્નિ પેદા થાય છે તેમ અગ્નિ સમાન 'પ્રિથ' ઉત્પન્ન કર્યો.

વેણના પુત્રે (પ્રિથ) હાથ જોડીને આ મહાન ઋષિઓને સંબોધિત કરતાં કહ્યું.

"પ્રકૃતિએ મને સમજવાની ઘણી કમજોર ક્ષમતા આપી છે. મને સમજાવો કે હું મારા કર્તવ્યોને કેવી રીતે સમજું. તમે મને જે કર્તવ્યો બતાવશો તે હું પૂરાં કરીશ એમાં શંકા રાખશો નહીં."

તે સાંભળીને મહાન ઋષિઓ અને દેવો બોલ્યા :

'જે કોઈ કર્તવ્ય તમને બતાવવામાં આવે તે તમને પસંદ છે અથવા નથી એ વાતમાં ધ્યાન આપ્યા વિના, પ્રાણી માત્રને સમાન દૃષ્ટિથી જોઈને, ક્રોધ, લાલસા તથા અહંકાર આ ત્રણે દુર્ગુણોથી દૂર રહીને, જરાપણ આનાકાની કર્યા વિના, તે કર્તવ્યોનું તમે પાલન કરો. જે લોકો સદાચારથી વર્તતા નથી. એમને તમારા સામર્થ્યથી ચલાવો અને એમના શસ્ત્રો ઉપર પ્રતિબંધ મૂકો. પોતાનાં કર્તવ્યો પ્રત્યે નિરંતર શ્રદ્ધા રાખી, મન, વચન કર્મથી તમે પૃથ્વી પર (વેદ અથવા બ્રાહ્મણો ?) બ્રાહ્મણની રક્ષા કરો. અને વચન આપો કે બ્રાહ્મણોને સજા કરશો નહીં. અને જાતિ વ્યવસ્થામાં ગુંચવાડો થાય નહીં એમ તેને સુરક્ષિત રાખશો."

ત્યારે વેણના પુત્રે ઉત્તરમાં દેવો અને ઋષિઓને કહ્યું "માણસોમાં મુખ્ય અને મહાન બ્રાહ્મણોનો હું આદર કરીશ. વેદના કથન પ્રમાણે જ બધું થશે."

'એવું જ થાવ' એમ દૈવી જ્ઞાનના ઋષિઓએ કહ્યું. દૈવીજ્ઞાનના પંડિત શુક્ર એના પુરોહિત બન્યા. બાલાખિલ્યાસ સારસ્વત્ય એના પ્રધાનો બન્યા અને આદરણીય મહાન ઋષિ ગર્ગ એના જ્યોતિષી બન્યા.

**બીજો સંઘર્ષ બ્રાહ્મણો અને ક્ષત્રિય રાજા પુરુરવા વચ્ચે થયેલો.** તે નોંધાયેલો છે. એનો સંક્ષિપ્ત સંદર્ભ મહાભારતના આદિ પર્વથી પ્રાપ્ત થાય છે.

પુરુરવાનો જન્મ ઈલાથી થયો હતો. એનું સમુદ્રના તેર ટાપુઓ પર સામ્રાજ્ય હતું. એના સાથીઓમાં એવી વ્યક્તિઓ હતી જે શ્રેષ્ઠ માનવો હતા. તે પોતે પણ એક મહાન અને કિર્તીવાન પુરુષ હતો. પોતાના સામર્થ્યની શક્તિથી અભિમાની બનીને પુરુરવા એ બ્રાહ્મણો સાથે યુદ્ધ કરીને એમનાં તમામ અધિકારો છીનવી લીધાં હતાં. એટલું જ નહીં બ્રહ્માના સ્વર્ગમાંથી પ્રગટ થયેલા સનત કુમારની ચેતવણીઓની પણ એણે અવગણના કરી હતી. આથી ગુસ્સે થયેલા ઋષિઓએ તે અભિમાની રાજાને અભિશાપ આપ્યો. તેથી તેનો વિનાશ થયો. આ રીતે તે લોભી રાજા પોતાની શક્તિના અહંકારને લીધે નષ્ટ થયો. આ ભવ્ય કાર્ય પૂર્ણ થતાં વિરાટ જોડે ઉર્વશી આવી અને પવિત્ર મંત્રોવાળો અગ્નિ સ્વર્ગમાંથી લાવીને ત્રણેયને વહેંચી આપ્યો.

**બ્રાહ્મણો અને ક્ષત્રિય રાજા નહુષ વચ્ચે ત્રીજો સંઘર્ષ થયો હતો** જેની કથા મહાભારતના ઉદ્યોગપર્વમાં વિસ્તારથી આપવામાં આવી છે. તે આ પ્રકારે છે.

રાક્ષસ વૃત્તની હત્યા કર્યા પછી ઇંદ્ર એક બ્રાહ્મણની હત્યાથી ગભરાઈ ગયો. (કારણ કે વૃત્તને બ્રાહ્મણ માનવામાં આવે છે.) અને એણે પોતાની જાતને પાણીમાં છૂપાવી લીધી હતી. ત્યારે દેવતાઓના આ રાજા (ઇંદ્ર)ના અદૃશ્ય થઈ જવાથી સ્વર્ગ અને પૃથ્વીનો સંપૂર્ણ વ્યવહાર ગૂંચવાડામાં પડી ગયો. ત્યારે ઋષિઓ અને દેવતાઓએ નહુષને રાજા બનવાની પ્રાર્થના કરી. ઘણું કહેવા પછી એણે રાજા બનવાનું સ્વીકાર્યું. આ પદ પર પહોંચ્યા પહેલાં એણે સદાચારનું જીવન વિતાવ્યું હતું. પરંતુ ભોગવિલાસ અને ઐશ્વર્યની તમામ ચીજવસ્તુઓ મળતાં તે સંયમને નિયંત્રણમાં રાખી શક્યો નહીં. આ રીતે તે વિષય વાસના અને લાલસામાં પડી ગયો. એટલે સુધી કે ઇંદ્રની પત્ની ઇંદ્રાણીને ભોગવવાની પણ એની ઇચ્છા થઈ. ઇંદ્રાણીએ દેવતાઓના ગુરુ અંગિરસ બૃહસ્પતિનો આશ્રય લીધો. જેણે એની રક્ષા કરવાનું વચન આપ્યું. આથી રાજા નહુષ બહુ જ ક્રોધે ભરાયો. દેવતાઓએ એને ઘણો સમજાવ્યો. "બીજા પુરુષની પત્નીની ઇચ્છા કરવી તે અનૈતિક છે. પણ નહુષ આ વિશે કંઈ સાંભળવા તૈયાર નહોતો. અને એણે કહેવા માંડ્યું કે, "મારા વ્યભિચારના મનસુબા કંઈ ઇંદ્ર કરતાં ખરાબ નથી. ઇંદ્રે તો પ્રસિદ્ધ ઋષિની પત્ની અહલ્યાને એના પતિના જીવનકાળમાં જ વ્યભિચારી બનાવી દીધી હતી. તમે લોકો તેનો કેમ વિરોધ કરતા નથી ? ઇંદ્રે તો ઘણાં બર્બરતાપૂર્ણ, અન્યાયી અને છળકપટનાં

કાર્યો કર્યા છે, તે વખતે તમે એને શા માટે રોકયો નહીં ? નહુષના કહેવાથી દેવો ઇંદ્રાણીને લેવા ગયા. પણ બૃહસ્પતિએ તેને આપી નહીં. બૃહસ્પતિની ભલામણથી ઇંદ્રાણીએ પોતાના પતિની ખબર કાઢવા માટે થોડી રાહ જોવાનો અનુરોધ કર્યો. આ યાચના સ્વીકારવામાં આવી. દેવતાઓએ ઇંદ્ર વતી વિષ્ણુને પ્રાર્થના કરી. વિષ્ણુએ વચન આપ્યું કે, જો ઇંદ્ર તેને માટે બલિ આપે તો તેનાં પાપ ધોવાઈ જશે. અને તેનું રાજ તેને પાછું મળશે અને તે નહૂષનો વિનાશ કરી નાખશે. ઇંદ્રે બલિ ચઢાવ્યો જેનું પરિણામ આ શબ્દોમાં આવ્યું.

બ્રહ્મ હત્યાનું પાપ વૃક્ષ, નદીઓ પર્વત, પૃથ્વી, સ્ત્રીઓ તથા અન્ય તત્ત્વોમાં વિભાજિત થવાને કારણે દેવોનો રાજા વસવ (ઇંદ્ર)ના દોષો તથા પાપથી એને મુક્તિ મળી અને તે આત્માનું શાસિત બની ગયો. એના કારણે નહુષના શ્રેષ્ઠત્વને આંચ આવી. એવું બતાવવામાં આવે છે કે રાજા નહુષે પોતાનું પ્રભુત્વ પુન: પ્રાપ્ત કરી લીધું હોવું જોઈએ કારણ કે આપણને એવું પણ જાણવા માળે છે કે, ''ઇંદ્ર પુન: બરબાદ થઈ ગયો અને અદૃશ્ય થઈ ગયો.

હવે ઇંદ્રાણી પોતાના પતિની શોધમાં નીકળી. ઉપાશ્રૃતિ દેવી (રાત્રીની દેવી અને)ની મદદથી હિમાલયથી ઉત્તરમાં ખૂબ જ સુક્ષ્મ સ્વરૂપમાં હિમાલયથી ઉત્તરમાં એક સમુદ્રમાં કમળની દાંડીમાં એને જીવતો શોધી કાઢ્યો. એણે નહુષના દુષ્ટ ઈરાદાઓ અંગે જણાવ્યું અને પોતાની શક્તિથી ઇંદ્ર એને બચાવે અને પોતાનું પ્રભુત્વ પુન: સ્થાપિત કરે. જો કે તેના (ઇંદ્ર) કરતાં નહુષ પાસે વધારે શક્તિ હતી, એટલે કોઈ પગલું ભરતાં પહેલાં એણે એક ઉપાય (ઇંદ્રાણીને) બતાવ્યો, જેથી અપહરણ કરનારને (નહુષને) એના સ્થાન પરથી હઠાવી શકાય. એણે (ઇંદ્રે) પોતાની પત્નીને કહ્યું, કે તે નહુષ પાસે જઈને એવી માગણી કરે કે,

જો તે દિવ્ય પાલખી પર બેસી એની પાસે આવે તો તે ખુદને જાતે જ સમર્પિત કરી દેશે. જો કે આ પાલખી ઋષિઓએ ખભે ઊંચકીને લાવવી પડે એવી શરત મૂક.

આ પ્રસ્તાવ લઈને ઇંદ્રાણી દેવોની સાથે રાજા નહુષ પાસે ગઈ અને પ્રસ્તાવ રજૂ કરતાં કહ્યું, ''હે દેવતાઓના રાજા ! હું ઇચ્છું છું કે તમે એવા દિવ્ય રથમાં બેસીને મારી પાસે આવો જેવું વાહન ન તો ઇંદ્ર પાસે હોય કે નતો રુદ્ર પાસે હોય કે ન તો અસુરો પાસે હોય કે નતો રાક્ષસો પાસે હોય ! આ મહાન ઋષિઓ એકત્ર થઈને તે રથને ખેંચતા હોય, એવો વિચાર મને ગમે છે. આવું થશે તો હું ખુશ થઈશ.

અભિમાની નહુષને પણ આ વિચાર ગમ્યો. એણે ખુશ થઈને જાતે જ પોતાની પ્રસંસા કરતાં કહ્યું.

''જે મુનીઓને પોતાના સાથીઓ બનાવે, તે વ્યક્તિ કંઈ અલ્પ શક્તિવાળો હોય જ નહીં ! હું શક્તિનો કઠોર ઉપાસક છું. હું ભૂતકાળ, વર્તમાન અને ભવિષ્યકાળનો સ્વામી છું. અને પ્રત્યેક બાબત મારી ઉપર નિર્ભર કરે છે.

એટલા માટે હે દેવી, હું તમારા પ્રસ્તાવનું કોઈ પણ સંકોચ વિના પાલન કરીશ. સાત સાત ઋષિઓ અને બધા જ બ્રાહ્મણો મારો રથ ખેંચતા હશે ! હે સુંદર દેવી, હવે તમે મારી શક્તિ અને ચમત્કાર જુઓ. !

આ રીતે વાર્તા આગળ વધે છે.

"એ પ્રમાણે તે અહંકારી, ક્રૂર, ધર્મદ્રોહી, દુષ્ટ તથા દુરાચારી પુરુષે બધા ઋષિઓને પોતાના રથ સાથે બાંધી દીધા અને ઋષિઓએ એની આજ્ઞાનું પાલન કર્યું. અને એ રીતે ઋષિઓને પોતાનો રથ ખેંચવા માટે તેણે મજબૂર કર્યા. ઇંદ્રાણી ફરીથી બૃહસ્પતિ પાસે ગઈ. એટલે બૃહસ્પતિએ આશ્વાસન આપ્યું કે તે જાતે જ ઉત્પીડનકર્તાનો વિનાશ કરવા માટે યજ્ઞ કરશે. અને ઇંદ્રનું અદૃશ્ય સ્થાન શોધી કાઢશે.

એટલે અગ્નિને ઇંદ્રની શોધ કરવા માટે અને બૃહસ્પતિ પાસે લાવવા માટે મોકલવામાં આવ્યો. ઇંદ્રનું આગમન થતાં બૃહસ્પતિએ એની અનુપસ્થિતિમાં જે જે બન્યું હતું તે તે બધું જ કહી સંભળાવ્યું. જ્યારે ઇંદ્ર, કુબેર, યમ, સોમ અને વરુણની સાથે નહુષનો નાશ કરવાની યોજના બનાવી રહ્યો હતો ત્યારે અગત્સ્ય મુનિ ત્યાં આવ્યા અને ઇંદ્રને એના પોતાના હરિફની હાર બદલ અભિનંદન આપ્યા.

આ ઘટના કેવી રીતે બની એની કથા આ પ્રમાણે કહેવાઈ છે "તે પાપી નહુષનો રથ ખેંચતા ખેંચતાં બ્રાહ્મણ ઋષિઓએ મહાપુરુષ નહુષનેએક પ્રશ્નનો ઉકેલ આપવા કહ્યું અને પૂછ્યું.

"હે મહા પરાક્રમી કીર્તિમાન રાજા, બ્રાહ્મણો રાજાને બલિ આપતી વખતે જે મંત્રોનો પાઠ કરે છે તેને તમે પ્રમાણિત માનો છો કે નહીં ?'

નહુષ - જેની બુદ્ધિ અંધકારથી ઘેરાયેલી હતી તેણે ઉત્તર આપ્યો, "ના".

ઋષિઓએ એકી અવાજે સાથે મળીને કહ્યું "તમે અનાચારમાં વ્યસ્ત છો અને અમને સદાચાર કરવા દેતા નથી. આ મંત્ર જેનો પાઠ પૂર્વઋષિઓએ કરેલો છે, એને અમે પવિત્ર માનીએ છીએ."

આ રીતે ઋષિ-મુનીઓ સાથે વાદવિવાદ કરતાં, અનાચારથી પ્રભાવિત થઈને રાજાએ મારા (મુનિ અગત્સ્ય) મસ્તક ઉપર પગ મૂકી દીધો, જેના કારણે રાજાની કીર્તિ સમાપ્ત થઈ ગઈ અને સાથે સાથે એની શક્તિ પણ નષ્ટ થઈ ગઈ. એટલે તે એકાએક ગભરાઈ ગયો અને ઉત્તેજિત થઈ ગયો અને જ્યારે ભયથી ગભરાઈ ગયો ત્યારે મેં એને કહ્યું.

"હે મૂર્ખ, તું આ પવિત્ર મંત્રોની નિંદા કરે છે જેની રચના આ પૂર્વેના મહર્ષિઓએ કરેલી છે એટલે તું તારી કીર્તિ અને યોગ્યતા ગુમાવી દઈને સ્વર્ગથી ઉતરી જઈને ધરતી પર નિવાસ કર અને આગળ જતાં તું એક હજાર વર્ષ સુધી ધરતી પર સાપની જેમ ઘસડાતો ઘસડાતો ચાલીશ અને એ સમય મર્યાદા પૂર્ણ થતાં સ્વર્ગમાં આવીશ."

આ રીતે એ દુષ્ટ મનુષ્યનું પતન થયું.

આવી જ રીતનો રાજા નીમી અને બ્રાહ્મણોનો સંઘર્ષ થયેલો જેનો સંદર્ભ વિષ્ણુપુરાણમાં મળે છે. એની કથા આ પ્રમાણે છે.

'રાજા નીમીએ બ્રાહ્મણ ઋષિ વશિષ્ઠને એક એવા યજ્ઞના અધિષ્ઠાતા બનવાની પ્રાર્થના કરી જે યજ્ઞ એક હજાર વર્ષ સુધી ચાલતો રહે. એની પ્રાર્થનાના સંદર્ભમાં વશિષ્ઠે કહ્યું કે, 'તે પોતે ૫૦૦ વર્ષ સુધી યજ્ઞ કરવા માટે ઇંદ્ર પાસે પહેલેથી જ વ્યસ્ત છે' આમ કહીને તેમણે યજ્ઞ કરાવવાની પોતાની અસમર્થતા વ્યક્ત કરી અને કહ્યું કે આ અવધિ પૂરી થતાં તે તેની પાસે આવશે. રાજાએ કંઈ કહ્યું નહીં એટલે વશિષ્ઠ ત્યાંથી ચાલ્યા ગયા. પણ જ્યારે પાછા આવ્યા ત્યારે જોયું કે રાજાએ ગૌતમ ઋષિ (જે બ્રાહ્મણ ઋષિ વશિષ્ઠ જેટલા જ તેજસ્વી હતા) અને અન્ય ઋષિઓને તે યજ્ઞ માટે નિયુક્ત કર્યા હતા. વશિષ્ઠને લાગ્યું કે રાજાએ એની ઉપેક્ષા કરી છે એટલે ક્ષુબ્ધ થઈને એણે રાજાને, જે તે સમયે નિંદ્રાધીન હતો, તેને અભિશાપ આપ્યો કે, તારું શરીર નષ્ટ થઈ જાવ ! આ અભિશાપની પ્રતિક્રિયામાં રાજાએ પણ વશિષ્ઠને શ્રાપ આપ્યો. રાજાના શ્રાપે પણ પોતાનો પ્રભાવ દેખાડ્યો, એ પછી વશિષ્ઠનું મૃત્યું થયું. ત્યાર પછી રાજાએ બીજું શારીરિક રૂપ ધારણ કર્યું. આ શ્રાપના પરિણામે વશિષ્ઠનો પણ પુનર્જન્મ થયો, ત્યારે ઉર્વશીને જોઈને ઋષિના વીર્યની બુંદો સરકી પડી. નીમીના શરીરને સડી જતો અટકાવવા માટે એમાં રસાયણ ભરવામાં આવ્યું.

વશિષ્ઠે જે યજ્ઞનો આરંભ કર્યો હતો તે પૂરો થતાં દેવગણ અને ઋષિ-મુનિઓએ વિચાર-વિમર્શ કરીને રાજાને પુન: જીવિત કરવાની ઇચ્છા વ્યક્ત કરી પણ વશિષ્ઠે ઈન્કાર કરી દીધો, એટલે બધા દેવતાઓએ રાજાની ઇચ્છા અનુસાર એનું અસ્તિત્વ તમામ જીવીત પ્રાણીઓની આંખોની સુંદર સુરક્ષિત રાખવાનું નક્કી કર્યું. આ તથ્યના પરિણામે પક્ષીઓ પોતાની આંખો મિંચ્યા કરે છે. (નીમીશાનોઅર્થ આંખો પટપટાવવી એવો થાય છે.)

મનુએ બ્રાહ્મણ અને રાજા સુમુખની એક અન્ય વાર્તાનો ઉલ્લેખ કર્યો છે પણ આ સંઘર્ષનું વિસ્તૃત વિવરણ મળતું નથી.

**બ્રાહ્મણો અને ક્ષત્રિયો (રાજાઓ)ની વચ્ચે જે સંઘર્ષ થયો** એનાં અંગેનાં

આ થોડાક ઉદાહરણો છે.* આ ઉદાહરણો ઉપરથી આપણે એવું ન માની લેવું જોઈએ કે, બ્રાહ્મણ અને ક્ષત્રિયો વચ્ચે બે વર્ગોના રૂપમાં સંઘર્ષ થયો નથી. આ બન્ને વર્ગો વચ્ચે પણ સંઘર્ષ તો થયો જ છે, જે રાજાઓ સાથે થયેલા સંઘર્ષથી અનૂઠા પ્રકારના છે. આ વાત પ્રાપ્ય ઐતિહાસિક સામગ્રીથી સ્પષ્ટ થાય છે. આ અંગે ત્રણ ઘટનાઓનો ઉલ્લેખ કરી શકાય તેમ છે.

**પહેલો સંઘર્ષ બે વ્યક્તિઓ**, વિશ્વામિત્ર અને વશિષ્ઠ વચ્ચેનો છે જે ક્રમશઃ ક્ષત્રિય (વિશ્વામિત્ર) અને બ્રાહ્મણ (વશિષ્ઠ) હતા. આ બન્નેની વચ્ચે વિવાદનો વિષય એ હતો કે, **શું ક્ષત્રિય બ્રાહ્મણત્વનો દાવો કરી શકે છે ?**

રામાયણમાં આ કથાનો ઉલ્લેખ છે અને તે નીચે પ્રમાણે છે.

'પહેલાં કુશ નામનો એક રાજા હતો એવું આપણને પેલી કથા પરથી જાણવા મળે છે અને તેના પિતાનું નામ પ્રજાપતિ હતું. કુશ રાજાને પણ એક પુત્ર હતો એનું નામ કુશનાભ હતું. કુશનાભ ગાધિનો પિતા હતો. ગાધિ વિશ્વામિત્રનો પિતા હતો.

આ વિશ્વામિત્રે પૃથ્વી પર હજારો વર્ષ રાજ્ય કર્યું. એકવાર જ્યારે તે પૃથ્વીની પરિક્રમા કરી રહ્યો હતો, ત્યારે તે વશિષ્ઠના આશ્રમમાં પહોંચ્યો. વશિષ્ઠનો આ આશ્રમ અનેક ઋષિમુનિઓ તથા ભક્તોનું નિવાસ સ્થાન હતું. ઘણો વિનય અને નમ્રતા બતાવી એટલે વશિષ્ઠના અનુયાયીઓના કહેવાથી વિશ્વામિત્રે આદર-સત્કારનો સ્વીકાર કર્યો. ત્યાર પછી ત્યાં એક અદ્‌ભુત ગાય જોઈને વિશ્વામિત્ર આશ્ચર્યમાં પડી ગયો. અને અચાનક એના મનમાં ગાયને પ્રાપ્ત કરવાની લાલચ પેદા થઈ. તે ગાય સાધારણ ગાય નહોતી, પણ આશ્રમવાસીઓને દુધની સાથે તમામ પ્રકારનું ભોજન પણ આપતી હતી. પહેલાં તો વશિષ્ઠને વિશ્વામિત્રે એવું કહ્યું કે આ ગાયના બદલામાં અન્ય ૧૦૦૦ સાધારણ ગાયો હું તમને આપી શકું તેમ છું, અને સાથે સાથે અધિકારપૂર્વક એવું પણ કહ્યું કે, આ ગાય તો એક અણમોલ રત્ન સમાન છે. અને રત્ન પર રાજાનો જ અધિકાર હોય છે.'' આમ વિશ્વામિત્રે ગાયોની સંખ્યામાં વૃદ્ધિ કરી છતાં વશિષ્ઠે વધારે ગાયોનો પણ સ્વીકારવાની ના પાડી અને સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું કે, આ ગાય હું કોઈ પણ કિંમતે તમને આપીશ નહીં. આ બધું સાંભળીને રાજાને ક્રોધ આવે તે સ્વાભાવિક જ હતું. આખરે રાજા

* આ વિષય પર વધુ વાંચવાની અને જાણવાની ઇચ્છા હોય તેમણે દેવી પ્રસાદ ચટ્ટોપાધ્યાયનું 'લોકાયત' - એ સ્ટડી ઈન એન્સીએન્ટ ઇન્ડિયન મટિરીયાલિઝમ સેવન્થ એડીશન : ન્યુદિલ્હી ૧૯૨૨ જુઓ અથવા ધર્માનંદ કૌશામ્બીનું હિંદુ સંસ્કૃતિ અને અહિંસા જુઓ :

વિશ્વામિત્રે કૃતઘ્ન અને નિર્દયી બનીને, આગળ વધી ગાયને છીનવી લીધી, પણ તે અદ્‌ભુત ગામ રાજાના સેવકો પાસેથી છટકી પુન: પોતાના માલિક પાસે ભાગી ગઈ અને એણે ફરિયાદ કરી કે તે તેને રાજાના હાથમાંથી છોડાવે. આથી વશિષ્ઠે કહ્યું કે તે પોતે તો એને છોડવા માગતો નથી પણ રાજા સામે વિવશ છે, કારણ કે રાજા એના કરતાં અનેક ઘણો શક્તિશાળી છે. ત્યારે ગાયે ઉત્તર આપ્યો, 'મનુષ્યો ક્ષત્રિયને શક્તિશાળી માનતા નથી. બ્રાહ્મણ ક્ષત્રિયો કરતાં વધારે શક્તિશાળી હોય છે. બ્રાહ્મણોની પાસે દૈવી શક્તિ હોય છે. બ્રાહ્મણ શક્તિશાળી હોય છે. બ્રાહ્મણોની પાસે દૈવી શક્તિ હોય છે. જે ક્ષત્રિયોની શક્તિ કરતાં શ્રેષ્ઠ હોય છે. તમારી શક્તિ અસિમિત છે. વિશ્વામિત્ર શક્તિશાળી હોવા છતાં તમારા કરતાં વધુ બળવાન નથી. તમારી શક્તિને કોઈ પરાજય આપી શકે તેમ નથી. તમે મને આદેશ આપો. મને પણ બ્રાહ્મણોની શક્તિ મળેલી છે. અને હું આ અભિમાની, શક્તિશાળી અને કપટી રાજાની બધી જ કોશીશોને નાકામયાબ કરીશ.

એવી રીતે ગાયની ગર્જનાથી સેંકડો પલ્હવો (Pahlavas)પેદા થયા અને એમણે વિશ્વામિત્રની સેનાને નષ્ટ કરી દીધી. જો કે વિશ્વામિત્રે પલ્હવોને મારી નાખ્યા. ત્યાર પછી **શક** અને **યવનો**નું સર્જન કરવામાં આવ્યું. એમણે રાજાની સેનાનો નાશ કર્યો કારણ કે તે શક્તિશાળી, આયુધ કુશળ હતા. જો કે રાજાએ તેમને ભગાડી મૂક્યા આથી ક્રોધિત થયેલી ગાયે ગર્જના કરી, અને પોતાના શરીરના વિવિધ ભાગોમાંથી શક્તિશાળી કબીલાઓના યુદ્ધવીરો પેદા કર્યા, જેમણે ફરીથી વિશ્વામિત્રની સમગ્ર સેનાનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો. આથી ક્રોધે ભરાયેલા વિશ્વામિત્રના સેંકડો પુત્રોએ અસ્ત્ર શસ્ત્ર સહિત વશિષ્ઠની કાઢેલી અગ્નિમાં એમને ભષ્મીભૂત કરી દીધા. આથી પૂર્ણપણે પરાજિત થયો હોવાથી વિશ્વામિત્રે પોતાના એક પુત્રને રાજગાદી સોંપી અને હિમાલયની યાત્રાએ નીકળી પડ્યો. અને ત્યાં તેણે ઊંડી તપસ્યા કરી અને મહાદેવ પાસેથી દિવ્ય જ્ઞાન પ્રાપ્ત કર્યું. મહાદેવે એની તપસ્યાથી ખુશ થઈ. એને શસ્ત્ર-અસ્ત્રની વિદ્યાનું જ્ઞાન આપ્યું. આથી વિશ્વામિત્રમાં અભિમાન પેદા થયું અને તેણે વશિષ્ઠના આશ્રમને નષ્ટ કરી દીધો અને આશ્રમવાસીઓને ત્યાંથી ભાગી જવાની ફરજ પાડી. આથી વશિષ્ઠે પોતાની બ્રાહ્મણ શક્તિશાળી ગદા ઉઠાવીને વિશ્વામિત્રને ધમકી આપી. વિશ્વામિત્રે પણ પોતાનાં શસ્ત્રો ઊઠાવ્યાં અને પોતાના હરિફને પડકાર ફેંકયો. વશિષ્ઠે વિશ્વામિત્રને પોતાની શક્તિ બતાવવા પડકાર કર્યો અને કહ્યું કે તે હમણાં જ એના અભિમાનના ટુકડે ટુકડા કરી દેશે. ક્ષત્રિયની

શક્તિ અને બ્રાહ્મણનું સામર્થ્ય એ બે વચ્ચે તુલના કઈ રીતે થઈ શકે ! હવે હે ! નીચ ક્ષત્રિય, મારી દિવ્ય બ્રાહ્મણશક્તિ તું જોઈલે."

જેમ પાણીના સ્પર્શથી અગ્નિ બુઝાઈ જાય છે એવી જ રીતે ગાધિના પુત્ર વિશ્વામિત્રનું તે ભયાનક શસ્ત્ર બ્રાહ્મણ વશિષ્ઠની ગદાને કારણે નષ્ટ થઈ ગયું. આમ વિશ્વામિત્રે એક પછી એક એમ અનેક અગ્નિબાણો, વિષ્ણુનું ચક્ર અને શિવનું ત્રિશૂલ વગેરે વશિષ્ઠની તરફ ફેંક્યું પણ વશિષ્ટે એ તમામ શસ્ત્રો પોતાની ગદાથી નષ્ટ કરી દીધાં. અંતમાં વિશ્વામિત્રે દેવતાઓને પણ ભયભીત કરનારું બ્રહ્માસ્ત્ર છોડ્યું. આમ છતાં તે પણ બ્રાહ્મણ ઋષિની સામે નિષ્ફળ ગયું. વશિષ્ઠે અત્યંત ભયાનકરૂપ ધારણ કરી લીધું હતું. એના શરીરના છિદ્રોમાંથી ધુમાડાની સાથે અગ્નિ નીકળ્યો. એના હાથમાંની ગદા પ્રચંડ અગ્નિના રૂપમાં ધરતી પર પડી. એ વખતે તે યમનું જ બીજું રૂપ બની ગયો હતો. ત્યાર પછી અનેક ઋષિ-મુનીઓના કહેવાથી વશિષ્ઠના મનમાં પેદા થયેલી બદલો લેવાની ભાવનાનો તેણે પરિત્યાગ કર્યો. ત્યારે વિશ્વામિત્રે નિરાશાના સ્વરમાં કહ્યું "ક્ષત્રિયની શક્તિને ધિક્કાર છે બ્રાહ્મણનું બળ એ જ વાસ્તવિક શક્તિ છે એકલા એક બ્રાહ્મણની ગદા એ એનાં તમામ શસ્ત્રો નષ્ટ કરી દીધાં છે. હવે કોઈ વિકલ્પ બચ્યો નથી. એટલે તે નિરાધાર સ્થિતિને સ્વીકારી લે અથવા તો બ્રાહ્મણના શક્તિશાળી પદને પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરે. જો કે તેણે બીજો વિકલ્પ પસંદ કર્યો. પોતાની ઇંદ્રિયો તથા મન ઉપર નિયંત્રણ રાખીને બ્રાહ્મણ પદ સુધી પહોંચવાના ઉદ્દેશથી ઘોર તપસ્યા કરવા માટે, પોતાના શત્રુથી તિરસ્કૃત થઈ, દુ:ખી હૃદયથી પોતાની રાણી સાથે દક્ષિણથી યાત્રા પર નીકળ્યો. ત્યાં જઈને એણે પોતાનો સંકલ્પ પૂરો કર્યો "અને ત્યાર બાદ આપણે જાણીએ છીએ તેમ તેને ત્રણ પુત્રો પેદા થયા. - હવિશ્યનંદ, મધુશ્યનંદ અને દીર્ઘનેત્ર. એક હજાર વર્ષની તપસ્યા પછી બ્રહ્મા પેદા થયા. અને એમણે ઘોષણા કરી કે રાજર્ષિએ સ્વર્ગને જીતી લીધું છે. પોતાની ઘોર તપસ્યા પછી પણ તેને માત્ર રાજર્ષિનું પદ પ્રાપ્ત થયું છે. - બ્રહ્મર્ષિનું નહીં. અત્યંત દુ:ખી અને લજ્જિત થઈ વિશ્વામિત્રે એવું કહ્યું હોવાનું કહેવાય છે કે,

"જો કે મેં ઘોર તપસ્યા કરી છે છતાં દેવતાઓ અને ઋષિઓ મને કેવળ રાજર્ષિ જ માને છે બ્રાહ્મણ નહીં."

આ વ્યક્તિઓ અથવા આ નામની ભિન્ન વ્યક્તિઓ અંગે જે વિવરણ પ્રાપ્ત થાય છે, એના અંગે વિવાદ છે, જો કે એનો વિષય પણ ભિન્ન છે.

ઈશ્વાકુના વંશજોમાં એક રાજા ત્રિશંકુએ એક એવો યજ્ઞ સમારોહ કરવાની યોજના બનાવી, જેના દ્વારા તે પોતાના શરીર સાથે સીધો જ સ્વર્ગમાં જઈ શકે. આ કાર્ય માટે તેણે વશિષ્ઠને નિમંત્રીત કર્યો પણ તેણે આ કાર્યને અસંભવ ગણાવ્યું. એટલે ત્રિશંકુએ દક્ષિણની યાત્રા શરૂ કરી જ્યાં વશિષ્ઠના

સો પુત્રો તપસ્યા કરી રહ્યા હતા. એણે તેઓને પણ એ જ પ્રાર્થના કરી. જેનો એના પિતાએ કરવાનો ઈન્કાર કરી દીધેલો હતો. જો કે એણે એમને બહુ જ આદર અને નમ્રતાથી સંબોધિત કર્યા હતા અને એમ પણ કહ્યું કે ઈશ્વાકુ એમને પોતાના પારિવારિક પુરોહિત માનતા અને મુશ્કેલીના સમયમાં તેમને જ મોટામાં મોટો સહારો માનતા હતા. તે પોતે પણ એમને પોતાનો સંરક્ષક કુલદેવના માનતો હતો. આમ છતાં પણ આ પુરોહિતોએ ત્રિશંકુને કડવાં વેણ કહ્યાં કે,

"અક્ષમ્ય મૂર્ખ, તને સત્ય બોલનાર અમારા ગુરુએ યજ્ઞ કરવાનો ઈન્કાર તો કર્યો જ છે, ત્યારે એમના ઈન્કારને નહીં માનીને તું અન્ય શાખાની પાસે કઈ રીતે જઈ શકે ? કુળ પુરોહિત - તમામ ઈશ્વાકુ લોકોને માટે એક શ્રેષ્ઠ દૈવી ઉપદેશક છે અને તે સત્યવાદી વ્યક્તિત્વની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકાય નહીં. મહાનદિવ્ય ઋષિએ જ્યારે અસંભવ હોવાની ઘોષણા પહેલાં જ કરી દીધી છે ત્યારે અમે એવો યજ્ઞ કેવી રીતે કરી શકીએ ? તમે મૂર્ખરાજા છો. એટલે તમારી રાજધાનીમાં પરત થઈ જાવ એ જ યોગ્ય છે. ત્રણે ય સંસારના પુરોહિત એવા વશિષ્ઠનો અમે અનાદર કઈ રીતે કરી શકીએ ?

ત્યારે ત્રિશંકુએ એમને સમજાવ્યું, કે ગુરુએ અને ગુરુપુત્રોએ એની વિનંતિને માનવાનો ઈન્કાર કરી દીધો હોય ત્યારે તે અન્ય માર્ગ અપનાવવાનું વિચારી શકે છે. ત્રિશંકુના આવા વિચારને વ્યક્ત કરવાનું પરિણામ એને ભોગવવું પડયું. એને ચાંડાલ બનાવી દેવાનો શ્રાપ આપી દેવામાં આવ્યો. જેવો શ્રાપનો પ્રભાવ થવા માંડ્યો એમ રાજાનું રુપ એક પતિત અછૂત તરીકે બદલાવા માંડ્યું. ત્યારે તે વિશ્વામિત્રની પાસે (જે તે સમયે દક્ષિણમાં રહેતા હતા). જઈને ગુણો અને ઈશ્વરીય ભક્તિનું વર્ણન કર્યું અને પોતાની દુર્દશા પર વિલાપ કરતાં કહ્યું કે તે પોતે સહાયતા માટે અહીં દોડતો આવ્યો છે.

એની આવી કરુણ દશા જોઈને વિશ્વામિત્રને વાસ્તવમાં દયા આવી અને એમણે ચાંડાલના સ્વરૂપમાં જ એને સીધો સ્વર્ગમાં મોકલવાનું વચન આપ્યું. વિશ્વામિત્રે કહ્યું, "સ્વર્ગ હવે તારા જ અધિકારમાં છે. કારણ કે તું કુશિકના પુત્રની શરણમાં આવ્યો છે."

ત્યાર પછી તેણે યજ્ઞની તૈયારી કરવા માંડી અને તે સમારોહમાં વશિષ્ઠના પરિવાર સહિત તમામ ઋષિઓને નિમંત્રીત કરવાનો આદેશ આપ્યો. વિશ્વામિત્રના શિષ્યોએ વશિષ્ઠ અને એમના જેવા લોકોને આ સંદેશ પહોંચાડ્યો. અને પાછા ફરીને વિશ્વામિત્રને જણાવ્યું કે, "તમારો સંદેશ સાંભળીને તમામ

દેશોના બ્રાહ્મણો અહીં એકઠા થઈ ગયા છે, પરંતુ વશિષ્ઠ આવ્યા નથી.'' વશિષ્ઠના સો પુત્રોએ ક્રોધથી કાંપતા કહ્યું હતું એવું જણાવી કહ્યું. દેવતા અને ઋષિ ચાંડાલના યજ્ઞને કેવી રીતે સંપૂર્ણ કરે ? અને તે પણ એવા સમયે જ્યારે તે યજ્ઞનો પુરોહિત કોઈક ક્ષત્રિય હોય ! કોઈ ચાંડાલનું અન્ન ખાઈને અને વિશ્વામિત્રનું આતિથ્ય સ્વીકારીને કોઈ કઈ રીતે સ્વર્ગમાં જઈ શકશે ?

વિશ્વામિત્રને આ વાત સાંભળીને ઘણો ક્રોધ આવ્યો. અને તેમણે વશિષ્ઠ અને તેના પુત્રોને બળીને ભસ્મ થઈ જવાનો અને પછી સાત સો જન્મો સુધી પતિત અને નીચ નિષાદમાં રૂપમાં પુનર્જન્મ લેવાનો શ્રાપ આપ્યો.

શ્રાપનો પ્રભાવ પડવા માંડ્યો છે એવું જાણીને વિશ્વામિત્રે ત્રિશંકુની પ્રસંશા કરતાં કરતાં ત્યાં હાજર રહેલા ઋષિઓને યજ્ઞ શરૂ કરવાનું કહ્યું. વિશ્વામિત્રના એ ભયાનક ક્રોધને કારણે બીજા ઋષિઓએ એમની વાત માની લીધી. વિશ્વામિત્રે જાતે જ યજ્ઞમાં યજ્ઞક તરીકેનું કાર્ય કર્યું અને બીજા ઋષિઓના પુરોહિત (ઋત્વિજ્ઞ) બનીને બાકીના તમામ સમારોહો કર્યા.

ત્યાર પછી વિશ્વામિત્રે દેવતાઓને સમારોહમાં ભાગ લેવા માટે નિમંત્રીત કર્યા અને જ્યારે દેવતાઓ ન આવ્યા એટલે ક્રોધિત થઈને વિશ્વામિત્રે યજ્ઞનું હથિયાર ઉઠાવીને ત્રિશંકુને આ પ્રમાણે સંબોધિત કર્યો.

''હે ! સમ્રાટ આ શક્તિ મેં ઘોર તપસ્યા કરીને પેદા કરી છે. હું મારી શક્તિના સામર્થ્યથી તને સ્વર્ગમાં જીવિત પહોંચાડીશ. તું અત્યારે જ સ્વર્ગીય ક્ષેત્રમાં પ્રવેશવા ઉપર જા. મનુષ્ય લોક માટે અતિ દુષ્કર છે એવું સ્વર્ગારોહણ તું કર. મેં ઘોર તપસ્યા કરીને અચૂકપણે કેટલીક ભેટ સ્વરૂપ વસ્તુઓ મેળવી છે.

મુનિઓ જોતા રહ્યા અને ત્રિશંકુ સીધો સ્વર્ગમાં પહોંચી ગયો પણ ઇંદ્રે એને પાછો જવાનું કહ્યું કારણ કે ત્રિશંકુ એક એવો મનુષ્ય હતો જેને પોતાના ગુરુએ શ્રાપિત કર્યો હતો, અને એટલે તે સ્વર્ગમાં રહેવાને લાયક નહોતો. એટલે ઇંદ્રે એને ઊંધા મસ્તકે પૃથ્વી ઉપર જવાનું હતું. એટલે તે પૃથ્વી તરફ પડવા માંડ્યો. આવી સ્થિતિમાં એણે ચીસ પાડીને પોતાના સંરક્ષકની સહાયતા માંગી. વિશ્વામિત્રે ગુસ્સામાં એને રોકાઈ જવા કહ્યું. વિશ્વામિત્રે ત્યાર પછી આકાશના દક્ષિણ ભાગમાં પોતાના દિવ્યજ્ઞાનની શક્તિથી તથા ઘોર તપસ્યા દ્વારા એક બીજા પ્રજાપતિ જેવા સાત ઋષિઓની રચના કરી - એટલે કે સાત નક્ષત્રોનું નક્ષત્ર મંડળ બનાવ્યું. આમ સ્વર્ગના એક હિસ્સામાં આગળ વધતાં આ ઋષિએ અન્ય નક્ષત્રોની વચ્ચે તારાઓની એક શૃંખલાની રચના કરી. વિશ્વામિત્રે ક્રોધથી ઉત્તેજિત થઈ ઘોષણા કરી કે,

"હું એક અન્ય ઇંદ્રનું નિર્માણ કરીશ અથવા તો સંસારમાં હવે કોઈ ઇંદ્ર નહીં હોય."

ક્રોધમાં એણે દેવતાઓને બોલાવવા માંડ્યા. હવે ઋષિઓ, દેવતાઓ અને અસૂરો - બધા જ સચેત થઈને વિશ્વામિત્રની સાથે સમજૂતીના સ્વરમાં કહેવા માંડ્યા કે, "ત્રિશંકુને એના ગુરુએ શ્રાપ આપ્યો છે એટલે જ્યાં સુધી તે શુદ્ધ ન થઈ જાય ત્યાં સુધી એને શારીરિક રૂપે સ્વર્ગમાં કઈ રીતે પ્રવેશવા દેવામાં આવે."

ઋષિએ ઉત્તર આપ્યો કે એણે ત્રિશંકુને વચન આપ્યું છે. એટલે દેવતાઓને પ્રાર્થના છે કે તેને સ્વર્ગમાં રહેવાની અનુમતિ આપવામાં આવે. અને નવ નિર્મિત તારાઓને પણ આકાશમાં નિરંતર પોતાના સ્થાન ઉપર રહેવાની પરવાનગી આપવામાં આવે.

દેવતાઓએ આ વાત અંગે સહમતિ આપી. અને કહ્યું કે, "આ તારાઓ પોતાના જ સ્થાન પર રહેશે પણ સૂર્યની પરિક્રમાના માર્ગની બહાર રહેશે. એવી જ રીતે ત્રિશંકુ એમની વચ્ચે પોતાનું માથું ઝુકાવી પ્રકાશિત થતો રહેશે અને અન્ય તારાઓ એનું અનુસરણ કરશે. આ રીતે એનું લક્ષ્ય પૂરું થઈ જશે, એની કીર્તિ પણ સુરક્ષિત રહેશે અને તે અન્ય લોકોની જેમ સ્વર્ગનો નિવાસી બની જશે." આ રીતે આ વિવાદ પર સમજૂતી સાધવામાં આવી, જેનો વિશ્વામિત્રે પણ સ્વીકાર કર્યો.[૧]

યજ્ઞ સમાપ્ત થતાં જ્યારે બધા દેવતા અને ઋષિઓ ચાલ્યા ગયા, ત્યારે વિશ્વામિત્રે પોતાના ભક્તોને કહ્યું.

"દક્ષિણની આ ઘટના મારી તપસ્યામાં બાધક બની ગઈ છે. હવે મારે કોઈ અન્ય દિશામાં જઈને તપસ્યા કરવી જોઈએ." એ રીતે તે પશ્ચિમમાં કોઈક જંગલમાં જતા રહ્યા, અને ત્યાં એણે પુનઃ પોતાની તપસ્યાનો આરંભ કર્યો.

અહીં એક અન્ય કથા આવેલી છે જેનાથી અવરોધ ઉત્પન્ન થાય છે. આ કથા રાજા અંબરિષની છે જે રામાયણ અનુસાર અયોધ્યાનો રાજા હતો. તે ઈશ્વાકુનો ૨૮મો અને ત્રિશંકુનો ૨૨મો વારસદાર હતો. વિશ્વામિત્રને આ બન્ને રાજાઓનો સમકાલીન માનવામાં આવ્યો છે. આ કથાના આધારે અંબરિષ એક યજ્ઞ સમારોહમાં વ્યસ્ત હતો. ત્યારે ઇંદ્ર એની બલિ ઉઠાવીને લઈ ગયો.

પુરોહિતોએ કહ્યું કે, "આ અશુભ ઘટના રાજાના ભ્રષ્ટ શાસનને કારણે થઈ છે. એટલા માટે કોઈ માનવબલિ આપીને એનું મોટું પ્રાયશ્ચિત કરવું જોઈએ.

૧. આવી ત્રિશંકુની કથા છે. હરિવંશ પુરાણમાં વર્ણવામાં આવેલી કથા કરતાં આ જુદા પ્રકારની કથા છે જો કે કથામાં વશિષ્ઠ અને વિશ્વામિત્રના ચરિત્રને સ્પષ્ટરૂપથી ચિત્રિત કરવામાં આવ્યું છે.

ઘણી લાંબી શોધખોળ કર્યા પછી રાજર્ષિ (અંબરિષ) એક બ્રાહ્મણ ઋષિ રુચિકાની પાસે પહોંચ્યો. જે ભૃગુનો વંશનો જ હતો. એણે પોતાના પુત્રોમાંથી એક પુત્રની બલિ આપવા (એક સૌ-હજાર ગાયોની કિંમતના બદલામાં વેચવા માટે) કહ્યું. રુચિકા બ્રાહ્મણે કહ્યું.

"તે પોતાનો જ્યેષ્ઠ પુત્ર વેચી શકશે નહીં" અને તેની પત્નીએ કહ્યું "તે પોતાનો સૌથી નાનો પુત્ર વેચી શકશે નહીં." એણે કહ્યું જ્યેષ્ઠ પુત્ર પિતાને અને કનિષ્ઠ પુત્ર માતાને પ્રિય હોય છે. રુચિકાના વચેટ પુત્ર સુનસ્સેપના કહ્યું કે, "ત્યારે હું મારી જાતને વેચવાને યોગ્ય માનું છું, અને એણે રાજાને કહ્યું કે તે તેને બલિ માટે લઈ જાય."

સુનસ્સેપ (Sunassepa)ના બદલામાં એકસો-હજાર ગાય. તથા એકસો-લાખ સુવર્ણ મુદ્રાઓ અને રત્નોના અનેક ભંડારના રૂપમાં એની કિંમત ચૂકાવીને તેને પોતાની સાથે રાજા લઈ ગયો. જ્યારે તેઓ પુષ્કરવનમાંથી પસાર થઈ રહ્યો હતો, ત્યારે સુનસ્સેપની પોતાના મામા વિશ્વામિત્ર સાથે મુલાકાત થઈ ગઈ, જે ત્યાં અન્ય ઋષિઓની સાથે તપસ્યા કરી રહ્યો હતો. સુનસ્સેપે જઈને એના ખોળામાં માથું મુક્યું અને એણે પોતાની જાતને અનાથ ગણાવીને સહાયતા માગી. અને કહ્યું કે, "તે તેનો આશ્રય ઇચ્છે છે." વિશ્વામિત્રે એને શાંત પાડ્યો અને એના સ્થાને પોતાના પુત્રને બલિ બનવાનું કહ્યું. આ પ્રસ્તાવને એના પુત્રો મધુશાનંદ (Mahushanand) અને એના અન્ય પુત્રોએ પણ એને ચિડાઈને તથા મજાકના સ્વરમાં ઈન્કાર કરી દીધો અને કહ્યું, "પોતાના જ પુત્રોનો બલિ આપીને અન્યના પુત્રોને તે કેવી રીતે બચાવવા ઇચ્છે છે ? - આ પ્રસ્તાવ જ ખોટો છે."

પોતાની આજ્ઞાનો અનાદર થતાં ઋષિ બહુ જ ક્રોધિત થયા અને વશિષ્ઠના પુત્રોની જેમ જ પોતાના પુત્રોને પણ સૌથી પતિત વર્ણોમાં જન્મ લેવા અને એક હજાર વર્ષ સુધી કૂતરાઓનું માંસ ખાવાનો શ્રાપ આપ્યો. ત્યાર બાદ તેણે સુનસ્સેપને કહ્યું.

"જ્યારે તને પવિત્ર દોરાની લાલમાળા પહેરાવીને અને તેલોનો અભિલેપ કરીને વિષ્ણુ માટેના બલિદાન અર્થે થાંભલા જોડે બાંધી દેવામાં આવે, ત્યારે તું અગ્નિની પ્રાર્થના કરજે અને અંબરિષના યજ્ઞમાં આ બે દૈવી ગાથાઓની સ્તુતિ કરજે. એટલે તારી કામનાઓની પૂર્તિ થઈ જશે."

ત્યાર બાદ આ ગાથાઓ પ્રાપ્ત કરીને સુનસ્સેપે રાજા અંબરિષને તત્કાલ પોતાના માનીતા પ્રદેશમાં પહોંચાડવાનું સૂચન કર્યું. પાછળથી જ્યારે તેને લાલવસ્ત્ર પહેરાવીને બલિના સ્થાન પર બાંધી દેવામાં આવ્યો, ત્યારે તેણે ઇંદ્ર અને તેના નાનાભાઈ (વિષ્ણુ)ની સર્વોત્તમ ગાથાઓ દ્વારા આરાધના કરી.

હજારનેત્રવાળો ઇંદ્ર એની ગાથાઓ સાંભળી પ્રસન્ન થયો અને સુનસ્સેપને દીર્ઘાયુ આપ્યું. રાજા અંબરિષને પણ આ યજ્ઞ દ્વારા ઘણો લાભ થયો. આ ગાળા દરમ્યાન વિશ્વામિત્રે પોતાની તપસ્યા ચાલુ રાખી, જે એક હજાર વર્ષ સુધી ચાલતી રહી. તપસ્યાની સમાપ્તિ પછી દેવતાઓ એને વરદાન આપવા માટે આવ્યા, અને બ્રહ્માએ ઉદ્‌ઘોષણા કરી કે, એણે ઋષિનું પદ પ્રાપ્ત કર્યું છે. આ રીતે તે એક કદમ આગળ વધી ગયો. પણ એટલી પ્રાપ્તિથી અસંતુષ્ટ થઈને મુનિએ એની તપાસ્યાનો ફરીથી આરંભ કર્યો થોડાક સમય પછી એણે મેનકાને જોઈ, જે પુષ્કર સરોવરમાં સ્નાન કરવા માટે આવી હતી. મેનકા અપૂર્વ સૌંદર્યની જીવતી જાગતી પ્રતિમા હતી. એણે એના આકર્ષક રૂપની રોશનીમાં વિશ્વામિત્રને મોહિત કરી દીધા. એના આકર્ષણની અગ્નિમાં સળગી ઊઠેલા ઋષિએ એને પોતાની ઝૂંપડીમાં સહચરી થવા બોલાવી. આમ તે દશ વર્ષો સુધી મેનકાના મોહપાશમાં ફસાયેલો રહ્યો, જે એની તપસ્યાને માટે હાનિકારક સાબિત થયું. આ દશવર્ષોમાં એને પોતાની ભૂલ સમજાણી. એને એ વાતનું પણ ભાન થયું કે આ ષડ્યંત્ર એની તપસ્યાને ભંગ કરવા માટે જ રચાયું હતું. પરિણામે મેનકા (અપ્સરા)ને વિદાય કરીને તે સ્વયં ઉત્તરના પહાડોમાં ચાલ્યો ગયો. જ્યાં તેણે ૧૦૦૦ વર્ષ સુધી કોસિકી નદીને કિનારે ઘોર તપસ્યા કરી. એની તપસ્યાને જોઈને દેવતા ચિંતિત થયા અને એમણે નિર્ણય લીધો કે એને મહાન ઋષિની (મહર્ષિ) પદવી આપીને સન્માનીત કરવામાં આવે અને બ્રહ્માએ બધા જ દેવતાઓનો અભિપ્રાય સ્વીકારીને જણાવ્યું કે વિશ્વામિત્રને મહર્ષિની પદવી એનાયત કરવામાં આવી છે. વિશ્વામિત્રે હાથ જોડીને, મસ્તક નમાવીને કહ્યું કે,

"જો તેને બ્રાહ્મણ-ઋષિની અપૂર્વ ઉપાધિ પ્રદાન કરવામાં આવે ત્યારે તે માનશે કે, એણે પોતાની સંપૂર્ણ ઇંદ્રિયોને વશમાં કરી લીધી છે. આ સંદર્ભ બ્રહ્માએ ઉત્તર આપ્યો, કે હજુ તેણે પોતાની ઇંદ્રિયો પર સંપૂર્ણ નિયંત્રણ પ્રાપ્ત કર્યું નથી. એ શક્તિ પ્રાપ્ત કરવા માટે એને અધિક પ્રયાસ કરવો જોઈએ. પોતાનું લક્ષ્ય પ્રાપ્ત કરવા ઋષિએ પોતાની જાતને અધિક કઠોર તપસ્યામાં સમર્પિત કરી દીધી. તપસ્યા દરમ્યાન એણે ઘણાં કષ્ટો સહન કર્યાં. ઉદાહરણ રૂપે પોતાના હાથમાં કોઈ પણ પ્રકારનો સહારો લીધા વિના તે ઊભો રહેવા માંડ્યો અને કેવળ હવાને આધારે જ જીવવા માંડ્યો. ગરમી, શરદી અને વર્ષાઋતુઓમાં પણ એવું જ ચાલતું રહ્યું. અંતે ઇંદ્ર અને અન્ય દેવતાઓએ એની તપસ્યાનો વધી રહેલો પ્રભાવ જોયો અને તેઓ વ્યાકુળ બન્યા. આ

બધાએ ભેગા થઈને રૂપવાન રંભાને મુનિની તપસ્યા ભંગ કરવા માટે કહેવામાં આવ્યું. પણ રંભાએ તે ઉગ્ર મુનિના ભયંકર ક્રોધનો સામનો કરવામાં પોતાની અસમર્થતા વ્યક્ત કરી. પણ ઇંદ્રના વારંવાર કહેવાને લીધે એના આદેશનું પાલન કરવા તે તૈયાર થઈ ઇંદ્ર અને કંદર્પે (પ્રેમનો દેવતા) એને વચન આપ્યું કે તે બન્ને તેની રક્ષા કરશે. આથી રંભાએ મુનિની તપસ્યા ભંગ કરવા માટે અત્યંત આકર્ષકરૂપ ધારણ કર્યું. પણ મુનિને એની દાનત પર શક ગયો અને ક્રોધિત થઈ ગયો અને રંભાને શ્રાપ આપ્યો કે તે પથ્થર બની જાય અને ૧૦૦૦ વર્ષ સુધી પથ્થરના સ્વરૂપે રહે. શ્રાપની અસર થવા માંડી. કંદર્પ અને ઇંદ્ર ભાગી છૂટ્યા. આ રીતે તેમણે પોતાની વાસના પર તો કાબૂ મેળવ્યો પણ પોતાના ક્રોધને કાબૂમાં રાખી શક્યા નહીં એટલે એની તપસ્યા નષ્ટ થઈ ગઈ. એને એની એ તપસ્યા પુનઃ શરૂ કરવી પડી. હવે તે બિલકુલ શાંત રહેવા માંડયા. એટલે સુધી કે વર્ષો સુધી એણે શ્વાસ લેવાનું પણ માંડી વાળ્યું. એમણે શરીરને ઓગાળી નાખ્યું - સૂકવી દીધું ત્યાર પછીતેમણે હિમાલય છોડીને પૂર્વ તરફ પ્રયાણ કર્યું જ્યાં તેણે એક ભયાનક પ્રયોગ કર્યો અને મૌન ધારણ કરીને ૧૦૦૦ વર્ષ સુધી તપસ્યા કરી. તપસ્યાના ઇતિહાસમાં આ પ્રકારની બીજી કોઈ તપસ્યા જોવા મળતી નથી; જો કે તપસ્યાના આ ગાળા દરમ્યાન એના માર્ગમાં અનેક પ્રકારની મુશીબતો અને પરેશાનીઓ એના માર્ગમાં આવી. પણ તે ક્રોધથી ક્યારેય વિચલિત થયા નહીં. અને છેવટે પોતાનો અંતિમ ઉદ્દેશ પાર પાડવામાં તે સફળ થયો. તપસ્યાની છેવટની ઘડી આવી, અવધિ પૂરી થવાનો સમય થયો ત્યારે એમણે ખાવાને માટે અન્ન તૈયાર કર્યું. ઇંદ્ર ભિખારીના રૂપે ત્યાં આવ્યો અને અન્નદાન માગ્યું. વિશ્વામિત્રને પોતાનું ભોજન આપવું પડ્યુ અને પોતે ભૂખ્યા રહેવું પડ્યું, કારણ કે એણે શાંત રહેવાનો સંકલ્પ કર્યો હતો.

શ્વાસ નહીં લેવાનો કારણે એના માથામાંથી ધુમાડો નીકળવા માંડ્યો શ્વાસને રોકી રાખવાની એની પ્રક્રિયા ચાલુ જ હતી. ધુમાડાને કારણે ત્રણેય સંસાર ત્રસ્ત અને ભયભીત બની ગયા.

ત્યારે દેવતાઓ અને ઋષિઓએ કહ્યું, આ મહાન મુનિ વિશ્વામિત્રને અનેક પ્રકારે પ્રલોભિત કરવાના તથા ઉત્તેજિત કરવાના પ્રયાસો કરવામાં આવ્યા છે. આમ છતાં તમામ અડચણો અને બાધાઓને પાર કરીને તે પોતાની સિદ્ધિ તરફ આગળને આગળ વધતા જ જાય છે. આ અંગે એ પણ કહેવું જરૂર છે કે જો, એમની ઇચ્છાને નહીં માનવામાં આવે તો તે પોતાની તપસ્યાના

પ્રતાપે ત્રણેલોક નષ્ટ કરી નાખશે. સમગ્ર સૃષ્ટિ ત્રસ્ત છે ક્યાંયથી કોઈ પ્રકાશનું કિરણ જોવા મળતું નથી. સમુદ્ર ડામાડોળ થવા માંડ્યા છે. પહાડોના ચૂરેચૂરા થવા માંડ્યા છે. ધરતી કાંપવા માંડી છે અને હવા ભ્રમિત થવા માંડી છે હે બ્રહ્મ અમને વચન આપો કે, માનવ સૃષ્ટિ નાસ્તિક નહીં બની જાય !

ઉગ્ર સ્વભાવના આ મહાન અને કીર્તિમાન ઋષિ બધું જ રમણભમણ કરી નાખે, એ પહેલાં આપણે તેમને પ્રસન્ન કરી દેવો જોઈએ. ત્યારે દેવતાઓએ બ્રહ્માના નેતૃત્વમાં વિશ્વામિત્રને પ્રાર્થના કરી.

"હે બ્રાહ્મણ ઋષિ, અમે તમારી તપસ્યાથી પ્રસન્ન થયા છીએ. હે કુશિક ! તમે તમારા ધૈર્યથી બ્રાહ્મણત્વ પ્રાપ્ત કરી લીધું છે. હે બ્રાહ્મણ, અમારા મરુતોની સાથે અમે તમને દીર્ઘાયુષ્ય પ્રદાન કરીએ છીએ. પ્રત્યેક આશીર્વાદ તમને પ્રાપ્ત થાય ! તમે જ્યાં જવાની ઇચ્છા રાખો ત્યાં જઈ શકો છો."

દેવવચન સાંભળીને વિશ્વામિત્રે દેવતાઓને પ્રણામ કર્યા. અને કહ્યું, "જો મેં બ્રાહ્મણત્વ પ્રાપ્ત કરી લીધું હોય તો ઓઉમ અને યજ્ઞ તથા વેદ મને આ પ્રકારની યોગ્યતા પ્રદાન કરે. અને બ્રાહ્મણના પુત્ર વશિષ્ઠ જે છાત્ર વિદ્યા અને બ્રહ્મવિદ્યા વગેરેનો તમામ ક્ષેત્રોમાં પૂર્ણરૂપે પ્રવિણ માનવામાં આવે છે, તે પણ મને આ જ પ્રમાણે સંબોધિત કરે."

તે પ્રમાણે દેવતાઓએ વશિષ્ઠને પ્રાર્થના કરી અને તેણે વિશ્વામિત્રની સાથે સમાધાન કરી લીધું. અને સાથો સાથ બ્રાહ્મણ ઋષિના પદ પરનો વિશ્વામિત્રનો અધિકાર સ્વીકૃત કરી લીધો. વિશ્વામિત્રે પણ બ્રાહ્મણની શ્રેણી પ્રાપ્ત કર્યા બદલ વશિષ્ઠનું પૂર્ણ સન્માન કર્યું.

**બ્રાહ્મણો અને ક્ષત્રિયો વચ્ચે વર્ણ સંઘર્ષની બીજી ઘટના ક્ષત્રિયો** દ્વારા બ્રાહ્મણની લગતી છે. આ કથા મહાભારતના આદિપર્વમાં વર્ણવેલી છે. જે આ પ્રકારે છે.

કાર્તવિર્ય નામનો એક રાજા હતો, જેની દાનવૃત્તિને કારણે જ ભૃગુ લોકોને વેદોનું જ્ઞાન પ્રાપ્ત થઈ શક્યું હતું. તેઓ રાજાના પુરોહિતો પણ હતા અને એના દ્વારા જ તેઓ પોતાની રોજીરોટી કમાઈ લેતા હતા. આ ગાળા દરમ્યાન એમણે ઘણું અન્ન અને ધન ભેગું કર્યું. જ્યારે રાજાનું મૃત્યુ થયું ત્યારે એનાં વંશજોને ધનની ઉણપ વર્તાઈ. ત્યારે ધનની યાચના કરવા માટે તે ભૃગુઓની પાસે આવ્યા કારણ કે તેઓની સંપત્તિ અંગે તેમને ખબર હતી. કેટલાક ભૃગુ લોકોએ પોતાનું ધન જમીનમાં દાટી રાખ્યું હતું, તો કેટલાક લોકોએ બ્રાહ્મણોને દાન કરી દીધું હતું, કારણ કે તેઓ ક્ષત્રિયોથી ડરતા હતા. કેટલાક લોકોએ

રાજાઓના વંશજોને કંઈ પણ આપ્યા વિના જ એમને પાછા કાઢ્યા.

એક વાર એવું પણ થયું કે, કોઈ એક ક્ષત્રિયને ભૃગુનાં મકાનની જમીન ખોદતી વખતે એમાં સંતાડેલું ધન પ્રાપ્ત થયું. ત્યારે બધા ક્ષત્રિયો ભેગા થઈ ગયા અને એમણે આ ખજાનો જોયો. આ ખજાનો જોઈને એમને ગુસ્સો ચડ્યો. પરિણામે એમને ભૃગુઓની ગર્ભ ધારણ કરેલી તમામ સ્ત્રીઓ સહિત બધાની હત્યા કરી દીધી. ત્યાર પછી એમની વિધવાઓ હિમાલય પર્વતની તરફ પલાયન થઈ ગઈ. એમાંની એક વિધવાએ પોતાના અજન્મા બાળકને પોતાની જાંગમાં છુપાવી લીધો હતો. ક્ષત્રિયોને જ્યારે કોઈ બ્રાહ્મણીથી ભૃગુ જીવીત હોવાની ખબર મળી, ત્યારે તેઓએ એની હત્યા કરવાની ઇચ્છા કરી. પણ પેલું બાળક એની માતાની જાંગમાંથી બહાર આવ્યું અને તેણે હત્યારાઓને અંધ બનાવી દીધા. આ રીતે કેટલાક દિવસો એ જ પહાડોમાં ભટકતા રહ્યા પછી એમણે તે બાળકની માતા પાસે દૃષ્ટિ પ્રદાન કરવાની પ્રાર્થના કરી. પરંતુ તેણે તે બધા લોકોને પેલા ચમત્કારી બાળક ઉર્વની પાસે મોકલ્યા, ઉર્વમાં સંપૂર્ણ વેદો તથા એનાં છ ઉપાંગો એ એનામાં પ્રવેશ કર્યો છે. તેણે જ પોતાના સંબંધીઓના હત્યારાઓની આંખો છીનવી લીધી છે અને તે જ દૃષ્ટિ પાછી આપી શકે તેમ છે. એટલે અંધ ભૃગુઓ તેની પાસે ગયા, તેથી તેણે તેમને દૃષ્ટિ પાછી આપી.

આમ છતાં ભૃગુ લોકોની હત્યાનો બદલો લેવા ઉર્વ બધા જ પ્રાણીઓનો વિનાશ કરવાના આશયથી ધ્યાન પર બેસી ગયા અને એવું તપ શરૂ કર્યું કે, દેવો, અસુરો અને મનુષ્યોને પણ ચિંતા થવા માંડી. આથી એના પિતૃઓ પ્રગટ થયા. એમણે ઉર્વને પોતાનું લક્ષ્ય ફેરવવા કહ્યું અને જાહેર કર્યું કે, "અમે હત્યારા ક્ષત્રિયોનો બદલો લેવા માગતા નથી, શ્રદ્ધાવાન ભૃગુઓ પાપી ક્ષત્રિયોને અસુરક્ષિત હોવાને લીધે ક્ષમા કરવા માગે છે એવું નથી. એમાં ભૃગુઓની નબળાઈ પણ કારણભૂત નથી અમે જ ઇચ્છતા હતા કે અમારી વૃદ્ધાવસ્થાના દુ:ખોથી કોઈ અમને મુક્તિ અપાવે. અમે જ મૃત્યુની કામના કરતા હતા. ભૃગુઓના ઘરમાં જે ખજાનો સંતાડવામાં આવ્યો હતો તે ક્ષત્રિય લોકોની ઘૃણાને ઉત્તેજિત કરવા માટે સંતાડવામાં આવેલો, અમે લોકો ઇચ્છતા હતા કે અમને સ્વર્ગ પ્રાપ્ત થાય. અમે તો ધન જોડે કોઈ સંબંધ રાખવા જ માગતા નહોતા."

ભૃગુના પૂર્વજોએ આ બાબતમાં એ પણ ઉમેર્યું કે, "તેઓ આપઘાતનું પાપ ઇચ્છતા નહોતા. તે માટે આ યુક્તિ વિચારી હતી." આમ કરીને એ લોકોએ ઉર્વને વિનંતિ કરી કે, તું તારો ગુસ્સો છોડી દે અને જે હેતુથી ધ્યાન

પર બેઠો છે તે પાપ છે. ઓ પુત્ર ! ક્ષત્રિયોનો વિનાશ અને સાત જગતના વિનાશને બદલે તારા ગુસ્સાનો વિનાશ કરીને તું તપની શક્તિ પ્રાપ્ત કર."

આ સાંભળીને ઉર્વે કહ્યું, "મેં જે નિશ્ચય કર્યો છે એની ઉપર હું અમલ કરીશ. જો મારો ક્રોધાગ્નિ બીજાને ભસ્મ નહીં કરે તો એ મને જ ભસ્મ કરી નાખશે." એણે તર્ક કરીને કહ્યું, કે એના પૂર્વજોએ જે નમ્રતાથી ક્ષત્રિયોની સાથે વ્યવહાર કરવાની સલાહ આપી છે, તે ન્યાય, ઔચિત્ય અને કર્તવ્યની દૃષ્ટિએ પણ ખોટી જ છે. આમ છતાં પિતૃઓએ એનો ક્રોધાગ્નિ સમુદ્રમાં ફેંકી દેવા અંગે એને સમજાવી લીધો, જેથી ક્રોધાગ્નિ જળપ્રવાહ પર પ્રહાર કરશે અને એ રીતે એનો ભયંકર ખતરો ટળી જશે અને એણે લીધેલો સંકલ્પ પણ પૂરો થયો ગણાશે.

**ત્રીજી ઘટના બ્રાહ્મણો દ્વારા ક્ષત્રિયોના નરસંહારને લગતી છે.** મહાભારતમાં અનેક જગ્યાએ આ કથાને કહેવામાં આવી.

એક હજાર ભુજાઓ વાળો, મહાન પ્રતાપી અને શક્તિવાન કાર્તવિર્ય એટલે કે અર્જુન આ સંપૂર્ણ સંસારનો સમ્રાટ હતો. તે મહિષમતિનો નિવાસી હતો. અપારશક્તિ ધરાવતો આ હૈહેયરાજા મહાસાગરો તેમ જ મહાદ્વિપો સહિત સંપૂર્ણ વિશ્વ પર રાજ કરતો હતો. યુદ્ધ ભૂમિમાં લડવા માટે અને સંપૂર્ણ પૃથ્વી પર વિજય મેળવવા માટે એણે હજાર હાથોથી લડવાનું વરદાન દત્તાત્રેય મુનિથી પ્રાપ્ત કર્યું હતું. અને એની પથભ્રષ્ટ થવાની સંભાવના લાગે તો સદાચારી સજ્જનોના ઉપદેશ અને યોજના વચનોનો આશીર્વાદ એને મળશે એવું પણ માંગ્યું હતું.

ત્યાર પછી પોતાના સૂર્ય જેવા તેજસ્વી રથ પર સવારી કરી અને પોતાના ગર્વના નશામાં ચકચૂર થઈને એણે કહ્યું.

"ધૈર્ય, સાહસ, કીર્તિ, પરાક્રમ, ગુણ અને શક્તિમાં મારા જેવો બીજો કોણ છે ? એણે જે પડકાર કર્યો એના પ્રત્યુત્તરમાં આકાશમાંથી એક નિરાકાર અવાજ ગુંજી ઊઠ્યો, જેણે કહ્યું કે ,

'હે મૂર્ખ ! તું જાણતો નથી કે બ્રાહ્મણ ક્ષત્રિય કરતાં ઉત્તમ હોય છે અને બ્રાહ્મણની સહાયતાથી જ ક્ષત્રિય પોતાની પ્રજા ઉપર શાસન કરે છે."

ત્યારે અર્જુને ઉત્તર આપ્યો. "જો હું ઇચ્છું તો પ્રાણીમાત્રનું નિર્માણ કરી શકું છું. અને ન ઇચ્છું તો સમગ્ર પ્રાણીઓના નાશ કરી શકું છું. કોઈ પણ કાર્ય અથવા વિચાર અથવા ધારણામાં મારા કરતાં કોઈ શ્રેષ્ઠ ન થઈ શકે. તમારું કહેવું છે કે બ્રાહ્મણ શ્રેષ્ઠ છે તો મારું કહેવું છે કે ક્ષત્રિય શ્રેષ્ઠ છે.

આ બન્નેની ભૂમિકાઓનો આધાર પણ તમે આપ્યો છે. પણ આ બન્ને વચ્ચે જે તફાવત છે એની તમને ખબર નથી. બ્રાહ્મણો ક્ષત્રિયો પર આધારિત હોય છે, ક્ષત્રિયો કંઈ બ્રાહ્મણો પર આધારિત હોતા નથી. બ્રાહ્મણને માટે તો 'વેદ' માત્ર એક મૂળ બહાનું છે. ન્યાય, રક્ષાને માટે તેઓ ક્ષત્રિયોને આધીન હોય છે, બ્રાહ્મણ પોતાની જીવિકા એમનાથી જ પ્રાપ્ત કરે છે, ત્યારે બ્રાહ્મણ એમનાથી શ્રેષ્ઠ કઈ રીતે હોઈ શકે ? હું પોતે જ બધા મહત્ત્વના બ્રાહ્મણોને મારા આધીન રાખું છું. જે લોકો દક્ષિણા પર જીવે છે અને પોતાની જાતને બહુ શ્રેષ્ઠ માને છે એવા લોકો મારા આધીન છે. બ્રાહ્મણો ક્ષત્રિયોની સેવા કરે છે. ક્ષત્રિયો પાસેથી બ્રાહ્મણો રોટલો પ્રાપ્ત કરે છે. આવું હોવા છતાં તેઓ ક્ષત્રિયો કરતાં શ્રેષ્ઠ કેવી રીતે થઈ શકે ? ભલેને લોકો મારા વિશે ગમે તે અભિપ્રાય આપે, આકાશમાંથી ગાયત્રી દેવીએ સત્યવાણી ઉચ્ચારી છે કે, 'તમામ માથાભારે બ્રાહ્મણો અને અનાધિન રહેનારાઓને હું મારા આધિન કરીશ. મારા રાજ સિંહાસન ઉપરથી મન હઠાવી શકે એવો આ ત્રણલોકમાં કોઈ જ નથી. અને એટલે જ હું કોઈ પણ બ્રાહ્મણ કરતાં શ્રેષ્ઠ છું. જ્યાં ક્ષત્રિયોનું પ્રભુત્વ છે ત્યાં હું બ્રાહ્મણોનું નહીં ચાલવા દઉં. કારણ કે રણભૂમિમાં મારો મુકાબલો કોઈ કરી શકે તેમ નથી.''

અર્જુનનું આ વિધાન સાંભળીને નિશાચર દેવી ભયભીત બની ગઈ. ત્યારે હવામાં વિચરણ કરનાર વાયુ દેવતાએ અર્જુનને કહ્યું. આ પાપનો વિચાર છોડી દો અને બ્રાહ્મણોને પ્રણામ કરો. જો તમે આ લોકો સાથે દુર્વ્યવહાર કરશો તો તમારું રાજ્ય ડગી જશે. તેઓ તમને હરાવીને, કાબૂમાં લઈ તમને દેશનિકાલ કરશે.''

રાજાએ પૂછ્યું 'તમે કોણ છો ?'

'હું દેવતાઓનો દૂત વાયુ છું અને તમને તમારા હિતની વાત બતાવવા આવ્યો છું. અર્જુને પ્રત્યુત્તરમાં કહ્યું.'

'હે દેવતા ! તમે આજે બ્રાહ્મણો પ્રત્યે કંઈક વધુ પડતો ભક્તિભાવ બતાવી રહ્યા છો. પણ એવું કેમ કહેતા નથી કે, બ્રાહ્મણ પણ પૃથ્વી પર જન્મેલા છે અને અન્ય પ્રાણીઓ સમાન છે.''

આગળ જતાં રાજા જમદગ્નિ ઋષિના પુત્ર પરશુરામની સાથે વિવાદમાં પડી ગયો આ ઘર્ષણનો ઇતિહાસ આ પ્રમાણે છે.

કાન્યકુબ્જનો એક રાજા હતો જેને ગાધિ (Gadhi)નામે ઓળખવામાં આવતો. એને સત્યવતી નામે એક પુત્રી હતી. તેનું લગ્ન ઋષિ રુચિક જોડે

થયું હતું અને જમદગ્નિના જન્મની કથા ઉપર વર્ણવેલી કથા સમાન જ છે.

જમદગ્નિ અને રેણુકાને પાંચ પુત્રો હતા જેમાં સૌથી દુર્જેય પરશુરામ હતો. એક વાર એણે એના પિતાના આદેશ મુજબ પોતાની માતાની કતલ કરી હતી. (જેણે પોતાની અનૈતિક ઇચ્છાના મોહથી વાસનાગ્રસ્ત બનીને પોતાની પૂર્વપવિત્રતા ગુમાવી દીધી હતી). પહેલાં મોટા દીકરાને એની માતાની હત્યા કરવાનો આદેશ આપ્યો. પણ એણે પોતાની માતાની હત્યા કરવાની ના પાડી દીધી, ત્યાર પછી ચારે પુત્રોએ માતૃહત્યા કરવાનો ઈન્કાર કર્યો એટલે પિતાના શ્રાપથી એમની બુદ્ધિ ભ્રષ્ટ થઈ ગઈ અને શક્તિ લોપ થઈ ગઈ. પણ સૌથી નાના પુત્ર પરશુરામે પોતાની માતાને મારી નાખી. આ પછી પરશુરામે પિતા પાસે વરદાન માગ્યું કે, મારી માતાને જીવન પાછું આપવામાં આવે. ભાઈઓને તેમની ગુમાવેલી શક્તિ પાછી આપવામાં આવે, પોતાને માતૃહંતાના પાપમાંથી મુક્તિ આપવામાં આવે. પરશુરામે પોતાના પિતા પાસેથી અજેયતા અને દીર્ઘાયુષ્યનું વરદાન પણ મેળવ્યું.

હવે આ ઇતિહાસ રાજા અર્જુન (કાર્તવિર્ય)ની સાથે જોડાય છે. તેઓ જમદગ્નિના આશ્રમમાં આવ્યા. તેની પત્નીએ અર્જુનનું સ્વાગત કર્યું. પણ રાજાએ ઋષિના યજ્ઞની ગાય અને વાછરડાને બળજબરીથી ઝૂંટવી લઈ યજ્ઞ સમારોહના વૃક્ષો તોડી, આદર સત્કારનો ભંગ કર્યો. આ વિનાશના સમાચાર સાંભળી પરશુરામ બહુ જ ક્રોધિત થઈ ગયા. એણે અર્જુન ઉપર આક્રમણ કરીને એની હજાર ભૂજાઓ કાપી નાખી અને તેની હત્યા કરી નાખી. પરશુરામની હાજરીને ભૂલી જઈને બદલો લેવા અર્જુનના પુત્રોએ શાંત સ્વભાવના ઋષિ જમદગ્નિની હત્યા કરી નાખી.

પોતાના પિતાની અંતિમ સંસ્કાર વિધિ કર્યા પછી પરશુરામે સમગ્ર ક્ષત્રિય જાતિને નષ્ટ કરવાના સોગંદ લીધા અને તેના પ્રથમ તબક્કે જ અર્જુનના પુત્રો અને અનુયાયીઓને મારી નાખ્યા. ધરતી પરથી ૨૧ વખત ક્ષત્રિયોનું નિકંદન કાઢી નાખ્યું. અને એમના લોહીથી સામંતપંચક (Samant Panchaka)માં લોહીનાં પાંચ સરોવર ભરાઈ ગયાં. આથી તેના પૂર્વ જ ભૃગુઓના આત્માઓ સંતુષ્ટ કર્યા અને પોતાના નાના (દાદા) રુચિકની પાસે જઈને ઊભો થઈગયો. ત્યારે રુચિકે એને ઉપદેશ આપ્યો.

પરશુરામે ઇંદ્રને ખુશ કરવા માટે એક ભવ્ય બલિયજ્ઞનું આયોજન કર્યું અને પૃથ્વી બ્રાહ્મણોને સુપ્રત કરી. એણે મહાબલિ કાશ્યપ ઋષિને સાઈઠ ફૂટ લાંબુ અને ચોપ્પન ફૂટ ઊંચું સોનાનું સિંહાસન દાનમાં આપ્યું. આ પછી

બ્રાહ્મણોએ એ સિંહાસન પરસ્પર વહેંચી લીધું જેના લીધે એનું નામ ખંડવપન પડી ગયું. આ રીતે કશ્યપને પૃથ્વી દાનમાં આપ્યા પછી પરશુરામ પોતે મહેન્દ્ર પર્વત પર રહેવા માટે ચાલ્યા ગયા.

આ પ્રમાણે પરશુરામ અને ક્ષત્રિયો વચ્ચે દુશ્મનાવટ પેદા થઈ હતી અને પરશુરામે પોતાની અસીમિતિ શક્તિથી પૃથ્વીને જીતી લીધી હતી.

જે ક્ષત્રિયોની હત્યા પરશુરામ દ્વારા કરવામાં આવી હતી એનું વર્ણન મહાભારતના દ્રોણ પર્વમાં છે. તે કાશ્મીર, દાર્દ, કુંતિ, શુદ્રક, માલવ, અંગ, વંગ, કલિંગ, વિદેહ, તામ્રલિપ્તિક, મર્તિકાવત, સીવી વગેરેના રાજાઓ હતા.

ક્ષત્રિય વંશનું પુનર્નિર્માણ કેવી રીતે કરવામાં આવ્યું એ વાત પણ બ્રાહ્મણો દ્વારા ક્ષત્રિયોના નરસંહારની આ કથામાં જ બતાવવામાં આવી છે. એની વિગત આ પ્રમાણે છે.

જમદગ્નિના પુત્રે એકવીસ વાર પૃથ્વીને નક્ષત્રીય કરી ત્યાર પછી તે તપ કરવા માટે મહેન્દ્ર પર્વત પર ગયા. તેમના ગયા પછી ક્ષત્રિયોની વિધવાઓ બ્રાહ્મણો પાસે આવી અને સંતાનની ભિક્ષા માગી ત્યારે વિષયવાસનાની કોઈ પણ લાલસા વિના ઉચિત ઋતુમાં આ વિધવા સ્ત્રીઓ સાથે બ્રાહ્મણોએ સંભોગ કર્યો. તેથી તે ગર્ભવતીઓ થઈ. એના કારણે વીર બાળકો અને બાલિકાઓનો જન્મ થયો અને ક્ષત્રિયોના વંશનો વિસ્તાર થયો. આ રીતે બ્રાહ્મણોએ પોતાના સદાચારથી ક્ષત્રિય સ્ત્રીઓથી ક્ષત્રિય વંશનો વિસ્તાર શરૂ કરાવ્યો જેનાથી ક્ષત્રિયોની સંખ્યા વધી અને તેઓ અનેક વર્ષો સુધી જીવિત રહ્યા. એના પછીથી જ બ્રાહ્મણોથી ઓછી શ્રેષ્ઠતાવાળી ચાર વર્ણો ઉત્પન્ન થઈ.

ભારત સિવાયના કોઈ પણ દેશમાં વર્ગ સંઘર્ષનો આવો દુખાંત ઇતિહાસ જોવા મળતો નથી. બ્રાહ્મણ પરશુરામને ખોટો દંભ છે કે તેણે ૨૧ વખત પૃથ્વીને 'નક્ષત્રિય' કરી હતી અને બ્રાહ્મણોએ એમની વિધવાઓ સાથે સંભોગ કરીને ક્ષત્રિયોની પુર્નસૃષ્ટિનું નિર્માણ કર્યું હતું.

આપણે એવું નહીં માની લેવું જોઈએ કે ભારતમાં સંઘર્ષનો આ ઇતિહાસ પ્રાચીન ઇતિહાસ છે. જો કે આ વર્ગ સંઘર્ષ તો નિરંતર ચાલુ જ છે.

આ વર્ગ સંઘર્ષને આપણે મહારાષ્ટ્રના મરાઠા શાસનના સમયમાં પણ જોઈ શકીએ છીએ, જેના કારણે મરાઠા શાસનનું પતન થયું. આપણે એવું પણ માની નહીં લેવું જોઈએ કે **વર્ણ-યુદ્ધો પણ અન્ય સામાન્ય યુદ્ધો જેવાં જ હોય છે. ભારતમાં વર્ણ-સંઘર્ષનો એક સ્થાયી ભાવ રહ્યો છે,** જે ચુપચાપ પરંતુ નિશ્ચિત સ્વરૂપે પોતાનું કાર્ય કરતો રહે છે. આ બધી વાસ્તવિકતા એક અર્થમાં

સાંકેતિક છે કે અને બિંદુ માનસની પ્રકૃતિ અને એના ચરિત્ર તરફ સંકેત કરે છે.

આ બધી બાબતો પરથી શું એમ કહી શકાય તેમ છે કે હિંદુઓમાં બંધુભાવ છે ? આ ઘટનાઓ જોયા પછી તો આ પ્રશ્નનો હકારાત્મક ઉત્તર આપવો સંભવ નથી.

હિંદુઓમાં બંધુભાવ (fraternity)નો અભાવ છે એનું સ્પષ્ટીકરણ કઈ રીતે આપી શકાય ? હિંદુ ધર્મ અને હિંદુ તત્ત્વજ્ઞાન જ આ વાત માટે જવાબદાર છે.

મિલે કહ્યું જ છે કે, બંધુભાવની ભાવના તો મનુષ્યમાં સ્વાભાવિકપણે જ હોય છે પણ બંધુભાવના છોડને ઉગવા અનુકૂળ જંમીનની આવશ્યકતા હોય છે જ્યાં વિકાસનું ઉચિત વાતાવરણ હોય ત્યાં જ તેનો ઉછેર થઈ શકે છે.

બંધુભાવનો વિકાસ કરવા માટે આપણે બધા ઈશ્વરના સંતાનો છીએ એવો ઉપદેશ કરવાની આવશ્યકતા નથી, અથવા તો આપણે બધા એક બીજા પર નિર્ભર છીએ, એવું કહેવું એ તો માત્ર બૌદ્ધિક તર્ક છે. આવી ભાવનાનો વિકાસ તર્ક પર આધારિત હોતો નથી. ભાઈચારાની ભાવનાના વિકાસ માટે જરૂરી છે એવી સજીવ પ્રક્રિયા જેમાં આવશ્યક પરંપરાઓમાં ભાગીદારી, જન્મ, મૃત્યુ, લગ્ન અને ભોજન સમારંભમાં તથા સુખ દુ:ખમાં સહિયારી ભાગીદારી - આ બધાથી ભાઈચારાની ભાવના અમૃત થાય છે. આ બધી પ્રક્રિયામાં ભાન લેનારા જ એક બીજાને ભાઈ માનવા પ્રેરાય છે.

પ્રોફે. સ્મિથે સહભોજનના મહત્ત્વ ઉપર ખૂબ યોગ્ય ભાર મૂકીને સાચું જ કહ્યું છે કે, બંધુતાની ભાવનાના નિર્માણમાં સહભોજન એક અત્યંત આવશ્યક તત્ત્વ છે એમનું કથન છે કે,

"પ્રાચીન ધાર્મિક જીવનનો એક આદર્શ હતો કે, યજ્ઞમાં બલિ અર્પણના સમયે સમૂહ ભોજનનું આયોજન કરવું. આ વખતે દેવતા અને તેનો ઉપાસક એક સાથે બેસીને જમતા. આ કેવળ એક સામાજિક કર્મ જ નહોતું પણ દેવતા અને એનો ઉપાસક બન્ને સહભોજન કરે તે, આગળ બતાવ્યું છે તે પ્રમાણે કોઈ મનુષ્યની સાથે હળી મળીને બેસવું, સાથે ભોજન કરવું એમાં જ ભાઈચારો વ્યક્ત કરવાનો અને સામાજિક જવાબદારીઓ પૂર્ણ કરવાનો અર્થ રહેલો છે તે મુજબ દેવ અને એનો ઉપાસક સમાન છે અને કામકાજ માટે સંયુક્ત છે એવો અર્થ પ્રગટ થતો હતો. એક બીજા સાથે જમવા ન બેસે તે એકબીજા માટે પરાયા છે. અને એવા લોકો વચ્ચે ધાર્મિક ભાઈચારાનું અને સામાજિક ફરજનું આદાન પ્રદાન થઈ શકે નહીં !

જીવનના મહત્ત્વપૂર્ણ પ્રસંગોમાં પણ હિંદુઓમાં પરસ્પર સુખ દુઃખમાં ભાગીદાર બનવાની ભાવના દેખાતી નથી દરેકે દરેક બાબત અલગ છે અને વિશિષ્ટ છે. હિંદુ અલગ છે અને જીવન પર્યંત અલગ જ રહે છે, અન્યને પોતાના જીવનમાં પ્રવેશવા દેતો નથી.

ભારતમાં આવનારા વિદેશીઓ માટે 'હિંદુ પાણીની પરબ', 'મુસલમાન પાણીની પરબ' એવું જ જોવા-સાંભળવા મળતું નથી પણ એથી વિશેષ 'બ્રાહ્મણિયા કોફી હાઉસ', 'બ્રાહ્મણ ભોજનાલય' - પણ જોવા મળે છે. જ્યાં અબ્રાહ્મણ લોકો જઈ શકતા નથી.

બ્રાહ્મણ પ્રસુતિ ગૃહ, મરાઠા પ્રસુતિગૃહ અને ભાટિયા પ્રસુતિગૃહ પણ જોવા મળે છે, જો કે બ્રાહ્મણ, મરાઠા અને ભાટિયા બધા હિંદુ છે.

જો કોઈ બ્રાહ્મણના ઘરમાં બાળકનો જન્મ થાય છે ત્યારે આ શુભ પ્રસંગે કોઈ અબ્રાહ્મણને બોલાવવામાં આવતો નથી. અને અબ્રાહ્મણને પણ ત્યાં જવાની ઇચ્છા થતી નથી.

જો બ્રાહ્મણના ઘરમાં વિવાહ હોય તો અબ્રાહ્મણને કે બિન બ્રાહ્મણને નિમંત્રણ પત્ર મોકલવામાં આવતું નથી, એથી ય વિશેષ તો બ્રાહ્મણનું મૃત્યુ થાય તો એની શબ યાત્રામાં કોઈ પણ અબ્રાહ્મણને સામેલ થવાનો અધિકાર નથી.

આમ એક જાતિનું સુખ દુઃખ એ અન્ય જાતિનું સુખ દુઃખ હોતું નથી. એક જાતિને બીજી જાતિ પર લગાવ હોતો નથી. એટલું જ નહીં દાન-ધર્મ અને મદદ પણ જાતિ સુધી જ મર્યાદિત હોય છે. હિંદુઓમાં આવી કોઈ સાર્વજનિક દાન-ધર્મની પ્રથા નથી, જે સૌ કોઈ માટે મુક્ત હોય !

તમે બ્રાહ્મણો માટે બ્રાહ્મણ ધર્મદાન સંસ્થાઓ જોઈ શકશો. અને એમાં પણ ચિતપાવન બ્રાહ્મણોને માટે ચિતપાવન બ્રાહ્મણ ધર્મદાન સંસ્થા હશે ! દેશસ્થ બ્રાહ્મણો માટે દેશસ્થ દાન ધર્મ સંસ્થા હશે ! કરહાડે બ્રાહ્મણો માટે એમની બ્રાહ્મણ સંસ્થા અલગ હશે અને સારસ્વત બ્રાહ્મણોમાં પણ કુડાલદેશકર બ્રાહ્મણ ધર્મદાન સંસ્થા અલગ હશે !

આમ હિંદુ એક બીજા સાથે જીવિત રહેતો હોવા છતાં પણ કોઈ વસ્તુની પરસ્પર રીતે ભાગીદારી કરતો નથી. વાત આટલેથી જ અટકતી નથી. જ્યારે તે મરી જાય છે ત્યારે પણ અલગ જ હોય છે. કેટલાક હિંદુઓ પોતાના મૃતકને દફનાવે છે. તો કેટલાક હિંદુઓ સળગાવે છે. પણ જે લોકો દફનાવે છે એમની સ્મશાન ભૂમિ અલગ હોય છે. અને જે લોકો અગ્નિદાહ આપે

૧. ધી રિલીજીયન ઑફ સેમાઈટ્સ પૃ. ૨૬૯.

છે તેઓ પણ એક જ સ્મશાનમાં મૃતકને અગ્નિદાહ આપતા નથી. અને જો આવું કરવું પડતું હોય તો પણ એમનો ચોતરો તો અલગ જ હોય છે.

આમ હિંદુઓમાં ભાઈચારાની ભાવના પરાઈ લાગે એમાં કોઈ નવાઈ જેવું કયાંથી હોય ! જ્યાં એકબીજાનાં દુઃખ સુખમાં ભાગીદારીનો તદ્દન અભાવ હોય ત્યાં ભ્રાતૃત્વની ભાવનાઓનો વિકાસ થાય કેવી રીતે ?

પણ સૌથી મોટો સવાલ તો એ છે કે, હિંદુ લોકો જીવનનાં સુખ દુઃખો પરસ્પર વહેંચી શકાતા કેમ નથી ? એમનો ધર્મ એમને આ પ્રકારનું વર્તન કરવા પ્રેરે છે એ કહેવાની અહીં જરૂર લાગતી નથી. હિંદુ ધર્મ સમૂહ ભોજનની મનાઈ ફરમાવે છે. આંતરજાતિય લગ્નનો ઈન્કાર કરે છે. પરસ્પર સંબંધ ન રાખવાની સલાહ આપે છે. આ નહીં કરવાનું - પેલું નહીં કરવાનું, એ જ હિંદુ ધર્મના ઉપદેશનો સાર છે. અહીં મેં લજ્જિત કરે એવી વાતો બતાવી છે. જે હિંદુસમાજની અલગ અલગ પ્રવૃત્તિઓને સ્પષ્ટ કરે છે અને તે હિંદુધર્મના તત્ત્વજ્ઞાનની દેણગી છે. આ તત્ત્વજ્ઞાન જ બંધુત્વની ભાવનાનો ઈન્કાર કરે છે.

'ન્યાય'ની દૃષ્ટિએ હિંદુત્વના તત્ત્વજ્ઞાનનું આ સંક્ષિપ્ત વિશ્લેષણ છે અને તે સિદ્ધ કરે છે કે, હિંદુધર્મ સ્વતંત્રતાનો દુશ્મન સમાનતાનો વિરોધી અને બંધુત્વની ભાવનાનો ઈન્કાર કરનારો છે.

બંધુત્વ અને સ્વતંત્રતા - આ બન્ને તત્ત્વો સાચા અર્થમાં તો ધારણાંઓ છે. મૌલિક અને બુનિયાદી તત્ત્વ છે સમાનતા અને માનવ વ્યક્તિત્વ પ્રત્યે આદર. બંધુત્વ અને સ્વતંત્રતા આ બન્ને ધારણાઓ આ મૂળભૂત તત્ત્વોથી જ આગળ વધે છે. વધુ ઝીણવટપૂર્વક કહેવું હોય તો કહી શકીએ કે, 'સમાનતા' મૌલિક તત્ત્વ અને મૂળ ધારણા છે. અને તે માનવ માત્ર માટે આદરની લાગણી છે. જો સમાનતાનો ઈન્કાર કરવામાં આવે તો એવું માનવું જોઈએ કે બીજી બધી જ બાબતોનો ઈન્કાર કરાઈ રહ્યો છે. ટૂંકમાં જો મારે કહેવું હોય તો હું કહી શકું છું કે, હિંદુત્વમાં સમાનતાને માટે કોઈ અવકાશ છે જ નહીં. જે રીતે હિંદુત્વની મેં સમીક્ષા કરી છે એવી આ પહેલાં કરી નહોતી એ વખતે મને લાગ્યું હતું કે હિંદુત્વ બંધુત્વ અને સ્વતંત્રતા બન્નેથી વંચિત રાખે છે અને સમાનતા અંગે તો સવાલ જ નથી.

લોર્ડ એકટનની મહત્ત્વપૂર્ણ ધારણાના પરીક્ષણની સાથે હું આપણી ચર્ચા સમાપ્ત કરવા ઇચ્છું છું. મહાન લોર્ડ એકટનનું કહેવું છે કે, અસમાનતામાં વધારો ઐતિહાસિક પરિસ્થિતિઓને કારણે થતો હોય છે. ધર્મના સ્વીકૃત મતના રૂપમાં અસમાનતાનું ક્યારેય પાલન કરવામાં આવ્યું નથી.

એક વાત તો સ્પષ્ટ જ છે કે લોર્ડ એકટને પોતાનો આ મત નિર્માણ કર્યો હશે ત્યારે એમનું ધ્યાન હિંદુધર્મ તરફ ગયું નહીં હોય ! કારણ એ હિંદુધર્મમાં તો અસમાનતા એક સ્વીકૃત ધાર્મિક સિદ્ધાંત છે અને એને જાણી જોઈને એક પવિત્ર ધર્મ-મતના રૂપમાં પ્રસારિત કરવામાં આવ્યું છે. તે એક અધિકૃત ધાર્મિક તત્ત્વ છે. અને એનું ખુલ્લેઆમ આચરણ કરવામાં કોઈને લજ્જાનો અનુભવ થતો નથી. હિંદુ સમાજની દૃષ્ટિએ અસમાનતા ધાર્મિક સિદ્ધાંતના રૂપમાં જીવનનું એક ધર્મસંમત આચરણ છે અને એક પ્રસ્થાપિત મતના સ્વરૂપમાં નિરંતર એનું શિક્ષણ આપવામાં આવે છે. આ એક અધિકૃત-પ્રમાણિત વિચાર છે. વસ્તુતઃ અસમાનતા એ તો હિંદુ ધર્મનો આત્મા છે.

હવે હું ઉપયોગીતા (Utility)ના દૃષ્ટિકોણથી હિંદુ ધર્મ દર્શનનું પરીક્ષણ કરવાની ઇચ્છા રાખું છું.

હિંદુ ધર્મનું આ દૃષ્ટિકોણથી પરીક્ષણ કરવા બહુ વિસ્તાર અને લંબાણ કરવાની આવશ્યકતા જ નથી કારણ કે જેમ પ્રોફે. મિલે નિર્દેશ કર્યો છે, કે 'ન્યાય અને ઉપયોગીતા વચ્ચે પરસ્પર શત્રુતા જરૂરી નથી. બીજા શબ્દોમાં કહીએ તો, જે વાત એક વ્યક્તિને માટે અન્યાય કર્તા હોય તે સમાજને માટે ઉપયોગી થઈ શકે નહીં. એ સિવાય આપણી સામે જાતિપ્રથાના પરિણામો તો છે જ - અને આપણે એનાથી અપરિચિત તો નથી જ.

જાતિ પ્રથાનો સિદ્ધાંત એ કેવળ સિદ્ધાંત જ નથી. આ સિદ્ધાંતનો વ્યવહારમાં અમલ કરાઈ રહ્યો છે. તેનું વ્યહવારિક રૂપ પણ છે. એને કારણે હિંદુસમાજની ચાર્તુવર્ણ વ્યવસ્થાએ જર્મન તત્ત્વજ્ઞાની નિત્શેનું સાચું અનુસરણ કર્યું છે.

નિત્શેએ કહ્યું છે કે, આદર્શનો અનુભવ કરી અને વાસ્તવિકતાનું આદર્શમાં રૂપાંતર કરો.

કોઈ પણ આદર્શનું મૂલ્યાંકન કરવા માટે તેના પરિણામો જોવાં પડે. આદર્શને પારખવાની કસોટી એનાં પરિણામો હોય છે. જો આપણે અનુભવને કસોટી ગણીએ તો પછી ચાતુવર્ણનો તિરસ્કાર કરવો જરૂરી બની જાય છે. એક શુદ્ધ સામાજિક સંગઠનના સ્વરૂપમાં પણ ચાર્તુવર્ણ ધૃણાસ્પદ અને તિરસ્કાર પાત્ર છે. ઉત્પાદકોના સંગઠનના રૂપે પણ એનો તિરસ્કાર થવો જોઈએ. શ્રમવિભાજનની રીતે પણ ચાર્તુવર્ણ વ્યવસ્થા તદ્દન અસફળરહી છે. જો સંગઠનનું તે આદર્શ રૂપ જ હોય તો પછી હિંદુધર્મ એકસમાન હિતો નો મંચ શા માટે બની શક્યો નથી ? જો તેને ઉત્પાદનનું એક આદર્શ માળખું માનીએ તો, પછી

એવું કઈ રીતે બન્યું કે ઉત્પાદનની ટેકનીક આદિમાનવની ટેકનીકથી વિશેષ વિકસિત થઈ શકી નહીં. એને વહેંચણી આદર્શ વ્યવસ્થા માનવામાં આવે તો, તો પછી ધનની વહેંચણીમાં આટલી બધી અસમાનતા કેવી રીતે પેદા થઈ ? જ્યાં એકબાજુ અસિમિત સંપત્તિના ઢગલા થયા છે તો બીજી બાજુ અસીમિત ગરીબાઈની ખાઈ પેદા થયેલી છે.

પણ આ વિષયને હું આટલા સંક્ષેપમાં કહીને છોડી દેવા માગતો નથી. કારણ કે હું જાણું છું કે અનેક એવા હિંદુઓ છે જે જાતિ વ્યવસ્થાની ઉપયોગિતાનો દાવો કરે છે. અને આવી વ્યવસ્થાના નિર્માણને માટે જ નહીં પણ એને દૈવી માન્યતા પ્રદાન કરવા બદલ મનુની બુદ્ધિમાની તથા એના વિવેકની પ્રશંસા કરે છે. જાતિ વ્યવસ્થા અંગે આ પ્રકારનો દૃષ્ટિકોણ એટલા માટે બન્યો છે કે, જાતિના અલગ અલગ આયામો પર અલગ અલગ રીતે વિચાર કરવામાં આવ્યો છે.

જાતિની ઉપયોગિતા અને અનુપયોગિતાના પરિણામને ત્યારે જ નિશ્ચિત કરી શકાય, જ્યારે જાતિના વિવિધ પક્ષોનો સંયુક્ત રૂપે વિચાર કરવામાં આવે. સમસ્યા અંગે વિચાર કરવામાં આવે તો નીચે પ્રમાણેના નિષ્કર્ષો પ્રાપ્ત થાય છે.

(૧) જાતિને કારણે શ્રમિકોનું વિભાજન થાય છે.

(૨) જાતિને કારણે મનુષ્યની એના કાર્ય પ્રત્યે રુચિ રહેતી નથી.

(૩) જાતિને કારણે બુદ્ધિનો શારીરિક શ્રમ સાથે સંબંધ રહેતો નથી.

(૪) જાતિ મનુષ્યની પ્રમુખ રુચિને વિકસિત કરવાના એના અધિકારને નકારે છે. જેને કારણે તે નિર્જીવ બની જાય છે.

(૫) જાતિ સ્થાન પરિવર્તન ઉપર પ્રતિબંધ ફરમાવે છે.

જાતિ-વ્યવસ્થા કેવળ શ્રમનું વિભાજન નથી, તે તો શ્રમિકોનું પણ વિભાજન છે. નિઃસંદેહ સભ્ય સમાજમાં શ્રમનું વિભાજન આવશ્યક હોય છે. પણ કોઈ પણ સભ્ય સમાજમાં શ્રમ વિભાજનની સાથે શ્રમિકોનું અપરિવર્તનીય, અપ્રાકૃતિક વિભાજન કરવામાં આવતું નથી. જાતિપ્રથા માત્ર શ્રમિકોનું વિભાજન કરવાની જ પ્રથા નથી પણ તે શ્રમ વિભાજન કરતાં તદ્દન જુદા જ પ્રકારની વ્યવસ્થા છે. જેમાં શ્રમિકોનાં વિભાજની શ્રેણીઓ એક બીજા ઉપર નિર્ધારિત કરવામાં આવે છે. કોઈ પણ દેશમાં શ્રમના વિભાજનની સાથે સાથે શ્રમિકોને આ પ્રકારની અલગ અલગ શ્રેણીઓમાં વિભાજિત કરવામાં આવતા નથી. જાતિ વ્યવસ્થાના આ પાસા અંગે આલોચના કરવાનો એક ત્રીજો દૃષ્ટિકોણ પણ છે. શ્રમનું આ વિભાજન એની મેળે આપોઆપ થયેલું નથી અને નતો

તે કોઈ સ્વાભાવિક યોગ્યતાના આધારે નક્કી થયેલી છે. સામાજિક તથા વ્યક્તિગત કાર્યક્ષમતાને માટે એ આવશ્યક બની જાય છે કે, આપણે કોઈ પણ વ્યક્તિને નિપૂણ બનાવીએ, જેથી તે પોતાના જીવન-વ્યવસાયની પસંદગી કરી શકે અને એને દૃઢ બનાવી શકે. જાતિ-વ્યવસ્થામાં આ સિદ્ધાંતનું ઉલ્લંઘન થાય છે, કારણ કે કોઈ પણ વ્યક્તિનું કાર્ય એના જન્મ પહેલાંથી જ નક્કી થઈ જતું હોય છે. એની પસંદગી એની યોગ્યતાના આધાર પર થતી નથી, પણ એના માતા-પિતાના સામાજિક સ્તર પર આધારિત થાય છે. એક અન્ય દૃષ્ટિકોણથી જોઈએ તો વ્યવસાયોનાં ક્રમિક વર્ગીકરણની વ્યવસ્થા - જે જાતિ વ્યવસ્થાનું સીધું પરિણામ છે - તે વાસ્તવિક રીતે જ હાનિકારક છે. ઉદ્યોગ ક્યારેય સ્થિર રહેતો હોતો નથી. એમાં તીવ્ર અને આકસ્મિક પરિવર્તનો થતાં રહે છે. આ પરિવર્તનોની સાથે સાથે વ્યક્તિને પણ પોતાનો વ્યવસાય બદલવાની છૂટ મળવી જ જોઈએ. બદલાયેલા સંજોગોમાં જો તેને પોતાને બદલવાની છૂટ ન મળી હોય તો એને માટે પોતાની આજીવિકા મેળવવાનું અસંભવ બની જાય જશે. પણ જાતિ વ્યવસ્થા હિંદુજનોને એવો વ્યવસાય કરવાની છૂટ આપતો નથી, જે વંશપરંપરાના અનુસાર મુજબનો ના હોય. જો કોઈ હિંદુને આપણે એની જાતિ માટે નિર્ધારિત વ્યવસાયને બદલે કોઈ એવો વ્યવસાય અપનાવવાને બદલે ભૂખે મરતો જોઈએ છીએ તો એનું કારણ આપણને જાતિ વ્યવસ્થામાંથી જ મળી રહે છે. વ્યવસાયોમાં પરિવર્તન કરવાની અનુમતિ નહીં આપવાને કારણે જ વર્તમાન બેરોજગારીને માટે સીધી રીતે જાતિવ્યવસ્થા જ જવાબદાર છે.

શ્રમ વિભાજનની બાબતમાં જાતિ વ્યવસ્થાનો એક બીજો પણ ગંભીર દોષ છે. જાતિ વ્યવસ્થાએ શ્રમનું જે વિભાજન કર્યું છે તે પસંદગીના અધિકાર પર આધારિત નથી. તે પૂર્ણપણે ભાગ્યના સિદ્ધાંત પર આધારિત છે.

સામાજિક કાર્યકુશળતા પર જો આપણે વિચાર કરીએ તો આપણે એ વાતનો સ્વીકાર કરવો પડશે કે, કોઈ પણ ઔદ્યોગિક વ્યવસ્થામાં ગરીબી અને દુઃખની આટલી બધી કરુણતા જોવા નહીં મળે જેટલી કે જાતિવ્યવસ્થામાં છે. જાતિપ્રથાએ લોકોને એવો વ્યવસાય કરવા માટે મજબૂર કર્યા છે જેમાં એમની કોઈ રુચિ હોતી નથી. આ પ્રકારના અરુચિકર વ્યવસાયો એમનામાં નિરંતર ઘૃણા, હીનભાવના તથા કાર્યથી દૂર ભાગવાની પ્રવૃત્તિ ઉત્પન્ન કરે છે.

ભારતમાં એવા અનેક વ્યવસાયો છે, જેને હિંદુઓ હીનસ્તરનો વ્યવસાય માને છે અને જેને કારણે એવો વ્યવસાય કરનારા લોકો પ્રત્યે ઘૃણા કરવા

માટે ઉશ્કેરે છે. જે લોકોને મજબૂરીથી આ વ્યવસાય કરવો પડે છે તેઓમાં નિરંતર એનાથી છટકી જવાની ઇચ્છા પેદા થાય છે એનું મુખ્ય કારણ એટલું જ છે કે, જે લોકો આ પ્રકારના વ્યવસાયોનું અનુકરણ એવા કાર્ય કરવા માટે મજબૂર કરવામાં આવે છે, જેથી તેમના મનમાં વિફળતાની લાગણી પેદા થાય છે.

જાતિ વ્યવસ્થાએ બીજી હાનિ એ કરી છે કે, એણે બુદ્ધિનો કાર્ય સાથેનો સંબંધ તોડી નાખ્યો છે અને શ્રમ પ્રત્યે એક પ્રકારની ધૃણાની લાગણી પેદા કરી છે. જાતિનો સિદ્ધાંત એ છે કે, બ્રાહ્મણ - જેને બુદ્ધિનો વિકાસ કરવાની અનુમતિ છે, એને શ્રમ કરવાની અનુમતિ નથી. વસ્તુત: એને તો શ્રમ કરવાની વાતને જ હીન માનવાનું શિક્ષણ આપવામાં આવે છે. અને શુદ્રને શ્રમ કરવાની અનુમતિ છે. પરંતુ બુદ્ધિનો વિકાસ કરવાની અનુમતિ એને આપવામાં આવી નથી. આ યોજનાનું જે ભયંકર પરિણામ આવ્યું એનું ચિત્રણ આર.સી. દત્તાએ ઉત્તમ રીતે કર્યું છે.

"જાતિ મનુષ્યને નિર્જીવ બનાવે છે. તે મનુષ્યને નિષ્ફળ બનાવવાની પ્રક્રિયા છે. શિક્ષણ, પરિશ્રમ અને સંપત્તિ તમામને માટે આવશ્યક છે. જો મનુષ્ય એક સ્વતંત્ર અને પરિપૂર્ણ માનવ બનવા માગે તો સંપત્તિ અને પરિશ્રમ અને શિક્ષણ તેને માટે આવશ્યક છે. સંપત્તિ અને પરિશ્રમ વિના શિક્ષણ સંભવ નથી. એવી જ રીતે શિક્ષણ વિના સંપત્તિ અને પરિશ્રમ સંભવ નથી. તથા શિક્ષણ અને પરિશ્રમ વિના સંપત્તિનું હોવાનું વ્યર્થ છે. પ્રત્યેક વ્યક્તિને માટે આમાંથી દરેકે દરેક વસ્તુ આવશ્યક છે અને મનુષ્ય માત્રના વિકાસ માટે પણ આવશ્યક છે.

બ્રાહ્મણે જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ. ક્ષત્રિયે શસ્ત્ર ચલાવવા માટે શિક્ષણ લેવું જોઈએ. વૈશ્યોએ વેપાર કરવો જોઈએ અને શુદ્રોએ સેવા કરવી જોઈએ - આ બધું - પરિવારમાં પરસ્પરતા પરની નિર્ભરતાનો જે સિદ્ધાંત છે એ રૂપમાં પ્રસ્તુત કર્યો છે.

એક એવો પ્રશ્ન જરૂરથી પૂછી શકાય કે શુદ્રે ધન શા માટે એકઠું કરવું જોઈએ ? કારણ કે બાકીની ત્રણે ય વર્ણો એને મદદ કરવા માટે તૈયાર જ છે. શુદ્રને શિક્ષણ પ્રાપ્ત કરવાની જરૂરિયાત ક્યાં છે ? જ્યારે જરૂર પડે ત્યારે લખવા-વાંચવા માટે બ્રાહ્મણ તૈયાર જ છે. અને એ જ પ્રમાણે એને શસ્ત્રો રાખવાની આવશ્યકતા જ ક્યાં છે. કારણ કે રક્ષણ કરવા માટે તો ક્ષત્રિય તૈયાર જ છે.

જો ચાર્તુવર્ણનો સિદ્ધાંત આ અર્થમાં કોઈ સમજાવતું હોય તો એનો અર્થ એટલો જ થયો કે શુદ્રે હંમેશાં રક્ષિત રહેવાનું છે. અને બાકીની ત્રણેય વર્ણો એના રક્ષક તરીકેનું કર્તવ્ય નીભાવતી રહેશે. આ પ્રકારનો અર્થ લગાડીએ તો તે લાલચમાં પાડી નાખનારો સિદ્ધાંત બની જાય.

ચાર્તુવર્ણની પાછળ આ જ એક સાચો દૃષ્ટિકોણ છે એવું જાણવા છતાં મને એવું લાગે છે કે, તે ખુદ એક પરિપૂર્ણ વ્યવસ્થા તો છે જ નહીં અને છળ-કપટ અને બદઈરાદાથી મુક્ત હોય એવું પણ નથી.

સવાલ એ છે કે, જો બ્રાહ્મણ જ્ઞાન પ્રાપ્ત કરવામાં, ક્ષત્રિય સૈનિક બનવામાં અને વૈશ્ય વ્યવસાય કરવામાં અસફળ થઈ જાય, ત્યારે કેવી સ્થિતિ ઉત્પન્ન થશે ?

એ સિવાય પણ જો તેઓ પોતાનું નિર્ધારિત કાર્ય કરતા જ હોય, પરંતુ શુદ્ર પ્રત્યે અથવા એક બીજા પ્રત્યે નિર્ધારિત કરેલા કર્મો પ્રમાણે કર્તવ્યોનું પાલન ન કરે, ત્યારે પણ કેવી સ્થિતિ ઉત્પન્ન થશે ?

અથવા ઉપલી ત્રણેય વર્ણો શુદ્રોની ન્યાયોચિત વાતનો ઈન્કાર કરી દે અને સહાયતા આપવાની ના પાડી દે, અથવા તો એનું દમન કરવા માટે એકત્રીત થઈ જાય, તો એની કેવી ભયાનક સ્થિતિ થશે ? ત્યારે શુદ્રોના હિતોનું રક્ષણ કોણ કરશે ? અને આ સંદર્ભમાં વૈશ્ય અથવા ક્ષત્રિયના હિતોની રક્ષા કોણ કરશે જ્યારે એમની સરળતાનો ગેરલાભ લેવાનો પ્રયાસ બ્રાહ્મણો કરશે ? શુદ્રની અથવા આ ક્રમમાં બ્રાહ્મણ અને વૈશ્યની રક્ષા - જો ક્ષત્રિયો ન કરે અથવા એમના અધિકારને છીનવી લેવાનો પ્રયાસ કરે તો આ ત્રણેય વર્ગોએ શું કરવાનું ?

એક વર્ગની બીજા વર્ગ પરની નિર્ભરતાને આપણે ટાળી શકીએ નહીં. એટલું જ નહીં એક વર્ગ પર બીજા વર્ગને નિર્ભર રહેવાની ક્યારેક ક્યારેક અનુમતિ પણ આપવી પડે છે. પરંતુ એક વ્યક્તિને બીજી વ્યક્તિ ઉપરની તમામ આવશ્યક જરૂરિયાતો માટે કાયમી નિર્ભર શા માટે રાખવો જોઈએ ? શિક્ષણ પ્રત્યેક વ્યક્તિને મળવું જોઈએ. પોતાનું રક્ષણ કરવાનાં સાધનો પ્રત્યેક વ્યક્તિ પાસે હોવાં જોઈએ. પોતાના સ્વરક્ષણ માટે પ્રત્યેક મનુષ્યની આ અત્યંત મહત્ત્વપૂર્ણ જરૂરતો છે. એનો પડોશી શિક્ષિત અને શસ્ત્રધારી છે, એ વાત તે વ્યક્તિને માટે, જે સ્વયં અશિક્ષિત અને નિઃશસ્ત્ર છે, તેને કઈ રીતે ઉપયોગી થઈ શકે ?

આ સિદ્ધાંત જ સંપૂર્ણપણે નિરર્થક છે. આ કેટલાક એવા પ્રશ્નો છે

જેના અંગે ચાર્તુવર્ણોનું સમર્થન કરનારાઓ એ ક્યારેય વિચાર્યું જ નથી. અને એના અંગેની કોઈ ચિંતા એમને છે જ નહીં.

ચાર્તુવર્ણની ભિન્ન ભિન્ન વર્ગોમાં રક્ષિત અને રક્ષકનો સિદ્ધાંત સમાયેલો છે. એ વાત જાણવા છતાં આપણે સ્વીકારવું પડે કે, જો રક્ષક બુરાં કામો કરે તો રક્ષણ માટેનો બીજો કોઈ પ્રબંધ આ વ્યવસ્થામાં રાખવામાં આવ્યો નથી એટલે રક્ષિત વ્યક્તિઓના હિતોની હાનિ થવાની જ છે.

ચાર્તુવર્ણની વાસ્તવિક મૂળ ભાવનામાં રક્ષિત અને રક્ષકનો મૂળ સંબંધ હોય કે ના હોય, પરંતું એ વાતમાં તો કોઈ સંદેહ છે જ નહીં કે વ્યવહારમાં આ સંબંધ માલિક અને નોકરનો જ સંબંધ હોય છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય આ ત્રણેય વર્ણ જો કે પોતપોતાના પારસ્પરિક સંબંધોથી સંતુષ્ટ ન હોય પરંતુ એમણે અંદરો અંદર સમજૂતી કરી જ લીધી છે. બ્રાહ્મણોએ ક્ષત્રિયોની પ્રશંસા કરી અને બન્નેએ વૈશ્યને પણ સંતોષથી જીવવા દીધો છે, જેથી વૈશ્ય એમની પર નિર્ભર રહીને પોતાનું જીવન વ્યતિત કરી શકે. પણ ત્રણેય વર્ણો શુદ્રોનું દમન કરવા માટેની વાતમાં તો સંમત હતા જ. એને સંપત્તિ પ્રાપ્ત કરવાની અનુમતિ આપવામાં આવી નહીં, જેથી તે ત્રણેય વર્ગોથી ક્યારેય સ્વતંત્ર બની શકે નહીં. એને જ્ઞાન અર્જિત કરવાની મનાઈ કરવામાં આવી જેથી તે પોતાના હિતોના રક્ષણ કરવા માટે સતર્ક રહે જ નહીં. એને શસ્ત્ર ધારણ કરવાની મનાઈ ફરમાવી એટલા માટે કે ત્રણેય વર્ણો વિરુદ્ધ તે વિદ્રોહ કરી શકે નહીં.

શુદ્રોની સાથે આ ત્રણેય વર્ગોએ કેવો વ્યવહાર કર્યો એ વાત આપણને મનુના આ વિધાન પરથી મળી શકે તેમ છે. સામાજિક અધિકારોને લાગે વળગે છે ત્યાં સુધી મનુએ બનાવેલા કાયદા-કાનૂનોથી અધિક કુખ્યાત અન્ય બીજા કોઈના કાયદા-કાનૂનો નથી. કોઈ પણ સ્થળ-કાળનો સામાજિક અન્યાય મનુએ રચેલા અન્યાયી કાયદા કાનૂન સમક્ષ ફીક્કાફસ્સ લાગે છે. જે સામાજિક બુરાઈઓની નીચે શુદ્રો પર અત્યાચારોમાં ગુજારવામાં આવ્યા એને અગણિત લોકોએ શા માટે સહન કર્યા ? દુનિયાના બીજા દેશોમાં સામાજિક ક્રાંતિઓ થઈ ગઈ, પણ ભારતમાં સામાજિક ક્રાંતિઓ કેમ થઈ નથી ? એ પ્રશ્ન અંગે હું હંમેશાં ચિંતિત રહ્યો છું. આ પ્રશ્નનો હું એકમાત્ર ઉત્તર એટલો જ આપી શકું તેમ છું. કે તેનું કારણ ચાર્તુવર્ણ વ્યવસ્થા છે. જેના કારણે હિંદુ સમાજના નીચલા સ્તરે જીવતા લોકોને કોઈ પણ પ્રકારની પ્રત્યક્ષ વૃત્તિને માટે પૂર્ણરૂપથી અયોગ્ય બનાવી દીધા છે. તે ધારણ કરી શકતા નથી અને શસ્ત્ર ધારણ કર્યા વિના વિદ્રોહ કરી શકાતો નથી.

શુદ્રો તમામ હળ ચલાવનારા હતા અને આપણે કહી શકીએ તેમ છીએ કે તેમને હળ ચલાવવા માટે મજબૂર કરવામાં આવ્યા હતા અને પોતાનાં હળને તલવારમાં બદલવાની અનુમતિ એમને મળી નહોતી. એમની પાસે બંદૂકો નહોતી. એટલે પોતાનાં હળો ઉપર બેસી રહેવા સિવાય એમની પાસે વિકલ્પ નહોતો. તે બધા હળ ઉપર જ બેસી રહ્યા.

ચાર્તુવર્ણને કારણે એમને શિક્ષણ ન મળ્યું. પોતાની મુક્તિ માટે ન તો એમણે વિચાર કર્યો અથવા મુક્તિ મેળવવા માટેની જાણકારી પણ શિક્ષણના અભાવે એમને મળી નહોતી. એટલે સ્થાયી ગુલામી માટે એમણે પોતાની જાતને મનાવી લીધી અને એનાથી સંતોષ મેળવ્યો. અને આ ગુલામીને જ નિયતિ માની લીધી. અને એનાથી એ ક્યારેય અલગ થઈ શક્યા નહીં.

એ વાતનો ઈન્કાર નથી કે યુરોપમાં બળવાન લોકોએ પણ શોષણ કર્યું છે. એમણે કમજોર લોકોનું શોષણ કર્યું છે. પરંતુ યુરોપમાં સબળ લોકોએ દુર્બળ લોકોને આટલી નિર્લજ્જતાપૂર્વક પોતાના શોષણ વિરુદ્ધ નિર્બળોને અસહાય અને નિરાધાર તો બનાવ્યા જ નથી, જેટલું ભારતમાં હિંદુઓના મામલામાં આપણને જોવા મળે છે.

સબળ અને દુર્બળ વચ્ચેનો સંઘર્ષ ભારત કરતાં યુરોપમાં વધારે તીવ્રતાથી ચાલ્યો છે. અને વિશેષ નોંધપાત્ર બાબત એ છે કે નિર્બળ માણસ પણ શસ્ત્ર ધારણ કરવાનો સ્વાભાવિક અધિકાર ધરાવે છે. એમને મત આપવાનો અધિકાર છે અને શિક્ષણ પ્રાપ્ત કરવાને કારણે નૈતિક અધિક્કર પણ મળેલો છે. યુરોપના બળવાનોએ નિર્બળો પાસેથી આ ત્રણ અધિકારો ક્યારેય છીનવ્યા નથી. આ ત્રણ અધિકારો બુનિયાદી રીતે મુક્તિ માટેના અધિકારો છે. ભારતમાં ચાર્તુવર્ણ વ્યવસ્થાથી આ ત્રણે ય અધિકારો નિર્બળ લોકો પાસેથી ઝૂંટવી લીધા છે એટલે ચાર્તુવર્ણ વ્યવસ્થાથી અધિક નીચ એવું બીજું કોઈ સામાજિક સંગઠન હોઈ શકે ખરું ? આ વ્યવસ્થા તો લોકોને કોઈ પણ કલ્યાણકારી કાર્ય કરવાને માટે નિર્જીવ તથા અપંગ બનાવી દેનારી છે. આ વિધાન કરવામાં કોઈ અતિશયોક્તિ નથી ઇતિહાસમાં આ બાબતનાં અસંખ્ય ઉદાહરણો ઉપલબ્ધ છે.

ભારતીય ઇતિહાસમાં એક માત્ર સમય એવો છે જેને સ્વંત્રતા અને મહાનતા તથા ભવ્યતાના પ્રતિક સમો ગણી શકાય તેમ છે - તે સમય છે મૌર્યયુગ. એ સિવાયની તમામ અવધિઓમાં દેશને પરાભવ અને અંધકારના યુગમાંથી પસાર થવું પડ્યું છે. પરંતુ મૌર્યકાળ ખંડ એક એવો સમય તો જેમાં ચાર્તુવર્ણના બંધનો મહદ્અંશે નિર્મૂલ થઈ ગયાં હતાં. જ્યારે શુદ્રો - જે પ્રશ્નનો મહત્ત્વનો ભાગ હતો તે આત્મનિર્ભર થઈ ગયો હતો. અને દેશની શાસકવર્ગ બની ગયો હતો. બીજા સમય ખંડોમાં ચાર્તુવર્ણ ફૂલી ફાલી અને દેશના લોકોનો એક મોટો સમૂહ લાચાર જીવન જીવવા મજબૂર બન્યો. તે

સમય પરાભવ અને અંધકારનો સમય હતો.

જાતિને કારણે પરિવર્તનશીલતા અટકી જાય છે. ક્યારેક ક્યારેક એવો સમય પણ આવે છે કે, જ્યારે સમાજને કોઈક કટોકટીની સ્થિતિથી પોતાને બચાવવા માટે પોતનાં તમામ સાધનો એક સ્થાનથી હઠાવીને બીજાં સ્થાને લઈ જવાં અનિવાર્ય બને છે. ઉદાહરણ રૂપે જ્યારે યુદ્ધ જેવું સંકટ ઊભું થાય છે ત્યારે સમાજનાં તમામ સાધનો સૈનિક કાર્યવાહી માટે સ્થાનાંતરિત કરવાં પડે છે. અને એવા સમયે તેની આવશ્યકતા પણ હોય છે. પ્રત્યેક માણસ યુદ્ધ લડે એ જરૂરી બની જાય છે - પ્રત્યેક વ્યક્તિએ સૈનિક બની જવું જોઈએ. પણ શું જાતિના સિદ્ધાંત પ્રમાણે આવી સ્થિતિનું નિર્માણ થવું શક્ય છે ? એનો સ્પષ્ટ જવાબ છે કે એવું સંભવ નથી. ભારતીય ઇતિહાસમાં પરાભવની જે પરંપરા વિકસી છે. એને માટે જાતિપ્રથા જ જવાબદાર છે. જાતિપ્રથા સર્વ સાધારણ મનુષ્યોની ગતિશીલતાને રોકવાનું કારણ બને છે, અથવા તો માત્ર ક્ષત્રિયો જ લડે એવી અપેક્ષા રાખવામાં આવે છે. શેષ, બ્રાહ્મણ અને વૈશ્યોએ શસ્ત્રો ધારણ કર્યા જ નહોતાં અને શુદ્રો - જે વિશાળ જન સંખ્યા ધરાવતા હતા તેમને તો શસ્ત્ર ધારણ કરવાની અધિકાર જ નહોતો. એનું સ્વાભાવિક પરિણામ એવું જ આવે કે જ્યારે ક્ષત્રિયોનો એક નાનકડો વર્ગ કોઈ વિદેશી શત્રુ દ્વારા પરાજિત થઈ જાય, ત્યારે આખો દેશ શત્રુઓના ચરણોમાં ચાલ્યો જાય એટલે સુધી કે પ્રતિકારને માટે પણ દેશ લાયક રહેતો નથી.

ભારતીય યુદ્ધ અધિકતર તો કેવળ એકલ યુદ્ધો કે સંઘર્ષો જ રહેતા હતા. આવું એટલા માટે બનતું હતું કે, જ્યારે ક્ષત્રિયો હારી જતા ત્યારે બધું જ સમાપ્ત થઈ જતું.

આખરે આવું શા માટે બનતું હતું ? આ પ્રશ્નનો સીધો સાદો જવાબ એટલો જ છે કે, સમાજમાં સર્વસાધારણ જનતાની ગતિશીલતાને ચાર્તુવર્ણે માન્યતા જ આપી ન હોતી. અને જાતિપ્રથાનો આ સિદ્ધાંત લોકોની માનસિકતામાં ઊંડે સુધી વણાઈ ગયો હતો.

જો ઉપરોક્ત નિષ્કર્ષ સાચો હોય, ત્યારે એવા દર્શન અથવા તત્ત્વજ્ઞાનને જો સમાજના અલગ અલગ ટુકડાઓમાં વહેંચવામાં આવે, જે કાર્યને રુચિથી અલગ પાડતા હોય, જે માણસના વાસ્તવિક અધિકારીને નષ્ટ કરતા હોય અને જે કટોકટીની પળે સમાજને સુરક્ષિત કરવાનાં સાધનોને ગતિશીલ બનાવવાના માર્ગમાં અવરોધો પેદા કરે એવું તત્ત્વજ્ઞાન સામાજિક ઉપયોગિતા (social utility)ની કસોટી પર સફળ છે એવું કહી શકાય ખરું ? એટલે હિંદુધર્મનું તત્ત્વજ્ઞાન •સામાજિક ઉપયોગીતાના દૃષ્ટિકોણથી અને વ્યક્તિગત ન્યાયની કસોટી પર ઉચિત સાબિત થતું નથી.

## ભાગ-૫

મારા વિશ્લેષણના તારણો એટલા બધા ચોંકાવનારા છે કે અનેક લોકોને આશ્ચર્ય થશે. કેટલાક લોકો એમ પણ કહેશે કે, જો તારણો આટલા બધા અજુગતાં હોય તો જરૂરથી હિંદુત્વની ફિલસુફીના આ વિશ્લેષણમાં જ કંઈકને કંઈક દોષ અવશ્ય હશે ! મારા વાંધાઓનો જવાબ એમણે આપવો જ જોઈએ. જે લોકો મારા આ વિશ્લેષણનો સ્વીકાર કરવાનો ઈન્કાર કરે છે એમના માટે હું એટલું જ કહેવા માગું છું કે, એવા લોકોને મારું વિશ્લેષણ એટલા જ માટે વિચિત્ર લાગે છે કે, એવા લોકોએ હિંદુધર્મ દર્શન અંગે જે ધારણાઓ બાંધી રાખી છે તે સાચી નથી. જો તેમણે સાચી રીતે અભ્યાસ કર્યો હોય તો મારાં તારણો અંગે એમને કશું જ અજુગતું લાગશે નહીં.

આ વાત એટલી મહત્ત્વની છે કે, મારે એને સ્પષ્ટ કરવા માટે અહીં જ રોકાઈ જવું જોઈએ.

ધાર્મિક ક્રાંતિ અંગેનું આ પૂર્વે મેં જે વિશ્લેષણ કર્યું હતું એ વાતને ધ્યાનમાં રાખવી પડશે. એ વિશ્લેષણથી સ્પષ્ટ થયું હતું કે, માનવીય સમાજમાં દૈવી પ્રશાસન (Divine Governance)ના રૂપમાં ધાર્મિક આદર્શો (Religious ideals)બે પ્રકારનાં હોય છે. એક એવો પ્રકાર જેમાં સમાજ કેન્દ્ર બિંદુએ હોય છે, અને બીજો એવો જેમાં વ્યક્તિ કેન્દ્ર બિંદુએ હોય છે.

આ વિશ્લેષણથી એવું પણ સ્પષ્ટ કર્યું હતું કે, પહેલા પ્રકારના આદર્શમાં (જેમાં સમાજ કેન્દ્ર બિંદુએ હોય છે) શું સારું છે અને શું સાચું છે એની કસોટી નૈતિકતાની વ્યવસ્થા સાથે છે અને નૈતિકતાને માપવાની કસોટી છે ઉપયોગીતા (utility).

બીજા પ્રકારના આદર્શમાં (જેમાં વ્યક્તિ કેન્દ્ર બિંદુએ હોય છે) તેની કસોટી ન્યાય (Justice)છે.

હવે હિંદુધર્મનું તત્ત્વજ્ઞાન ન તો ઉપયોગિતા (utility)ની કસોટીએ કે ન તો ન્યાય (Justice)ની કસોટીનો ઉત્તર આપી શકે છે. એનું કારણ એટલું જ છે કે, હિંદુધર્મમાં માનવ સમાજના દૈવી શાસનનો ધાર્મિક આદર્શ એક એવો આદર્શ છે, જે સ્વયં એક વર્ગની અંતર્ગત આવે છે. આ એક એવો આદર્શ છે. જેમાં વ્યક્તિ કેન્દ્રની પરિધિમાં નથી. આદર્શનું કેન્દ્ર બિંદુ નથી તો સમાજ કે નથી તો વ્યક્તિ. એનું કેન્દ્રબિંદુ તો છે એક વિશિષ્ટ વર્ગ - મહામાનવોનો વર્ગ જેને બ્રાહ્મણો કહેવામાં આવે છે.

જે લોકો આ મહત્ત્વપૂર્ણ પરંતુ વિદ્વંશક સત્યતાને ધ્યાનમાં રાખશે, તેઓ એ વાત પણ સમજી શકશે કે, હિંદુધર્મના દર્શનની પ્રસ્થાપના વ્યક્તિગત ન્યાય (Individual Justice)અથવા સામાજિક ઉપયોગિતા (social utility)પર કેમ નથી ? હિંદુ ધર્મના તત્ત્વજ્ઞાનની સ્થાપના તો સંપૂર્ણ રીતે એક તદ્દન અલગ તત્ત્વના આધારે કરવામાં આવી છે. શું યોગ્ય છે અને શું ઉત્તમ છે એનો એક વિચિત્ર ઉત્તર હિંદુધર્મમાં મળે છે.

હિંદુધર્મ અનુસાર યોગ્ય અને ઉત્તમ કાર્ય તે જ છે જે આ મહામાનવોના (superman)વર્ગને - એટલે કે બ્રાહ્મણોના હિતોની રક્ષા કરતો હોય !

ઓસ્કર વાઈલ્ડે કહ્યું છે કે, સુબોધનો (Intelligible)મતલબ તો એટલો જ છે કે ઓળખાઈ જવું (To be found out)મનુને 'કોઈ સમજી જશે' એનો ભય નથી અને એમને ઓળખી કઢાશે એની શરમ પણ નથી. મનુએ એવી કોઈ તક જ રહેવા દીધી નથી કે કોઈ એની શોધ શરૂ કરે. તે પોતાના વિચારો ગેય મંત્રોમાં વ્યક્ત કરે છે કે કોણ મહામાનવ (superman)છે. અને કોઈ પણ વાત જે આ મહામાનવોના હિતોની રક્ષા કરતી હોય, એને જ યોગ્ય (right)અને સારી (good) કહી શકાય. હું આ બાબત અંગે મનુના કેટલાક કથનોનો ઉલ્લેખ કરવા ચાહું છું.

૧૦:૩ જાતિની વિશિષ્ટતાથી, ઉત્પત્તિ સ્થાનની શ્રેષ્ઠતાથી, અધ્યયન અને વ્યાખ્યાન વગેરે દ્વારા નિયમોને ધારણ કરવાથી અને યજ્ઞોપવિત - સંસ્કાર વગેરેની શ્રેષ્ઠતામાં બ્રાહ્મણ જ બધી વર્ણોનો સ્વામી છે.

૧:૯૩ બ્રહ્માના મુખમાંથી ઉત્પન્ન થવાને કારણે જ્યેષ્ઠ બનેલા અને વેદને ધારણ કરવાથી ધર્માનુસાર બ્રાહ્મણ જ સંપૂર્ણ સૃષ્ટિનો સ્વામી છે.

૧:૯૪ સ્વયંભૂ આ બ્રહ્માએ (યજ્ઞ)નું હવ્ય અને કવ્યને પહોંચાડવા માટે સંપૂર્ણ સૃષ્ટિની રક્ષાને માટે તપસ્યા કરીને સર્વપ્રથમ બ્રાહ્મણને જ પોતાના મુખમાંથી ઉત્પન્ન કર્યો.

૧:૯૫ બ્રાહ્મણના મુખમાંથી દેવતાઓ હવ્યને અને પિતૃઓ કવ્યને ખાય છે. એટલે જ બ્રાહ્મણથી અધિક શ્રેષ્ઠ બીજું પ્રાણી કોઈ હોઈ શકે ?

૧:૯૬ સૃષ્ટિમાં સૌથી સારા પ્રાણીઓ છે અને પ્રાણીઓમાં સૌથી સારા તે છે જે પોતાની બુદ્ધિથી જીવિકા પ્રાપ્ત કરે છે અને બુદ્ધિશાળીઓમાં માનવી અને માનવીઓમાં બ્રાહ્મણ.

બ્રાહ્મણ પ્રથમ શ્રેણીનો મનુષ્ય છે કારણ કે ઈશ્વરે એને દેવતાઓની તથા પિતૃઓની આત્માઓને આહુતિ આપવા માટે પોતાના મુખમાંથી નિર્મિત કર્યો છે. આ ઉપરાંત બ્રાહ્મણની શ્રેષ્ઠતાનાં મનુએ બીજાં કારણો પણ બતાવ્યાં છે. એમનું કહેવું છે કે,

૧:૯૮ બ્રાહ્મણનો જન્મ પવિત્ર નિયમનો અવતાર છે. તેનો જન્મ પવિત્ર નિયમોનું પાલન કરવા માટે થયો છે. ધર્મને માટે પેદા થયેલો બ્રાહ્મણ

મોક્ષ લાભને યોગ્ય છે.

૧:૯૯ બ્રાહ્મણ આ ધરતી ઉપર સૌથી શ્રેષ્ઠ હોય છે. અને તે સૌનો સ્વામી છે. અને તેનો જન્મ કાયદાની સલામતી માટે છે.

૧:૧૦૧ બ્રાહ્મણ પોતાનું ભોજન ખાય છે, પોતાનો સ્વાંગ પહેરે છે પોતાને જ દાન આપે છે બીજા લોકો બ્રાહ્મણની દયા અને ધન ઉપર જીવિત છે.

મનુના મત અનુસાર

૨:૧૦૦ વિશ્વભરમાં જે કંઈ છે તે બધું જ બ્રાહ્મણની સંપત્તિ છે પોતાના સર્વશ્રેષ્ઠ જન્મને કારણે જ બ્રાહ્મણ આ બધાને માટે પાત્ર છે.

મનુએ નિર્દેશ આપ્યો છે.

૭:૩૭ રાજાએ વહેલી સવારે ઊઠીને બ્રાહ્મણની પૂજા કરવી જોઈએ. બ્રાહ્મણો બધા વેદોના જ્ઞાનથી સુશોભિત છે. અને રાજનીતિના વિદ્વાન હોવાથી એની સલાહ અનુસાર વર્તવું જોઈએ.

૭:૩૮ વૃદ્ધ બ્રાહ્મણો જે વેદને જાણે છે અને પવિત્ર છે એવાઓની રાજાએ પૂજા કરવી.

૭:૩૯ રાજાએ નિરંતર બ્રાહ્મણ પ્રત્યે આદર વ્યક્ત કરવો જોઈએ. જે બ્રાહ્મણો વયોવૃદ્ધ છે. અને જ્ઞાનવૃદ્ધ છે. જે વેદોના જાણકાર છે જે મન અને વચનથી પવિત્ર છે. જે આવા વયોવૃદ્ધોને સન્માન આપે છે એનું સન્માન તો નિર્દય રાક્ષસો પણ કરશે.

૯:૩૧૩ ભલેને ગમે તેટલા પૈસાની તંગી હોય, રાજાએ બ્રાહ્મણોની સંપત્તિ છીનવીને એને ક્રોધિત કરવો ન જોઈએ, કારણ કે જો તે ક્રોધિત થઈ જાય તો તુરંત જ તપસ્યાથી શ્રાપ દઈને રાજાની સેના, હાથી, ઘોડા અને રથનો નાશ કરી શકે છે.

૧૧:૩૫ : શાસ્ત્રોક્ત કર્મો કરનારો, પુત્ર શિષ્યાદિનું શાસન કરનારો પ્રાયશ્ચિત ઇત્યાદિ વિધિઓ કરનારો બ્રાહ્મણ સૌના મિત્ર રૂપ હોય છે. એટલે એને અશુભ વચન તથા અપ્રસન્ન કરનાર વાણીનો ઉપયોગ કરવો જોઈએ નહીં.

૧૦:૧૨૨ પરંતુ સ્વર્ગ પ્રાપ્તિની ઇચ્છાથી અથવા આ જન્મમાં તથા અગાઉના જન્મના ઉદ્દેશથી શુદ્રે બ્રાહ્મણની સેવા કરવીજોઈએ. કારણ કે જે બ્રાહ્મણનો સેવક ગણાય છે એને તમામ સુખ-શાંતિ પ્રાપ્ત થાય છે.

૧૦:૧૨૩ શુદ્રે બ્રાહ્મણની સેવા કરવી, એ જ એને માટેનો ઉત્તમ વ્યવસાય છે કારણ કે એના સિવાય તે જે પણ કંઈ કરે છે એનાથી એને કોઈ

પણ પ્રકારની ફળ પ્રાપ્તિ થતી નથી.

મનુ આટલેથી અટકતા નથી પણ આગળ વધીને કહે છે.

૧૦:૧૨૯ ધન સંચય કરવાની સ્થિતિમાં હોય, તો પણ (શુદ્ર) એવું ન કરે, કારણ કે જો શુદ્ર ધન સંચય કરવા માંડે, તો તે બ્રાહ્મણને દુઃખ પહોંચાડે છે.

મનુના ઉપરોક્ત વિધાનોથી હિંદુધર્મના દર્શનનું સાચે સાચું રૂપ સ્પષ્ટ થઈ જાય છે. હિંદુધર્મ મહામાનવ (બ્રાહ્મણ)નો ધર્મ છે અને તે એવું શીખવે છે કે જે વાત મહામાનવ માટે ઉચિત છે તે જ નૈતિક દૃષ્ટિએ સાચી અને યોગ્ય છે.

શું આની સરખાણીમાં મૂકી શકાય એવું બીજું કોઈ તત્ત્વજ્ઞાન છે ? મને તો એવું બતાવવામાં પણ ઘૃણા ઉપજે છે. હિંદુધર્મ દર્શનને સમાનાંતર કેવળ નિત્શેના જ વિચારો જોવા મળે છે. - નાઝીવાદ. આ સૂચનથી હિંદુઓ ક્રોધિત થઈ શકે તેમ છે. એ સ્વાભાવિક પણ છે કારણ કે નિત્શેના તત્ત્વજ્ઞાનની ભારે ઉપેક્ષા કરવામાં આવે છે. એ તત્ત્વજ્ઞાન ક્યારે ય વિકસ્યું નથી. એના પોતાના જ શબ્દો છે કે, "એને ક્યારેક ક્યારેક મોટા-મોટા અમીરો, સામંતોનો દાર્શનિક કહેવામાં આવે છે, તો ક્યારેક વળી એમને ધુત્કારી કાઢવામાં આવે છે. ક્યારેક એમને દયાપાત્ર માનવામાં આવે છે અને ક્યારેક અમાનવીય માનીને ઉપેક્ષા કરવામાં આવે છે."

નિત્શે (Nietzsche)ના તત્ત્વજ્ઞાનને સત્તાની લાલસા, હિંસાચાર, નૈતિક મૂલ્યોનો ઈન્કાર, પારલૌકિક પુરુષ (Supermen)તે માટે ત્યાગ, ગુલામી અને સામાન્ય મનુષ્યની અધોગતિની સાથે સરખાવવામાં આવે છે. એના તત્ત્વજ્ઞાનને કારણે અને કેટલીક મુખ્ય બાબતોને લીધે એની જ પેઢીના લોકોના મનમાં કટ્ટરતા અને આતંકની ભાવનાનું નિર્માણ કરવામાં આવ્યું છે. એની ભારે ઉપેક્ષા કરવામાં આવી છે. જો કે એને બહિષ્કૃત કરવામાં આવ્યો નહોતો, પણ એની પ્રત્યે કોઈએ ધ્યાન આપ્યું નહોતું. લોકો એનાથી દૂર રહેવા માગતા અને પોતાનું મૃત્યુ નજીક છે એમ સમજી તેનો મરણોપરાંત સન્માનીત વ્યક્તિઓની સૂચિમાં એનો સમાવેશ થશે એવું માની એણે રાહત અનુભવી હતી.

"એણે પોતાની જાત માટે, પોતાના સમયથી આગળની ઘણી સદીઓ પછી પેદા થનાર એક એવા સમાજની કલ્પના કરી હતી કે જે કદાચ એની પ્રશંસા કરશે." જો કે આ બાબતમાં પણ એને નિરાશા ભોગવવી પડી હતી. એના તત્ત્વજ્ઞાનની પ્રશંસા થવાને બદલે જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ નિત્શેની પેઢીના લોકોના મનમાં જે ઉપેક્ષા અને ડરની ભાવના હતી,

તે પણ વધવા માંડી. આવું એટલા માટે થયું કે નિત્શેના દર્શનમાં નાઝીવાદના નિર્માણની ક્ષમતા હતી. લોકોને એના દર્શનમાંથી નાઝીવાદની ગંધ આવતી હતી. એના ખુદના મિત્રોએ જ એનો ભારે વિરોધ કર્યો[1] પરંતુ એનું તત્ત્વજ્ઞાન કોઈ મહામાનવ (superman)નું નિર્માણ કરવાને બદલે એક મહારાજ્ય (Superstate)નું નિર્માણ કરવા માટે આસાનીથી લાગુ પાડી શકાય તેમ હતું. અને નાઝી લોકોએ આવું જ કર્યું હતું. ખેર ! એ ભલેને ગમે તેમ હોય, નાઝીઓ નિત્શેને પોતાનો (પૂર્વજ ગણે છે અને એને પોતાનો આધ્યાત્મિક ગુરુ માને છે. ખુદ હિટલરે નિત્શેની પ્રતિમા પાસે ઊભા રહીને પોતાનો ફોટો પડાવ્યો હતો. એણે નિત્શેના તમામ મૂળ લેખો પોતાની વિશેષ દેખરેખ હેઠળ રાખ્યા હતા. એના લખાણોમાંથી કેટલાક લેખોમાંથી ઉદાહરણો કાઢ્યાં અને એને નાઝીવાદના સમારોહમાં 'નવા જર્મન ધર્મ'ના રૂપમાં જાહેર કરવામાં આવ્યો.

નિત્શે નાઝીવાદીઓનો આધ્યાત્મિક પૂર્વજ છે, એ વાતનો તો નિત્શેના નજીકના સગા-સંબંધીઓએ પણ ઈન્કાર કર્યો નથી. નિત્શેના પિતરાઈ ભાઈ રિચાર્ડ ઔચલરે એ વાતનો સ્વીકાર કર્યો છે કે, હિટલરની સક્રિયતા નિત્શેના વિચારોનું જ પરિણામ હતું અને નાઝીલોકોએ સત્તા પ્રાપ્ત કરી એની મૂળ પ્રેરણા એમને નિત્શેના લખાણોમાંથી મળેલી હતી. ખુદ નિત્શેની બહેને પોતાના મૃત્યુ પહેલાના થોડાક દિવસો પૂર્વે પોતાના ભાઈને સન્માનિત કરવા બદલ હિટલરને ધન્યવાદ આપ્યા હતા અને કહ્યું હતું કે, જરથુસ્ત્રે (zarathustra)જે મહામાનવ (superman) નું વર્ણન કર્યું છે એનો સાક્ષાત અવતાર તે હિટલરમાં જોઈ રહી છે."

નિત્શે, જેના નામથી અને જેના તત્ત્વજ્ઞાનથી ભયંકર તીવ્ર ભય અને ઉપેક્ષાનો ભાવ પેદા થાય છે, એની બરાબરી હું મનુની સાથે કરું છું એટલે કેટલાક હિંદુઓને અચંબો થાય અને એમના મનમાં ક્રોધ પણ પેદા થઈ શકે છે. પરંતુ આ સચ્ચાઈ અંગે કોઈ સંદેહ કરવાનો અવકાશ જ નથી. ખુદ નિત્શેએ એ વાતનો સ્વીકાર કર્યો છે કે, "એના તત્ત્વજ્ઞાનમાં એણે કેવળ મનુની યોજનાઓનું અનુસરણ કર્યું છે." એવું તો એણે પોતાના 'એન્ટી ક્રાઈસ્ટ' પુસ્તકમાં જ લખી નાખ્યું છે. આપણે નિત્શેનું કથન જોઈએ.

"અંતે પ્રશ્ન તો એટલો જ છે કે, જૂઠ કઈ સીમા સુધી બોલી શકાય ? સત્ય તો એ છે કે, ખ્રિસ્તી ધર્મમાં પવિત્ર ઉદ્દેશ્યોનો અભાવ છે, એટલે જ તેઓ જે સાધનોનો ઉપયોગ કરે છે એના અંગે જ મારો તો વિરોધ છે.

૧. ફ્રોમ નિત્શે ડાઉન ટુ હિટલર, એમ.પી. નિકોલસ. ૧૯૩૮.

એમના ઉદ્દેશ્યો જ ખોટા છે. પાપની સંકલ્પનાંને કારણે મનુષ્ય સુખથી વંચિત રહી જાય છે અને પોતાના શરીરનો તે તિરસ્કાર કરે છે. પોતાનું જીવન ઝેરીલું અને કલંકિત બનાવી દે છે. અને પોતાની જાતને પતિત અને કલુષિત માનવા માંડે છે. પરિણામે એમનાં સાધનો પણ ખોટાં છે એમ માનવું પડે છે. મારી ભાવના તો એનાથી બિલકુલ વિપરીત છે. જ્યારે હું મનુનું વિધાન વાંચું છું - ત્યારે લાગે છે કે તેની તો કોઈ સરખામણી જ કરી શકાય તેમ નથી. મનુની રચના અતુલનીય, અપૂર્વ અને શ્રેષ્ઠ કલાકૃતિ છે. એનો બાયબલ સાથે ઉલ્લેખ કરવામાં પણ પાપ લાગે તેમ છે. તમને તરત જ જણાશે કે આવું કેમ ? કારણ એટલું જ કે એની પૃષ્ઠ ભૂમિમાં એક સાચું તત્ત્વજ્ઞાન (Genuine Philosopy)છે. એમાં કેવળ 'જ્યુ' (યહુદીઓ) લોકોના રબ્બીઓ (પયગંબરો) દ્વારા ભેગા કરેલા અંધ વિશ્વાસો નથી. એમાંથી રબ્બીવાદની દુર્ગંધ આવતી નથી. એમાં તો મોટા મોટા મિજાજી મનોવૈજ્ઞાનિકોને વિચારવા માટેની ભરપૂર સામગ્રી છે. અને સૌથી વિશેષ મહત્ત્વની વાત એ છે કે, મનુનું વિધાન મૌલિક રૂપે બાયબલ કરતાં તમામ દૃષ્ટિએ ભિન્ન પ્રકારનું છે. એના કારણે સમાજનો પ્રતિષ્ઠીત વર્ગ, દાર્શનિક અને યોદ્ધાઓ જનતાની રક્ષા કરે છે, અને એમને માર્ગદર્શન આપે છે. તેઓ મહાન આદર્શોની સાથે ઓતપ્રોત હોય છે. એમનામાં પરિપૂર્ણતાની ભાવના ભરેલી હોય છે. (મનુના તત્ત્વજ્ઞાનમાં) જીવનનો સ્વીકાર છે, અને જીવનનું કલ્યાણ કરી જીવનને વિજયની પરાકાષ્ટાએ પહોંચાડે છે. આ સંપૂર્ણ ગ્રંથ સૂર્યસમાન તેજસ્વી છે. ખ્રિસ્તી ધર્મમાં પ્રજાની ઉત્પત્તિ, સ્ત્રી, વિવાહ વગેરે વાર્તાને ઊંડી અશ્લિલતાથી (Bottomless Vulgarity) દબાવી દેવામાં આવી છે. એવું આ ગ્રંથમાં નથી. અહીં તો આ બધી બાબતો અંગે ઈમાનદારી, આદર, પ્રેમ તથા વિશ્વાસને પ્રસ્તુત કરવાનો ગંભીરતાથી પ્રયત્ન થયો છે."

"વ્યભિચારને ટાળવા માટે પ્રત્યેક પુરુષને પોતાની પત્ની હોવી જોઈએ અને પ્રત્યેક સ્ત્રીને પોતાનો પતિ હોવો જોઈએ." "બળવા કરતાં વિવાહ કરી લેવો ઉત્તમ છે." એવું પુસ્તક (બાયબલ) જેમાં આ પ્રકારના શબ્દોનો સમાવેશ થયો હોય, તે બાળકો અને સ્ત્રીઓના હાથમાં કઈ રીતે આપી શકાય ? અને જ્યારે મનુષ્યની ઉત્પત્તિનું જ ખ્રિસ્તીકરણ કરી નાખવામાં આવ્યું હોય ત્યારે કોઈને ખ્રિસ્તી થવાનું કઈ રીતે ગમે ! બીજા શબ્દોમાં કહેવું હોય તો કહી શકાય કે, ખ્રિસ્તી બનવાનો વિચાર નિષ્કલંક ધર્મ ધારણાની ભાવનાથી કલુષિત થયો છે - તો પછી શું ખ્રિસ્તી બનવું ઉચિત છે ?

"જે રીતે મનુના કાયદા કાનૂનના પુસ્તકમાં સ્ત્રીઓ પ્રત્યે જેટલી સુંદર તથા ઉત્તમ વાતો કહેવામાં આવી છે એવી વાતો કહેનારું બીજું કોઈ પુસ્તક હોય એવું હું જાણતો નથી. આ વૃદ્ધો, સફેદ દાઢીવાળાઓ અને સંતોએ સ્ત્રીઓનું વર્ણન કરવામાં જે નિર્ભય સાહસ બતાવ્યું છે એની સરખામણી તો કયાંય થાય તેમ નથી. એક સ્થાન ઉપર મનુ કહે છે.

"સ્ત્રીનું મોં, કુમારીકાનું વક્ષસ્થળ, બાળકની પ્રાર્થના અને યજ્ઞનો ધુમાડો હંમેશાં શુદ્ધ હોય છે. બીજી જગ્યાએ તે કહે છે, સૂર્યનો પ્રકાશ, ગાયની છાયા, પવન, પાણી, અગ્નિ અને કન્યાના શ્વાસોચ્છ્વાસ કરતાં કોઈ વસ્તુ પવિત્ર હોતી નથી." અને અંતમાં કદાચ એવું કહેવું પણ પવિત્ર જુઠ છે કે, સ્ત્રીનો નાભિ ઉપરના શરીરનો ખુલ્લો ભાગ શુદ્ધ છે અને નાભિ નીચેનો હિસ્સો અશુદ્ધ છે - કેવળ કુમારીકાનું જ સંપૂર્ણ શરીર શુદ્ધ હોય છે.

એ બાબતમાં કોઈ શંકાને સ્થાન નથી કે, જરથુષ્ટ્ર મનુનું જ એક નવું નામ છે અને ઘસ સ્પેક જરથુસ્ટ્ર (જરથુસ્ટ્રના વચનો) મનુસ્મૃતિની જ એક નવી આવૃત્તિ છે. મનુ અને નિત્શે વચ્ચે જો કોઈ અંતર હોય તો તે આ પ્રમાણે છે. નિત્શે યથાર્થમાં એક નવી માનવ જાતિની રચના કરવા ઇચ્છતો હતો જે સાંપ્રતની માનવજાતિની તુલનામાં મહામાનવો (superman)ની જાતિ બની જાય. એનાથી વિપરીત મનુ એક એવી જાતિના વિશેષાધિકારોનું રક્ષણ કરવામાં દિલચશ્પી ધરાવતો હતો જે અનાધિકાર રૂપે મહામાનવ (superman) બનવાની ચેષ્ટા કરતા હતા.

નિત્શેના મહામાનવો (superman)એમના ગુણોથી મહામાનવ હતા, મનુના મહામાનવો કેવળ એમના જન્મને કારણે મહામાનવ બની બેઠેલા છે.

નિત્શે એક સાચો, નિસ્પૃહી દાર્શનિક હતો. એનાથી વિપરિત મનુ એક એવો ભાડાનો દલાલ હતો જે એક વિશેષ સમુદાયમાં જન્મેલા લોકોના સ્વાર્થની રક્ષા કરવા માટે રોકવામાં આવ્યો હતો - મનુના મહામાનવો પોતાના સદ્ગુણો ગુમાવી દે તો પણ એમને મળેલું મહામાનવનું પદ ગુમાવી દઈ શકે નહીં. મનુનું દર્શન આ પ્રકારનું હતું. મનુના નિમ્નલિખિત ઉદાહરણોની આપણે તુલના કરીએ.

૧૦:૮૧ બ્રાહ્મણ જો પોતાના સ્વકર્મથી જીવન નિર્વાહ ન કરી શકે તો ક્ષત્રિયનું કર્મ કરીને જીવન નિર્વાહ કરે, કારણ કે ક્ષત્રિયવર્ગ એની નજીકનો વર્ગ છે.

૧૦:૮૨ બન્ને (બ્રાહ્મણ કર્મ અને ક્ષત્રિય કર્મ)થી જીવન નિર્વાહ ન કરી શકે

તો પછી બ્રાહ્મણ કેવી રીતે રહે ? જો આવી સ્થિતિ ઉત્પન્ન થાય તો વૈશ્યનાં કર્મ, ખેતી, ગૌ-પાલન અને વ્યાપારથી પોતાની જીવિકા પ્રાપ્ત કરે.

૯:૩૧૭ બ્રાહ્મણ ભલેને અજ્ઞાની હોય કે પછી બુદ્ધિમાન હોય, તે મહાનપૂજ્ય વ્યક્તિ ગણાય છે જેમ અગ્નિ, તે આગળ વધે છે કે નહીં, છતાં તે પૂજ્ય ગણાય છે એવું જ બ્રાહ્મણનું છે.

૯:૩૨૩ ભલે ગમે તે બ્રાહ્મણ તુચ્છ ધંધો કરતો હોય, તો પણ તેનો આદર કરવો જોઈએ, કારણ કે દરેક બ્રાહ્મણ એક દેવતા સમાન હોય છે.

આ કથનો જોતાં સમજાશે કે, નિત્શેની તુલનામાં મનુના મહામાનવોનું (બ્રાહ્મણો) તત્ત્વજ્ઞાન અતિ નીચ અને ભ્રષ્ટ છે. નિત્શેના દર્શન કરતાં તે અધિક ધૃણિત અને નિંદાપાત્ર છે. આ પ્રમાણે તબક્કાવાર આપણે જોયું કે હિંદુત્વનું દર્શન ‘ન્યાયની કસોટી’ અને ‘ઉપયોગિતાની કસોટી’ને કોઈ પણ રીતે સંતોષી શકે તેમ નથી. હિંદુધર્મની રુચિ સમગ્ર સમાજ માટે પણ નથી. એની રુચિ તો એક વર્ગનાં હિતમાં કેન્દ્રીત થયેલી છે. અને એના તત્ત્વજ્ઞાનનો સંબંધ પણ કેવળ એવા વર્ગના અધિકારોનું રક્ષણ અને સમર્થન કરવાનો છે. એટલે જ હિંદુધર્મનાં દર્શનમાં સામાન્ય મનુષ્યો તથા સાથે સાથે સંપૂર્ણ સમાજના હિતોને - મહામાનવો (બ્રાહ્મણો)ના વર્ગહિતોને માટે નકારવામાં આવ્યાં છે - દબાવવામાં આવ્યાં છે અને એમનો બલિ ચઢાવવામાં આવ્યો છે. માણસ માટે આવા ધર્મની શું કિંમત ?

ઇંદ્રિય દ્વારા થતા જ્ઞાન પર આધારિત - પ્રત્યક્ષવાદના તત્ત્વજ્ઞાનના ગુણોના વિષયમાં શ્રી બાલ્ફોરે (Mr. Balfoor)પ્રત્યક્ષવાદીઓને કેટલાક પ્રશ્નો પૂછયા હતા, જેનો ઉલ્લેખ કરવો આવશ્યક છે. એમણે સ્પષ્ટતાથી પૂછયું છે કે,

સમાજના અગણિત - મહત્ત્વહીન સામાન્ય લોકો પોતાની રોજબરોજની દૈનિક નાની મોટી ચિંતાઓ અને જરૂરિયાતો માટે નિરંતર સંઘર્ષ કરવામાં એટલા બધા ગુંચવાયેલા અને વ્યસ્ત હોય છે, કે તેમની પાસે સુખ અને શાંતિ માટેનો કોઈ સમય જ હોતો નથી. અથવા જે લોકોને ‘માનવતા’ને નામે ચાલી રહેલા નાટકમાં એમની પોતાની ચોક્કસ ભૂમિકા અંગેના વિચારની આવશ્યકતા લાગતી નથી. અને એવી જ રીતે તે લોકોને આ બાબતનું મહત્ત્વ અને લોકહિત સમજવામાં મોટી મુંઝવણ પેદા થાય છે, એવા આમ જનતાના લોકોના સંદર્ભમાં પ્રત્યક્ષવાદને શું કહેવાનું છે ? શું પ્રત્યક્ષવાદના પુરસ્કર્તાઓ એમને એવું આશ્વાસન આપી શકે તેમ છે કે, - જેણે સ્વર્ગનું નિર્માણ કર્યું છે, તેવા ઈશ્વરની નજરમાં કોઈ પણ વ્યક્તિ મહત્ત્વહીન નથી, એના કાર્યની ઈશ્વરની નજરમાં કદર થશે. નાનાં નાનાં માણસોના નાનાં કર્તવ્યો લાંબા સમય પછી એવા

ફળ લાવશે કે આ ભૌતિક શાંતિ પર આધારિત આખું સંસારચક્ર એક દિવસ શૂન્યરૂપી - ''કશું જ નહીં''માં તૂટી પડશે. જેના ઘરમાં મૃત્યુ થયું હોય તેને તમારું તત્ત્વજ્ઞાન સાન્તવના આપી શકે તેમ છે ? શું તમારી ફિલસુફી નિર્બળને બળ, પાપીને માફી, અને થાકેલાને આરામ આપી શકે તેમ છે ?

આ જ પ્રશ્નો મનુને પૂછી શકાય તેમ છે.

આ જ પ્રશ્નોના વિધાયક અને હકારાત્મક ઉત્તરો મેળવવાના છે. ટૂંકમાં કહેવું હોય તો કહી શકાય તેમ છે કે, હિંદુધર્મનું તત્ત્વજ્ઞાન એવું છે કે તેને માનવતાનો ધર્મ કહી શકાય નહીં. એટલે જ આપણે શ્રી બોલ્ફોરની ભાષાનો ઉપયોગ કરીને કહી શકીએ કે, જો હિંદુધર્મ સર્વ સાધારણ લોકોના જીવનમાં ઊંડે સુધી પ્રવેશ તો કરે છે પણ એમને સુરક્ષાનું કવચ આપતો નથી. હકીકતમાં તો હિંદુધર્મ આમ લોકોને વિકલાંગ બનાવે છે. હિંદુ ધર્મમાં સર્વસામાન્ય માણસો માટે કોઈ પણ પ્રકારનું પોષક તત્ત્વ છે નહીં. સામાન્ય માનવીઓનાં નાનાં નાનાં દુઃખો માટેનું કોઈ આશ્વાસન કે ઉપાય એમાં નથી. માનવીની સાધારણ કમજોરીઓમાં સહાયરૂપ બને એવું પણ કશું એમાં નથી. એક અર્થમાં તો હિંદુધર્મ મનુષ્યને અંધકારમાં ભટકતો કરી દે છે આટલા બધા ક્રૂર અધર્મથી અધિક ક્રૂર કાર્ય બીજું શું હોઈ શકે ! તે તો મનુષ્ય સાથે ઈશ્વરનો જે સંબંધ છે તેનો જ ભંગ કરી દે છે.

હિંદુધર્મનું તત્ત્વજ્ઞાન આવું છે, તે મહામાનવ (બ્રાહ્મણ)ને માટે સ્વર્ગ છે તો સામાન્ય માણસ માટે નર્કાગાર છે.

હું જાણું છું કે હિંદુધર્મ દર્શન અંગેના મારા વિચારો પર ચારેકોરથી આક્રમણ થશે. આવું થાય તે અનિવાર્ય છે. આ આક્રમણો જુદી જુદી દિશાઓ અને દૃષ્ટિકોણથી થાય તેમ છે.

એવી દલીલ કરવામાં આવે કે, મનુસ્મૃતિ હિંદુધર્મનો ધર્મગ્રંથ છે એવું મારું માનવું જ ખોટું છે. હિંદુત્વનું શિક્ષણ અને ધર્મસાર તો વેદોમાં અને ભગવદ્ગીતામાં સમાયેલો છે.

જો કે મને ખાત્રી છે કે, કોઈ પણ રૂઢિવાદી આ પ્રકારની દલીલ રજૂ કરવાની હિંમત કરશે નહીં. કે મનુસ્મૃતિ એમનો ધર્મગ્રંથ નથી. આવી જાતના આરોપમાં કોઈ તથ્ય નથી.

છતાં આ પ્રકારનો આરોપ કે બચાવ તો કેટલાક સુધારાવાદી હિંદુપંથના લોકો - જેવા કે આર્યસમાજી લોકો, જે કરી શકે. પરંતુ આ આરોપના ઉત્તર માટે કદાચ ઉચિત બાબત એ હોઈ શકે કે વિવિધ સ્મૃતિઓએ હિંદુઓમાં

કેવું અધિકારપૂર્ણ સ્થાન પ્રાપ્ત કર્યું છે[૧] એ વાતને સ્પષ્ટ કરવાથી જાણવા મળે તેમ છે. આ વાતને આપણે સમજીએ.

મૌલિક રૂપે, સ્મૃતિ એવા નિયમોનો સંગ્રહ છે જેનો સંબંધ સામાજિક પરંપરાઓ, રૂઢિઓ તથા માન્યતઓની સાથે છે, અને એને એવા લોકોએ માન્યતા આપી છે, એવા લોકોએ પુરસ્કૃત કરી છે જેમને વેદ અંગેનું જ્ઞાન છે. લાંબા સમય સુધી આ નિયમો વેદજ્ઞાતા પંડિતોની સ્મૃતિમાં હતા તેથી તો તેને 'સ્મૃતિ' એવું નામ આપવામાં આવ્યું છે. બીજા શબ્દોમાં કહીએ તો કેટલીક એવી વાતો જે વેદો અને શ્રૃતિઓથી અલગ રીતે યાદ રાખવામાં આવે છે, જેનો અર્થ - એવી વાતો જેને સાંભળવામાં આવેલી છે. અહીં એકવાત ધ્યાન આપવા જેવી છે કે, શરૂઆતમાં જ્યારે સ્મૃતિની નિયમાવલી બનાવાઈ રહી હતી, ત્યારે પણ એના નિયમોને વેદોમાં સમાયેલા નિયમોની તુલનામાં નિમ્નસ્તરના માનવામાં આવતા હતા.

એના અધિકાર તથા મર્યાદાઓમાં જે અંતર છે, તે મૂળભૂત રીતે એવા અંતરનું પરિણામ છે, જે "કોઈ સાંભળેલી વાતમાં" અને "કોઈ યાદ રહેલી વાત" પર વિશ્વાસ મૂકવાને કારણે બને છે. બન્નેની યોગ્યતામાં તફાવત હોય છે.

આ બે પ્રકારના ધર્મશાસ્ત્રોમાં જે તફાવત છે એનું બીજું પણ એક કારણ છે કે, આ અંતર એના લેખકોના સ્તર ઉપર આધારિત છે. વેદોના લેખકો ઋષિઓ હતા, જ્યારે સ્મૃતિઓના લેખક વિદ્વાન વ્યક્તિઓ હતા. આમ ઋષિઓનું સ્તર અને એમની માન્યતા વિદ્વાનોની તુલનામાં નિશ્ચિતપણે શ્રેષ્ઠ હતી. પરિણામ સ્વરૂપે વેદોને સ્મૃતિની તુલનામાં અધિક અધિકારયુક્ત માનવામાં આવ્યા છે.

આ કારણને લીધે જે પરિસ્થિતિનું નિર્માણ થયું, એને હિંદુ બ્રહ્મ વિજ્ઞાનમાં ઉત્તમ પ્રકારે સ્પષ્ટ કરવામાં આવ્યું છે. એના અનુસાર જો કોઈ સમાન વિષય પર બે વેદોના નિયમોમાં વિરોધાભાસ દેખાતો હોય, ત્યારે કોઈ પણ એક નિયમનું પાલન કરવાની મંજૂરી આપી શકાય તેમ છે. પરંતુ નિયમો તો બન્ને કાર્યરત રહે જ છે. એનાથી વિપરિત જ્યારે શ્રૃતિ અને સ્મૃતિના નિયમોમાં વિરોધ ઉત્પન્ન થતો હોય ત્યારે શ્રૃતિના નિયમને માનવો જોઈએ. કારણ કે આપણે આગળ કહ્યું તેમ સ્મૃતિનું સ્તર શ્રૃતિના અધિકારની તુલનામાં થોડું

૧. જુઓ. પ્રોફે. અલ્તેકર દ્વારા લિખિત 'ધી પોઝીશન ઓફ સ્મૃતિઝ એઝ એ સોર્સ ઓફ ધર્મ' (કાણે મેમોરિયલ વોલ્યૂમ) પૃ. ૧૮. ૨૫.

નિમ્નપ્રકારનું છે. પણ પ્રોફે. અલ્તેકરે સંશોધન કરીને સ્પષ્ટ કર્યું છે કે કેટલોક સમય વિત્યા પછી સ્મૃતિને પણ એવો જ અધિકાર પ્રાપ્ત થઈ ગયો, જે વેદોને મળેલો હતો. અને આ સ્તરે પહોંચવા માટે વિભિન્ન પ્રકારના ઉપાયો અજમાવવામાં આવ્યા હતા.

સૌથી પહેલાં તો સ્મૃતિઓના લેખકનું સ્થાન ઋષિઓની કક્ષાએ ઊંચું ઊઠાવવામાં આવ્યું, જે આરંભિક ધર્મશાસ્ત્રોના લેખકો હતા જેમ કે, ઋષિ ગૌતમ અને ઋષિ બોધાયન. એમને ક્યારેય ઋષિઓની સમાન કક્ષાનું સ્તર આપવામાં આવ્યું નહોતું. પરંતુ મનુ અને યાજ્ઞવલ્કયને ઋષિ તરીકેની માન્યતા આપવામાં આવી. અને આ રીતે સ્મૃતિનું સ્તર શ્રુતિની સમાન કક્ષાએ લાવવામાં આવ્યું. એવું સ્વીકારવામાં આવ્યું કે સ્મૃતિ એ શ્રુતિની યાદગાર એક એવો લેખિત દસ્તાવેજ છે - જે નષ્ટ થઈ ગયો છે. આમ સ્મૃતિને લેખિત પ્રમાણ માનીને બીજો ઉપાય અજમાવવામાં આવ્યો.

આ રીતે સ્મૃતિ-એક એવી વસ્તુ જે શ્રુતિથી તદ્દન ભિન્ન છે એવું માનવાને બદલે સ્મૃતિ શ્રુતિને બિલકુલ મળતી આવતી અને અભેદ્ય છે એવું માનવાનું શરૂ થયું.

આ ઉપાયોનું પરિણામ બંનેના અધિકારો સાથે સંબંધિત નિયમોમાં સંપૂર્ણ પરિવર્તનમાં આવ્યું. પ્રારંભમાં તો સ્મૃતિ અને શ્રુતિમાં વિરોધાભાસ દેખાય કે થઈ જાય ત્યારે શ્રુતિનો અધિકાર જ ચાલતો હતો. નવો નિયમ એવો થઈ ગયો કે વિરોધની એવી સ્થિતિમાં કોઈ પણ નિયમને માનવાની અનુમતિ હતી, જેનો અર્થ એટલો જ થતો કે, સ્મૃતિનો નિયમ પણ એટલો કારગર અને કાર્યરત હતો, જેટલો શ્રુતિનો નિયમ ગણાતો હતો.

આ નવા નિયમને કુમારિલે પોતાના પૂર્વમિમાંસા ભાષ્યમાં સ્પષ્ટ રૂપથી વ્યક્ત કર્યો છે, જેના દ્વારા સ્મૃતિને પણ એટલો જ અધિકાર યુક્ત બનાવવામાં આવી જેટલી શ્રુતિઓ હતી.

એક એવો યુગ પણ હતો કે, જેમાં હિંદુ સમાજ વેદોના નિયમથી બંધાયેલો હતો અને નિયમોને તોડીને કોઈ બીજા નિયમોનું પાલન કરી શકતો નહીં. આ નવા નિયમથી પરિસ્થિતિ બદલાઈ અને સમાજને એક નવા નિયમની છૂટ મળી કે બન્નેમાંથી એકનું પાલન કરવું, શ્રુતિ અથવા સ્મૃતિ. પછીના સમયમાં આ છૂટ પણ લઈ લેવામાં આવી હતી. સ્મૃતિઓનો અભ્યાસ શ્રુતિઓની જેમ ફરજિયાત બનાવવામાં આવ્યો.

આ પરિવર્તન ધીમે ધીમે સંભાળપૂર્વક કરવામાં આવ્યું છે. પહેલાં એવું

સૂચન કરવામાં આવ્યું કે શ્રુતિ અને સ્મૃતિ બ્રહ્માની બે આંખો છે. જે માણસ ફક્ત એકનો અભ્યાસ કરે છે તે એક આંખવાળો કહેવાય. પછી એવો સિદ્ધાંત લાવવામાં આવ્યો કે, વેદોઅને સ્મૃતિઓના અભ્યાસ વગર બ્રાહ્મણત્વ મળવું સંભવ નથી. અંતમાં એવો નિયમ આવ્યો કે, જેમાં સ્મૃતિઓના અભ્યાસને જ માન્યતા આપવામાં આવી અને સ્મૃતિઓ પ્રત્યેની ઘૃણાને એક પાપ માનવામાં આવ્યું અને સ્મૃતિઓનો અનાદર કરનાર ૨૧ પેઢીઓ સુધી રાક્ષસ-યોનિમાં જન્મ લેશે, એવું ઘોષિત કરવામાં આવ્યું.

આ રીતે સ્મૃતિને હિંદુધર્મના સ્ત્રોતના રૂપમાં માન્યતા પ્રદાન કરવામાં આવી. અને આ બાબતમાં કોઈ શંકાને સ્થાન નથી.

પ્રોફે. અલ્તેકર અનુસાર

''સ્મૃતિઓએ આધુનિક હિંદુધર્મના વિકાસની રચનામાં અનેક સામાજિક તથા ધાર્મિક સંસ્થાઓ તથા પ્રથાઓના આયામો નિશ્ચિત કરવાના કાર્યમાં ઘણી મોટી ભૂમિકા ભજવી છે.''

એટલે હવે એવું નહીં કહી શકાય કે સ્મૃતિઓને ખોટી રીતે મેં હિંદુત્વની ફિલસુફીનો આધાર બનાવી છે. મનુસ્મૃતિ હિંદુધર્મનો આધાર છે એ સ્વીકારવું પડશે.

પોતાનો સ્વાર્થ અને મતલબ સિદ્ધ કરવા માટે બ્રાહ્મણોએ સ્મૃતિઓને વેદના દરજ્જા સુધી પહોંચાડી. સ્મૃતિઓમાં જાતિપ્રથાના સિદ્ધાંતના વટવૃક્ષને પ્રફુલ્લિત કરવામાં આવ્યું છે. બધા જંગાલિયતભર્યા અને વિલાસિતાપૂર્ણ ઉપાયો અજમાવવામાં આવ્યા છે. બ્રાહ્મણોની સર્વશ્રેષ્ઠતાને, સ્વીકાર થયો છે એમના અધિકારો અને વિશેષાધિકારોના સિદ્ધાંતોને તથા ક્ષત્રિય અને વૈશ્યોને નિમ્નકોટીન દરજ્જાના સિદ્ધાંતને તથા શુદ્રોના નિમ્નીકરણના સિદ્ધાંતનો સમાવેશ થાય છે. સ્મૃતિના તત્ત્વજ્ઞાનમાં બ્રાહ્મણોનો સ્વાર્થ સધાય એવી તરકીબ હોવાને લીધે, તેને પણ વેદો જેવું જ સ્થાન અર્પણ કરવામાં બ્રાહ્મણોનું પ્રત્યક્ષ હિત જોઈ શકાય છે. અને પોતાના હિતને આગળ કરવામાં બ્રાહ્મણોને સફળતા પ્રાપ્ત થઈ. પણ એને કારણે સમગ્ર દેશને સર્વક્ષેત્રે સર્વનાશ થઈ ગયો.

આમ છતાં સ્મૃતિઓમાં હિંદુદર્શનનો સમાવેશ થતો નથી. પરંતુ એને વેદ અને ભગવદ્‌ગીતાથી પ્રાપ્ત કરી શકાય છે એ પ્રશ્ન તો ઊભો જ રહે છે કે એનાથી અંતિમ પરિણામોમાં શું ફરક પાડે છે.

મને એવું લાગે છે કે, સ્મૃતિ લો, વેદ લો, કે ભગવદ્‌ગીતા લો પરિણામમાં કોઈ ફેર પડતો નથી.

શું વેદોનું શિક્ષણ સ્મૃતિઓનું શિક્ષણ કરતાં મૌલિક રીતે ભિન્ન છે ?

શું ભગવદ્ગીતા સ્મૃતિઓના આદેશથી જુદી પડે છે ? થોડાક દાખલા આ વાતને સ્પષ્ટતાથી સમજાવી શકશે.

એક વાત તો નિર્વિવાદ છે કે ચાર્તુવર્ણનાં સિદ્ધાંતની રચના વેદોએ કરી છે, જેને પુરુષસુક્ત નામથી ઓળખવામાં આવે છે. આ બે મૂળભૂત તત્ત્વોને માન્યતા આપે છે. એક તો એણે સમાજના ચાર ભાગોમાં વિભાજનની યોજનાને એક આદર્શ યોજના તરીકે માન્યતા આપી છે. એણે એ વાતને પણ માન્યતા આપી છે કે; આ ચારે વિભાગોનો સંબંધ અસમાનતાના આધારે થવો જોઈએ. ભગવદ્ગીતાએ જે વિદ્યા આપી છે તે પણ વિવાદથી પર છે. કૃષ્ણના ચાર કથનોમાં એમની વાત રજૂ થઈ છે. ભગવદ્ગીતાના આધારે સંક્ષિપ્તમાં એનું વર્ણન આ પ્રમાણે છે.

(૧) ગુણ અને કર્મના વિભાગો કરીને ચારે વર્ણો મેં સર્જી છે. હું તેનો કર્તા છું. તો પણ મને અકર્તા અને અવિકારી જાણ ! કેમ કે મને શ્રમ આદિ કોઈ પણ વિકાર નથી. (ગીત ૪:૧૩)

(૨) પોતાનો ધર્મ પરધર્મ કરતાં અપનાવવો સરળહોઈ શકે છે. પરંતુ પોતાના જ વર્ણનો વ્યવસાય (કર્મ)નું અનુસરણ કરવું ઉચિત છે. ભલે ને પછી વ્યક્તિ તે વ્યવસાયને એટલી કાર્યક્ષમતાથી ન કરી શકે. પોતાનો જ વ્યવસાય કરવામાં સુખ છે અને જો એ કરતાં કરતાં મૃત્યુ કેમ જતું નથી પરંતુ બીજા વર્ણનો વ્યવસાય અપનાવવો આપદાનું કારણ થઈ શકે છે. (ગીતા ૩:૩૫)

(૩) શિક્ષિત લોકોએ અશિક્ષિત લોકોના વિશ્વાસનો ભંગ ન કરવો જોઈએ જે પોતાના વ્યવસાય સાથે જોડાયેલા છે (કર્મ) તેઓ સ્વયં પોતાના વ્યવસાયનું (કર્મ) પાલન કરે અને તે પ્રમાણે બીજાઓને પણ પોતાના વ્યવસાયનું પાલન કરવા બાધ્ય કરે. કદાચ શિક્ષિત મનુષ્ય પોતાના વ્યવસાય સાથે જોડાયેલો ન રહી શકે, પરંતુ જે અશિક્ષિત તથા મંદબુદ્ધિના લોકો પોતાના વ્યવસાય સાથે સંકળાયેલા છે એમને એમનો વ્યવસાય છોડવાના ખોટા રસ્તા પર ચાલવા માટે ભ્રષ્ટ નહીં કરવા જોઈએ. (ગીતા ૨:૨૬:૨૭)

(૪) હે અર્જુન ! જ્યારે જ્યારે કર્તવ્ય તથા વ્યવસાયના આ ધર્મનું (એટલે કે ચાર્તુવર્ણના ધર્મનું) પતન થશે, ત્યારે ત્યારે હું સ્વયં જન્મ ધારણ કરીશ અને એવા લોકોને જેઆ પતનના માટે જવાબદાર છે. એમના ઉપર શાસન કરીશ અને આ ધર્મની પૂર્ણ સ્થાપના કરીશ. (ગીતા ૪:૭૮)

ભગવદ્ગીતાની સ્થિતિ આ પ્રકારે છે, તો પછી ગીતા અને મનુસ્મૃતિમાં અંતર કયાં છે ? ટૂંકમાં કહીએ તો ગીતા એ જ મનુસ્મૃતિ છે. જે લોકો મનુસ્મૃતિથી ભાગીને, ગીતામાં શરણ લેવા માગે છે, તે લોકો કાં તો ગીતા જાણતા નથી અથવા ગીતાની મૂળ આત્મા જે એને જીવનસ્મૃતિની લગોલગ બેસાડવા માગે છે, એ વાસ્તવિકતાથી મોઢું ફેરવી લેવા માગે છે.

વેદ અને ભગવદ્ગીતા બન્નેના શિક્ષણને આપણે મનુસ્મૃતિના તે શિક્ષણ સાથે તુલના કરીએ, જેને મેં હિંદુધર્મના દર્શનને સ્પષ્ટ કરવાને માટે ઉદાહરણના રૂપે લીધા છે.

આ બન્ને વચ્ચે શું અંતર છે ?

આ બન્નેમાં ફક્ત એટલો જ ફરક છે કે, વેદ તથા ભગવદ્ગીતામાં એક સર્વસાધારણ સિદ્ધાંતનો વિચાર છે. જ્યારે મનુસ્મૃતિમાં એ સિદ્ધાંતની વિશેષતાઓ અને અન્ય વિસ્તારિત વાતોને સ્પષ્ટ કરવા ઉપર ધ્યાન આપવામાં આવ્યું છે. પણ જ્યાં સુધી વેદ મનુ સ્મૃતિ અને ગીતાના સાર અંગેના સવાલ છે. આ બધા એક જ નમૂના પર બનાવવામાં આવ્યા છે. આ બધાની ભીતરમાં એક જ પ્રકારનો દોરો પરોવેલો છે, હકીકતમાં તો આ બધા જ એક જ માળાના મણકા છે.

એનું કારણ પણ સ્પષ્ટ છે - બ્રાહ્મણો - જે ઉપનિષદ સિવાયના લગભગ સંપૂર્ણ હિંદુધર્મ સાહિત્યના લેખકો હતા એમણે ઘણી કાળજી રાખીને વેદ, મનુસ્મૃતિ અને ભગવદ્ગીતા - આ તમામમાં સમાયેલા સિદ્ધાંતોને એક બીજામાં વણી લીધાં છે એટલે જ એકને છોડીને બીજાને પકડવાથી કશું જ વળે તેમ નથી. હિંદુત્વની ફિલસુફી આવી જ રહેવાની છે. અને હિંદુઓ તેને હિંદુધર્મના ઉપદેશ તરીકે જ સ્વીકારવાના છે.

વિવાદ માટે એક બીજો મુદ્દો ઉભો કરવામાં આવશે કે, મનુસ્મૃતિનો કાયદા કાનૂનનું પુસ્તક છે એ નૈતિક આચાર સંહિતા નથી. અને આગળના પૃષ્ઠોમાં હિંદુત્વની ફિલસુફી પ્રસ્તુત કરી છે તે તો ફક્ત કાયદાની ફિલસુફી છે - તે હિંદુધર્મનું નૈતિક દર્શન છે જ નહીં.

આવી દલીલ કરનારાઓ માટેનો મારો પ્રત્યુત્તર બહુ જ સરળ છે. મારી તો એવી માન્યતા છે કે, હિંદુધર્મના કાનૂન દર્શનમાં અને નૈતિકદર્શનમાં - બન્નેમાં કોઈ પણ પ્રકારનો ફરક નથી. જે વાત કાનૂનની છે એ જ વાત નૈતિક પણ છે.

મારી આવી ધારણા માટે કોઈ પ્રકારના પ્રમાણોની આવશ્યકતા નથી. આપણે ઋગ્વેદમાંના 'ધર્મ' શબ્દનો અર્થ જોઈએ.

'ધર્મ' શબ્દ ઋગ્વેદમાં ૫૮ વાર વપરાયેલો જોવા મળે છે. એનો પ્રયોગ છ ભિન્ન ભિન્ન અર્થોમાં કરવામાં આવ્યો છે. એનો પ્રયોગ (૧) પ્રાચીન પ્રથા (૨) કાનૂન (૩) કોઈ પણ એવી વ્યવસ્થા જે સમાજમાં કાનૂન તથા વ્યવસ્થા જાળવી રાખે. (૪) નિસર્ગનો માર્ગ (૫) કોઈ પદાર્થની ઉત્તમતા (૬) ઉત્તમ અને ખરાબ લોકોનાં કર્તવ્યો - આ રીતે ધર્મ શબ્દ જુદી જુદી વાતો સ્પષ્ટ કરવા માટે વપરાયો છે. આપણે જોઈ શકીએ છીએ કે, 'ધર્મ' શબ્દને હિંદુધર્મમાં બે પ્રકારના અર્થોમાં પ્રારંભથી જ પ્રયોગ કરવામાં આવી રહ્યો છે. જે 'કાયદા' માટે અને 'નૈતિકતા' માટે વપરાય છે. આમ હિંદુઓના ધર્મમાં 'કાનૂની તત્ત્વજ્ઞાન' અને 'નૈતિક તત્ત્વજ્ઞાન'માં કોઈ પણ પ્રકારનો ભેદ નથી.

આ વસ્તુસ્થિતિ પરથી આપણે એવું તો કહી જ શકીએ તેમ નથી કે, હિંદુઓમાં કોઈ નૈતિક આચાર સંહિતા છે જ નહીં. આવી આચારસંહિતા તો છે જ. પણ હિંદુઓ જેને નીતિશાસ્ત્ર સંમત નૈતિકતા કહે છે તેના આચરણના નિયમોની પ્રકૃતિ અને તેનું સ્વરૂપ જાણી લઈએ તો તે વધારે યોગ્ય ગણાશે.

જેને હિંદુઓ નૈતિક[1] માને છે એ આખા વિચારને સમજવા માટે આપણે એ બાબત ધ્યાનમાં રાખવી જોઈએ કે, હિંદુઓમાં આચરણના ત્રણ સ્તર હોય છે અને તે સ્તરને જુદા પાડીને જોવા જોઈએ.

અહીંયાં મેં સંપૂર્ણપણે ક્રાઉલે ટફટસની વ્યાખ્યાનું અનુગમન કર્યું છે. જે એમણે પોતાના નીતિ વિષયક પુસ્તક 'એથિક્સ'માં આપ્યું છે.

(૧) મૂળભૂત આવશ્યકતાઓ અને સ્વભાવથી નિર્મિત થનારું આચરણ - લાગણીઓ અને મૂળભૂત જરૂરિયાતોને કારણે દેખાતું બાહ્ય આચરણ.
(૨) સમાજના નિયમોથી નિયંત્રીત આચરણ અને
(૩) વ્યક્તિગત વિવેકબુદ્ધિથી નિયંત્રીત આચરણ.

પહેલા સ્તરના આચરણને આપણે નૈતિક આચરણ કહેતા નથી - તે અનૈતિક પણ નથી. આ આચરણ એવી શક્તિઓ દ્વારા નિયંત્રીત થાય છે જે પોતાના હેતુમાં નૈતિક હોતી નથી, પણ પરિણામોમાં મૂલ્યવાન હોય છે. આ શક્તિઓ શારીરિક, સામાજિક અને મનોવૈજ્ઞાનિક હોય છે એનો એક નિશ્ચિત ઉદ્દેશ્ય હોય છે જેમ કે ભૂખ મટાડવા, અથવા શત્રુના વિરોધનાં શસ્ત્રો ઊઠાવવાં, જો કે આ બધાંનું લક્ષ્ય એવું હોય છે જે આપણી શારીરિક અથવા

૧. આ ફકરો શ્રી યશવંત રામકૃષ્ણ દાટેના આ વિષય પરના લેખ ઉપરથી લેવામાં આવ્યો છે જે મરાઠી પત્રિકા 'સ્વાધ્યાય'ના અંક ૭-૮ પ્રથમ વર્ષના પૃ. ૧૮-૨૧ પર પ્રકાશિત થયેલો છે.

સ્વાભાવિક જરૂરિયાતો અને લાગણીઓને દ્વારા નિર્ધારિત થાય છે અને જ્યાં સુધી એને એક ટાળી ન શકાય. એવી બાબત ગણીને ચલાવીએ છીએ. અને એની તુલના અન્ય કિંમતી તથા સ્વીકૃત બાબતો સાથે કરતા નથી, ત્યાં સુધી તે ઉચિત રૂપે નૈતિક માની શકાય નહીં.

બીજા સ્તરનું આચરણ નિ:સંદેહ સામાજિક છે. જ્યાં જ્યાં મનુષ્ય એક જુથ બનાવીને રહે છે, ત્યાં ત્યાં એમને કાર્ય કરવાના કેટલાક નિશ્ચિત માર્ગ હોય છો, જે - તે જુથને માટે સમાન રૂપથી લાગુ પડે છે અને તે પેઢી દર પેઢી ચાલતા રહે છે. આ સ્વીકૃત પરંપરાઓ અને રીત-ભાતને તે જુથની લોકનીતિ અથવા તો નૈતિકતા કહેવામાં આવે છે, એ નિયમોનું પાલન કરવું તે "આ જ આ જુથનો નિર્ણય છે" એવું માનવામાં આવે છે. એ જુથનું કલ્યાણ એમની સાથે સંકળાયેલું છે એવું માનવામાં આવે છે. પ્રત્યેક વ્યક્તિની એ ફરજ થઈ પડે છે કે; તે તેનું પાલન કરે અને જો વ્યક્તિ એનાથી વિપરિત આચરણ કરે, ત્યારે એને એવો અનુભવ કરાવાય છે કે, જુથને એ વાત મંજૂર નથી. આ આચરણને આપણે સાચા અર્થમાં નૈતિક આચરણ કહી શકીએ નહીં કારણ કે એનો અંતિમ ઉદ્દેશ્ય તો સમાજ દ્વારા નિર્ધારિત ધોરણ શ્રેષ્ઠ માનવામાં આવેલું છે. જો એને નૈતિકતા કહેવામાં આવે તો માત્ર એટલા જ માટે કે તે સમાજની નૈતિકતાના અને લોકનીતિને અનુરૂપ હોય છે. એટલે પારંપારિક રૂપે એને નૈતિક કહી શકાય.

ત્રીજા સ્તરનું જે આચરણ છે એને જ કેવળ સાચા અર્થમાં તથા સંપૂર્ણરૂપમાં નૈતિક કહી શકાય તેમ છે. એવું એટલા માટે કહી શકાય તેમ છે, કારણ કે આ પ્રકારે વ્યક્તિ ઉચિત વાતને માને છે અથવા ઉત્તમ વાતનો સ્વીકાર કરે છે. અને એની પૂર્તિ માટે સ્વતંત્રતાપૂર્ણ રીતે દીલ લગાવીને કામ કરે છે, તે વ્યક્તિ કેવળ એટલા માટે વાતને માનતો હોતો નથી, કારણ કે તે અટલ વાત હોય છે, અથવા તેનું પાલન એટલા માટે નથી કરતો કારણ કે એને સમાજની માન્યતા મળેલી હોય છે, પણ વ્યક્તિ પોતાનું ધ્યેય પોતે જ પસંદ કરે છે અને એને મહત્ત્વપૂર્ણ માનીને એને માટે પોતાની જાતને જવાબદાર માને છે. એની નૈતિકતા વિચારોની સાથે સંબંધિત હોય છે.

આ ત્રણે સ્તરોમાંથી કયા સ્તરે હિંદુઓની નૈતિકતા અધિષ્ઠીત છે ? એક વાત તો સ્પષ્ટ છે કે એમની નૈતિકતા ત્રીજા સ્તરે પર તો સ્થિત નથી. એનો અર્થ એટલો જ છે કે, હિંદુ સામાજિક છે પણ સાચા અર્થોમાં નૈતિક નથી. જે ઉદ્દેશ્યોને તે પ્રાપ્ત કરે છે એની જવાબદારી એ લેતો નથી. સ્વેચ્છાથી

તે સમાજનું એક સાધન બની જાય છે. અને તેનું અનુસરણ કરવામાં જ સંતોષ પામે છે. તે પોતાના સમાજના કોઈ પણ પ્રકારના ભાવ વિના પોતાનો અલગ મત વ્યક્ત કરવામાં સ્વતંત્ર હોતો નથી. પાપ અંગે એની જે ધારણાઓ છે તે એનાં અનૈતિક ચરિત્રનું એક નિશ્ચિત પ્રમાણ છે. વિષ્ણુ પુરાણમાં પાપકર્મોની એક સૂચિ આવે છે જેને નવ વર્ગોમાં વિભાજિત કરવામાં આવી છે.

(૧) અતિ-પાતક : (ઘોર પાપ) આપ્તજનો - નજીકના સગા-સંબંધીઓ વચ્ચે વ્યભિચારનો સંબંધ જેને માટે આત્મદહન જેવા પ્રાયશ્ચિતની વ્યવસ્થાનું વિધાન કરવામાં આવ્યું છે.

(૨) મહાપાતક (મોટું પાપ) બ્રાહ્મણની હત્યા, પૂજાવિધિ માટે વાપરવાનું પાણી પીવું, બ્રાહ્મણના સોનાનાં ઘરેણાંઓની ચોરી કરવી, ગુરુપત્નિ સાથે યૌન સંબંધ બાંધવો અને આ પ્રકારના પાપ કરનારાઓ સાથે સામાજિક સંબંધ રાખવો.

(૩) અનુત્પાદક : (આ જ પ્રકારના નાનાં પાપ) આમાંના કેટલાક અન્ય લોકોની હત્યા, જુઠા પ્રમાણો આપવા અને મિત્રની હત્યા કરવી, બ્રાહ્મણની જમીન અથવા સંપત્તિની ચોરી કરવી, તથા કેટલાક ખાસ પ્રકારના યૌન સંબંધો અને સંભોગ વગેરેનો સમાવેશ થાય છે.

(૪) ઉપ-પાતક (નાનાં પાપ) ખોટી સાક્ષી આપવી, કેટલીક ધાર્મિક વિધિઓની ઉપેક્ષા કરવી, વ્યભિચાર કરવો, ગેર કાનૂની કબ્જો મેળવવો, મોટા ભાઈની પહેલાં વિવાહ કરવાનો અપરાધ કરવો, દેવતાઓ અને પિતૃઓ પ્રત્યેની જવાબદારી ન નીભાવવી તથા નાસ્તિક થવું.... વગેરે.

(૫) જાતિ-બ્રહ્મસંકર (જાતિ મિશ્રણ થવાનું પાપ) બ્રાહ્મણને શારીરિક વેદના પહોંચાડવી, એવી વસ્તુઓને સુંઘવી જે સુંઘવી ન જોઈએ. અપ્રમાણિક વ્યવહાર કરવો. તથા કેટલાક અસ્વાભાવિક અપરાધ કરવા.

(૬) સામકરીકરણ (સમિશ્ર જાતિમાં પતન કરાવનારું પાપ) વન્ય અથવા પાલન યોગ્ય જાનવરોની હત્યા.

(૭) અપાત્રીકરણ ! (એવાં પાપ જે કોઈને ભિક્ષા ગ્રહણ કરવાને યોગ્ય માનતા નથી). નીચ વ્યક્તિ પાસેથી ભિક્ષા ગ્રહણ કરવી, ભેટ વસ્તુ સ્વીકારવી, શુદ્રની સેવા કરવી, એનો સંગાથ કરવો, એની સાથે રહેવું, એને પૈસા ઉધાર આપવા અને એની સાથે વ્યાપાર કરવા.

(૮) મલવાહ (એવાં પાપ જે અપવિત્ર બનાવે છે) - પક્ષી, જળચર, પ્રાણી, કિટાણું તથા કીડાઓની હત્યા કરવી, એવાં ફળ અથવા વનસ્પતિ ખાવાં, જેનાથી દારૂપીવો જેવો નશો થાય.

(૯) પ્રકીર્ણક (જુદી જુદી જાતનાં પરચુરણ પાપો) ઉપરના પાપોમાં જેનો સમાવેશ થયો નથી એવાં પાપો.

પાપોની આ પૂરેપૂરી સુચિ નથી, પરંતુ તે વિસ્તારિત અને લાંબી સૂચિ તો છે જ, એના દ્વારા હિંદુઓની પાપની ધારણાઓ અંગે આપણને પર્યાપ્ત માહિતી અને જાણકારી છે.

પહેલી વાત તો એ છે કે, આ સુચિ મનુષ્યને એની સુનિર્ધારિત આચાર સંહિતાથી પતિત થવાનો અર્થ વ્યક્ત કરે છે.

બીજી વાત એ છે કે, મનુષ્ય અસ્વચ્છ બને એટલે અપવિત્ર બની જાય છે. ઘાતક શબ્દનો મૂળ અર્થ પણ આ જ છે. એનો અર્થ છે. પતન થવું અને અસ્વચ્છ થવું. બન્ને હિંદુ ધારણાઓ મુજબ પાપ આત્માનો રોગ છે. પહેલા અર્થમાં તે કેવળ બાહ્ય આચરણના નિયમોનું ઉલ્લંઘન ગણાય છે. બીજા અર્થમાં શરીરનું અપવિત્ર થવું જેને ધાર્મિક યાત્રા, અથવા તો યજ્ઞદાન અથવા બન્ને દ્વારા પણ સ્વચ્છ તથા પવિત્ર બનાવી શકાય છે. પરંતુ આત્માનું પવિત્ર થવું, જે બુરા વિચારો અને ખરાબ ઉદ્દેશ્યોને કારણે થાય છે, એ અર્થમાં આ ધારણા ક્યારે ય રહી નથી.

આ વાતથી એટલું તો સાબિત થાય છે જ કે, હિંદુઓની નૈતિકતા કેવળ સામાજિક છે. એનો અર્થ એટલો જ થાય કે, એમની નૈતિકતાનો સ્તર પૂર્ણરૂપથી પારંપરિક અને વ્યહવારિક છે.

આ પ્રકારની નૈતિકતાના બે હાનિકારક આયામો છે. પ્રથમ તો એ વાત નિશ્ચિત નથી કે એને હંમેશાં ઈમાનદારી અને પવિત્રતાની પ્રેરણાથી લાગુ પાડવામાં આવશે. કારણ કે આ વાત ત્યારે જ થઈ શકે છે જ્યારે નૈતિકતા કોઈ વ્યક્તિની ભાવના તથા હેતુમાં બહુ જ ઊંડો પ્રવેશ કરી જાય છે. અને જેને લીધે માનવીય આચરણમાં કોઈ પણ પ્રકારનાં બહાનાંબાજી અને ઢોંગ કરવા માટેનું સ્થાન રહેતું નથી.

દ્વિતીય સ્થાને વ્યવહારિક નૈતિકતામાં (Customary morality) મનુષ્યને માટે એક પ્રકારે રૂકાવટ પેદા કરનારી તથા પોતાના વહેણમાં ખેંચવાની શક્તિ બન્ને હોય છે. તે જે લોકો આગળ વધવાની ઇચ્છા રાખે છે તેવા આદમીને

રોકવાનું કામ તે કરે છે. સમુદ્રના પાણીમાં જહાજને લંગર નાખીને જકડી રાખવામાં આવે છે એવી જ રીતે આમ આદમીને વ્યવહાર કે નૈતિકતા રોકી રાખે છે. વ્યહવારિક નૈતિકતા કેવળ નૈતિક સ્થિરતા (moral stagnation)નું જ બીજું નામ છે. જ્યાં વ્યવહારિક નૈતિકતા જ એક માત્ર નૈતિકતા હોય છે, ત્યાં તમામ બાબતોને આ વાત લાગુ પડે છે. પરંતુ હિંદુઓની વ્યવહારિક નૈતિકતા ગુણ સંપન્ન આચરણ (Meritorious Conduct)ની એક બીજી પણ દુષ્ટબાજુ છે જે એની વિશેષતા છે. વ્યવહારિક નૈતિકતા ગુણ આચરણની વાત છે. સામાન્ય રીતે ગુણસંપન્ન આચરણ એવું હોવું જોઈએ જે સર્વસાધારણ અથવા તો સાર્વજનિક દૃષ્ટિથી ઉત્તમ હોય. પરંતુ હિંદુધર્મમાં ગુણસંપન્ન આચરણને ઈશ્વરની પૂજા સાથે અથવા સમાજના સર્વસાધારણ હિતની સાથે કોઈ સંબંધ હોતો નથી. હિંદુધર્મમાં તો ગુણસંપન્ન આચરણનો સંબંધ બ્રાહ્મણ પ્રત્યે આદર-સન્માન વ્યક્ત કરવામાં તથા એને દક્ષિણા દેવાની સાથે સંકળાયેલો છે. મહામાનવ (બ્રાહ્મણ)ની પૂજા કરવી એ જ હિંદુ નીતિશાસ્ત્ર છે.

આ પરિસ્થિતિમાં જો હું હિંદુ નીતિશાસ્ત્રને પણ હિંદુ ધર્મના તત્ત્વજ્ઞાનનું અનુમાન કરવાનો આધાર બનાવું, તો પણ એનાથી શું ફરક પડે છે ? હિંદુધર્મના ઘણાં બધા અભ્યાસીઓ એ વાત ભૂલી જાય છે કે, જે પ્રકારે હિંદુધર્મમાં કાનૂન અને ધર્મમાં કોઈ અંતર નથી, એવી જ રીતે કાનૂન અને નીતિશાસ્ત્રમાં પણ કોઈ અંતર નથી. બન્નેનો સંબંધ એક જ વાત સાથે છે. તે વાત એ છે કે નિમ્નસ્તરના હિંદુઓના આચરણને નિયંત્રીત કરવું, જેથી તેઓ શ્રેષ્ઠ હિંદુઓના ઉદ્દેશ્યોની પૂર્તિ કરી શકે.

ત્રીજી બાબત - કેટલાક લોકો મારી સામે એવો વિરોધ ઊઠાવી શકે તેમ છે કે, મેં ઉપનિષદો - જે હિંદુધર્મ દર્શનનો સાચો સ્ત્રોત છે એના અંગે વિચાર કર્યો નથી, પણ હિંદુદર્શનનું બિલકુલ જુઠું ચિત્ર પ્રસ્તુત કર્યું છે.

હું એ વાતનો સ્વીકાર કરું છું કે મેં ઉપનિષદો અંગે વિચાર કર્યો નથી. પણ એના માટેનાં કેટલાક કારણો મારી પાસે છે. અને ઉપનિષદો અંગે વિચાર નહીં કરવામાં કેટલીક નક્કર બાબતો છે.

'હિંદુધર્મના તત્ત્વજ્ઞાન' અંગે મારી વિચારણાનો સંબંધ 'ધર્મદર્શન'ના એક ભાગ રૂપે છે. મારો સંબંધ 'હિંદુ દર્શન' સાથે નથી. જો મારી વિષયવસ્તુ 'હિન્દુ તત્ત્વજ્ઞાન' અંગે જ હોત તો ઉપનિષદ અંગે શોધ-પરખ કરવાનું મારે માટે આવશ્યક બની જાત ! આમ છતાં પણ ઉપનિષદ અંગે તર-તપાસ કરવા માટે હું તૈયાર છું કારણ કે હું એવી કોઈ શંકા રહેવા દેવા માગતો નથી

કે, જેને મેં 'હિંદુધર્મનું દર્શન' ગણાવ્યું છે - તે વાસ્તવમાં ઉપનિષદનું દર્શન પણ છે.

ઉપનિષદનું તત્ત્વજ્ઞાન ખૂબ જ ટૂંકા શબ્દોમાં - સંક્ષિપ્ત રીતે કહી શકાય તેમ છે. હકસલે દ્વારા એને ખૂબ જ સંક્ષેપમાં ઉત્તમ પ્રકારે વ્યક્ત કરવામાં આવ્યું છે.[1] તેમનું કહેવું છે કે ઉપનિષદનું તત્ત્વજ્ઞાન એ બાબત અંગે સંમત છે કે,

"મનના (Mind) અથવા કોઈ પદાર્થ (Matter)ના હૃદય સ્વરૂપમાં થનારા ક્રમિક બદલાવના સૂત્રની અંતર્ગત છૂપાયેલી (beneath the shifting series of phenomena) સ્થાયી વાસ્તવિકતા (Permanent Reliabity)અથવા પદાર્થના અસ્તિત્વને સમજવામાં જ ઉપનિષદના તત્ત્વજ્ઞાનનો સાર રહેલો છે. વિશ્વનું સારભૂત તત્ત્વ પદાર્થ છે. (The Substance of the cosmos) સમગ્ર અવકાશ અને અસ્તિત્વની સુનિયોજિત વ્યવસ્થાનું તત્ત્વ છે બ્રહ્મ (Brahma)અને વ્યક્તિ પાછળની વ્યવસ્થા છે આત્મા (Atman)હું એમ પણ કહી શકું કે જીવનની માયાજાળ રચતી બાબતો, વિચારો, ઇચ્છાઓ, સુખ તથા દુઃખને કારણે અલગ પડે છે. જેને કારણે જીવનની ભ્રામક માયાજાળ ઊભી થાય છે. જે લોકો અજ્ઞાની છે તે લોકો એને જ સારી માને લે છે. પરિણામે એનો આત્મા સદાને માટે આ ભ્રમોના કારાગૃહમાં ઇચ્છાઓથી બંધાયેલો રહે છે અને પોતાની તૃષ્ણાઓના બંધનોમાં જકડાઈને દુઃખ યાતનાઓની સજા સહન કરતો રહે છે.

ઉપનિષદની આ ફિલસુફીનો ભલા શું અર્થ છે અને શું ઉપયોગ છે ? ઉપનિષદોની ફિલસુફી મુજબ આ જીવનના સંઘર્ષમાંથી બહાર નીકળવા માટે ઇચ્છાઓનો વિનાશ કરીને પોતાની ઇન્દ્રીયોના ભોગ-ઉપભોગનો ત્યાગ કરી, સંન્યાસ ધારણ કરીને જીવનના અસ્તિત્વના સંઘર્ષથી પાછળ હઠી શકાય છે. જીવન પદ્ધતિના રૂપમાં હકસલે[2] એ આ વાતની અત્યંત કઠોર શબ્દોમાં આલોચના કરી છે.

"ભારતીય સંન્યાસીઓએ અને તપસ્વીઓએ તપશ્ચર્યા દ્વારા શારીરિક રીતે જેટલું કષ્ટ સહન કર્યું છે, એટલું અન્ય કોઈ સ્થળે સહેવામાં આવ્યું હોય એવું ઉદાહરણ મળતું નથી કે મળવું મુશ્કેલ છે. આધુનિક યુગમાં કોઈ પણ સંન્યાસી કે મઠવાદી પ્રથાએ માનવીય મનને લાગણી શૂન્ય - નિંદ્રિત-અર્ધનિંદ્રિત અવસ્થાની એટલે હદે પતિત કરી નથી, જેનાથી એની સર્વસામાન્ય

૧. ઈવોલ્યુશન એન્ડ એથિક્સ : પૃ. ૬૩.
૨. ઈવોલ્યુશન એન્ડ એથિક્સ : પૃ. ૬૪.

પવિત્રતા પાગલપણાની ભાવના સુધી ભરાઈ જાય. એવો ખતરો પેદા કર્યો છે.

પરંતુ ઉપનિષદના દર્શનની આલોચના સાર્વજનિક રીતે લાલા હરદયાળે કરી છે. એની તુલનામાં ઉપરોક્ત ટીકા તો કંઈ જ નથી. તેમણે તો કહ્યું છે કે,

ઉપનિષદો એવો દાવો કરે છે કે, એના જ્ઞાનથી પ્રત્યેક વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત થઈ જાય છે. પરિપૂર્ણતાની આ લાલસા જ ભારતમાં કૃત્રિમ અધ્યાત્મવાદનો આધાર બની ગઈ છે.

ઉપનિષદોનાં લખાણો - મૂર્ખ વિચાર, સ્વૈર-વિહારી કલ્પનાઓ અને ગેરમાર્ગે દોરનારાં અનુમાનોથી ભરેલાં પડ્યાં છે, અને આપણે હજુ સુધી એ વાત સમજી શક્યા નથી કે, આ બધી બાબતો નિરર્થક છે. આપણે તો પુરાણાં માર્ગો પર જ ચાલ્યા કરીએ છીએ. આપણે તો અતિઉત્તમ યુરોપિયન સામાજિક વિચારોના અનુવાદો કરવાને બદલે એની એ જ જુના પુરાણાં થોથાંઓનું સંપાદન કરતા રહીએ છીએ જો ફ્રેડરિક હેરીસન (Fredric Harrison)બ્રિએક્સ (Brieux)બેબેલ (Bebel) આનાતોલે ફ્રાન્સ (Anatole France). હાર્વે(Herve)હાઈકલ (Haekel)જિડિંગ્સ (Giddings અને માર્શલ (Marshall) જેવા લોકોએ પોતાનો સમય ડન્સ (Duns) સ્કાઉટ (Scoutus) અને થોમસ એકવીનસ (Thomus Aquinas) વગેરેના નિબંધોની પુર્નરચના અને પેટાટિયૂચ (Pentateuch)ના કાયદા તથા બિઓવુલ્ફ (Beowulf)ની કવિતાની ગુણસંપન્નતાની ચર્ચા કરવામાં વિતાવ્યો હોત તો યુરોપની સ્થિતિ કેવી હોત ! ભારતીય વિદ્વાનો તથા બુદ્ધિજીવીઓની જે બાબતો નિરર્થક અને પુરાણી છે એના પ્રત્યે એક પ્રકારનો પાગલ મોહ પ્રવર્તે છે. પોતાના કેટલાક વિકાસશીલ મનુષ્યો દ્વારા સ્થાપિત સંસ્થાઓ પોતાના યુવકોને વેદોના માધ્યમથી સંસ્કૃત વ્યાકરણનું શિક્ષણ આપવાનો ઉદ્દેશ આપે છે. વિદ્વતા પ્રાપ્ત કરવાની આ કેવી ગાંડી લાલસા છે અને કેવાં ખોટાં કદમ છે ! આ પ્રયાસ તો એવો પ્રયાસ છે જ્યાં રણના વિસ્તારમાંથી કોઈ કાફલો તાજુ મીઠું પાણી શોધવા માટે ખારાપાણીના દરિયા તરફ કૂચ કરતો ચાલ્યો જતો ન હોય ! હે ! ભારતના નવયુવકો; આપણાં દુર્ગંધયુક્ત ધાર્મિક-આધ્યાત્મિક ગ્રંથોમાં બુદ્ધિમત્તા જોવાનો પ્રયાસ ન કરો. એમાં શબ્દોની અંત:હીન કસરત સિવાય બીજું કશું જ જોવા મળે તેમ નથી. રુસો Rousseau કે. વોલ્ટેર, Voltair પ્લેટો (Plato) અને એરિસ્ટોટલ, Aristotle હાઈકલ (Haeckel) અને સ્પેન્સર (Spencer) માર્ક્સ

૧. ઈવોલ્યુશન એન્ડ એથિક્સ : પૃ. ૬૪.

(Marx) અને ટોલ્સ્ટોય (Tolstoi) રસ્કિન (Ruskin) અને કોમ્તે (Comte) તથા અન્ય યુરોપિયન વિચારકોને વાંચવાનો પ્રયાસ કરો. જો જીવન અને તેની સમસ્યાઓને સમજવા ઇચ્છતા હો તો આ વિચારકોને વાંચો."

લાલા હરદયાલની આ આલોચના ને દૂર રાખીએ, તોપણ પ્રશ્ન એ થાય છે કે, શું હિંદુધર્મ ઉપર સામાજિક તેમ રાજનૈતિક વ્યવસ્થાના રૂપમાં ઉપનિષદના તત્વજ્ઞાનનો કોઈ પ્રભાવ પડયો છે ? એ વાતમાં કોઈ સંદેહ નથી કે, ઉપનિષદના દર્શનનું હિંદુઓની સામાજિક અને નૈતિક વ્યવસ્થા પર કોઈ પણ પ્રભાવ પડયો નથી. ઉપનિષદના પ્રભાવની દૃષ્ટિએ જોઈએ તો તે પરિણામશૂન્ય રહ્યું છે.

આ દુર્ભાગ્યપૂર્ણ પરિણામોના કારણે જાણવાનું ઉચિત ગણાશે. એક કારણ તો બિલકુલ સ્પષ્ટ જ છે કે, ઉપનિષદોનું દર્શન અપૂર્ણ રહ્યું છે, એના લીધે એનું કોઈ પરિણામ પ્રાપ્ત થઈ શકયું નથી. જે થવું જોઈતું હતું તે થયું નથી.

જો આપણે એમ પૂછીએ કે ઉપનિષંદની મૂળભૂત બાબત (Key-note) કઈ છે ? પ્રોફે. મેકસમૂલરનું[1] કહેવું છે કે "ઉપનિષદનો મૂળ સ્વર છે" સ્વયંને ઓળખો.

ઉપનિષદનો 'સ્વયંને ઓળખો.' નો મતલબ છે તમારા અહંકારની નીચે દબાઈ ગયેલ છે તે સત્યને ઓળખી લો. અને એને પ્રાપ્ત કરો તથા એને એના શ્રેષ્ઠતમ અને નિત્યરૂપમાં જાણો. તે એવો 'એક' છે જેના સમાન બીજું કાંઈ નથી. અને આ જ સંપૂર્ણ વિશ્વની અંતર્મન ભાવના છે."

આત્મા અને બ્રહ્મ એક છે તે એક સચ્ચાઈ છે, એક મહાન સત્ય છે. જેના અંગે ઉપનિષદોએ કહ્યું છે કે "તેને શોધી કાઢો' અને એટલા માટે જ એમણે મનુષ્યોને કહ્યું છે કે 'તેને ઓળખો'.

હવે પ્રશ્ન એ છે કે ઉપનિષદનું તત્વજ્ઞાન પરિણામશૂન્ય શા માટે રહ્યું ? એનાં અનેક કારણો છે એની ચર્ચા અન્ય કોઈ સ્થાને પર કરવાની મારી ઇચ્છા છે. પણ આ સ્થળે તો હું કેવળ એક જ કારણનો ઉલ્લેખ કરવાની ઇચ્છા રાખું છું. ઉપનિષદના તત્વવેત્તાઓ એ વાત સમજી શકયા નથી કે "કેવળ સત્યને જાણવું" એટલું જ પર્યાપ્ત નથી. પ્રત્યેક માણસે સત્યને પ્રેમ કરવાનું પણ શીખવું જોઈએ.

'દર્શન' અને 'ધર્મ'માં જે ભેદ છે તે બે પ્રકારે સ્પષ્ટ કરી શકાય તેમ

૧. હિબ્બર્ટ લેકચર્સ, ૧૮૭૮. પૃ. ૩૧૭.

છે. દર્શનનો સંબંધ "સત્યને જાણવાની સાથે" હોય છે જ્યારે ધર્મનો સંબંધ "સત્ય પર આસ્થા રાખવા સાથે" હોય છે. દર્શન અપરિવર્તનીય હોય છે પરંતુ ધર્મ પરિવર્તનશીલ હોય છે આ ભિન્નતાઓ એક જ વસ્તુની બે અલગ બાજુઓ જેવી છે.

દર્શન અપરિવર્તનીય હોય છે કારણ કે તે માત્ર સત્યને જાણવા સાથે જ સંબંધિત છે. ધર્મ પરિવર્તનીય છે કારણ કે, તે સત્ય પર આસ્થા રાખવા સાથે સંબંધિત છે. જેવું મેકસ પ્લોમન[૧](Max Plowman)

"..... જ્યાં સુધી ધર્મ પરિવર્તનશીલ નથી રહેતો અને કોઈ વસ્તુ ને માટે આપણી અંદર પ્રેમભાવના ઉત્પન્ન કરતો નથી, તો પછી એવી વસ્તુ વિના જ આપણે ચલાવી લેવું જોઈએ - જે વસ્તુને આપણે ધર્મ કહીએ છીએ, કારણ કે ધર્મ સત્યની દૃષ્ટિ છે અને જો આપણી સત્યની દૃષ્ટિની સાથે એના પ્રત્યે પ્રેમની ભાવના નથી રહેતી, ત્યારે આપણે માટે એ વાત ઉત્તમ જ ગણાશે કે, આપણે એવી દૃષ્ટિને જ પ્રાપ્ત ન કરીએ. બુરો માણસ તો આપણે એને જ કહીએ છીએ જેણે સત્યને કેવળ તિરસ્કાર કરવા માટે જોયું છે. ટેનીસને (Tennyson)કહ્યું છે,

"જ્યારે આપણે કોઈને જોઈએ ત્યારે એના પર ખૂબ પ્રેમ કરવો જોઈએ" પરંતુ એવું તો થતું જ નથી આ વાતને એની વસ્તુપરકતા (Objectivity)ની દૃષ્ટિએ જોઈએ તો જે શ્રેષ્ઠ હોય છે તે એની અલગતા (difference)અને અંતરને (Distance)ને કારણે તેજસ્વી લાગે છે અને તેના કારણે જ આપણને ડર લાગે છે. અને જેનાથી આપણે ડરીએ છીએ તેને પ્રેમ કરી શકતા નથી. એનાથી તો આપણે ઘૃણા કરીએ છીએ.

તમામ લોકોત્તર દર્શનો (Trenscendal Philosophies)ની આ જ નિયતિ છે. આવા તત્વજ્ઞાનોની જીવનશૈલી ઉપર કોઈ પ્રભાવ રહેતો નથી. શ્રી બ્લેકે(Blake)કહ્યું છે કે, "ધર્મ રાજનીતિ છે અને રાજનીતિ બંધુત્વ છે." તત્વજ્ઞાનને ધર્મ બનાવવો જરૂરી છે. એટલે કે એણે એવું નીતિશાસ્ત્ર બનવું જોઈએ જે કાર્યસાધક બની શકે. ને માત્ર આધ્યાત્મવાદ નહીં રહેવો જોઈએ. પ્લામને (Plowman) કહ્યું છે કે,

"જો ધર્મ એક આધ્યાત્મવાદ બનીને રહી જાય અને એના સિવાય બીજું કંઈ નહીં ત્યારે એક વાત નિશ્ચિત છે કે; એનો સીધો તથા સામાન્ય માનવીઓની સાથે કોઈ સંબંધ નહીં હોય !

---

૧. ધી નેમિસિસ ઑફ ઇનઇફેકટ્યુઅલ રિલિજિયન - એડેલ્ફી જાન્યુ. ૧૯૪૧.

ધર્મને આધ્યાત્મવાદની પકડમાં રાખવાનો મતલબ છે; એને મૂર્ખતાનો વિષય બનાવવો, કારણ કે જે રીતે આપણે કોઈ એવી વાતમાં જે પ્રત્યક્ષ તથા સજીવરૂપથી રાજનીતિમાં પરિણામકારક નથી; છતાં વિશ્વાસ કરીએ છીએ. એવી જ રીતે અંતે તો ધર્મમાં વિશ્વાસ રાખવો એ પણ કઠોર શબ્દોમાં કહીએ તો એક મૂર્ખતા જ છે. કારણ કે કોઈ પરિણામકારક અર્થમાં એવો વિશ્વાસ કોઈ પણ પ્રકારનો ફરક કરતો નથી. અને સમય તથા આકાંક્ષાની આ દુનિયામાં જો કોઈ વાત ફરક પાડી શકતી ન હોય, તો તે અંસ્તિત્વહીન જ હોય છે.''

અને આ કારણોને લીધે જ ઉપનિષદનું તત્ત્વજ્ઞાન પરિણામશૂન્ય સાબિત થયું છે. એટલે એ વાત તો તદ્દન નિર્વિવાદ છે કે, હિંદુનીતિ-શાસ્ત્રથી વિપરીત, ઉપનિષદોના તત્ત્વજ્ઞાનથી ઉલ્ટી, મનુ દ્વારા ઉદ્‌ઘોષિત હિન્દુધર્મનું દર્શનથી એક રજમાત્ર અથવા અત્યંત મામુલી વાત પણ મટાડી શકાઈ નથી. મનુએ ધર્મના નામે જે કલંકિત શિક્ષણ આપ્યું, એને નષ્ટ કરવાને માટે તેઓ બહુ જ પરિણામશૂન્ય અને શક્તિહીન હતા અને એના અસ્તિત્વ વિપરિત આપણે એવું પણ કહી શકીએ છીએ કે, ''હિંદુધર્મ તારું નામ અસમાનતા છે.''

## ભાગ-૬

અસમાનતા, એ તો હિંદુધર્મનો આત્મા છે. હિન્દુધર્મની નૈતિકતા કેવળ સામાજિક છે. એટલી વાત તો કમ સે કમ નિશ્ચિત છે કે હિંદુધર્મ નૈતિકતા અને માનવતાનો વિરોધી છે અને જે વાત નૈતિકતા અને માનવતા વિરોધી હોય તે સ્વાભાવિક રીતે જ સરળતાથી અનૈતિક, અમાનવીય, તથા હલકટ બની જાય છે. હિંદુત્વ આજે આવું જ કંઈક બની ગયું છે. જે લોકો આ બાબત ઉપર સંદેહ કરે છે અથવા એનો ઇન્કાર કરતા હોય છે એવા લોકોએ હિંદુસમાજની સામાજિક રચનાની તપાસણી કરી એનાં અંગભૂત તત્ત્વોની વર્તમાન સ્થિતિ પર ચિંતન કરવું જોઈએ. આપણે કેટલાક દાખલાઓ લઈને વિચાર કરીએ.

પહેલાં આપણે વિકાસવંચિત આદિવાસી સમુહો અંગે જોઈએ કે તેઓ સભ્યતાની કંઈ અવસ્થાએ જીવન જીવે છે ?

માનવીય સભ્યતાના ઇતિહાસમાં-માનવ વિકાસના તબક્કાઓમાં જંગલી અવસ્થાથી માંડીને બર્બર અવસ્થા સુધી અને બર્બર અવસ્થાથી માંડીને સભ્યતા સુધીના તમામ તબક્કાઓનો સમાવેશ થાય છે એક અવસ્થાથી બીજી અવસ્થામાં સંક્રાંતિની પ્રક્રિયા દરમ્યાન કોઈને કોઈ શોધખોળ કે આવિષ્કાર થયો હોય અને તેને લીધે મનુષ્ય ઉન્નતિના માર્ગે આગળ વધેલો છે.

માનવ વિકાસની દૃષ્ટિએ પહેલી અને મહત્ત્વપૂર્ણ વાત હતી સ્પષ્ટ ભાષાનો વિકાસ, જેને કારણે મનુષ્ય 'અસભ્ય' મનુષ્યથી અલગ પડયો. વાણીના વિકાસનો પ્રથમ તબક્કોએ 'અસભ્યતાની અવસ્થા'નો પહેલો તબક્કો ગણી શકાય. અસભ્યતાની મધ્યાવસ્થા ઉત્પાદનના જ્ઞાનથી તથા અગ્નિના ઉપયોગથી આરંભ થઈ. આ ખોજને કારણે મનુષ્ય પોતાના નિવાસસ્થાનની અચોક્કસતાનો અંત આણ્યો. અગ્નિની શોધને લીધે એણે જંગલ વિસ્તારમાં રહેવાનું છોડી દઈને ઠંડા જળવાયુના પ્રદેશમાં રહેવાનું શરૂ કર્યું. અને પોતાના ભોજનમાં માંસ અને માછલી શેકીને ખાવાનો ઉપક્રમ આરંભ્યો. એની આગળની શોધ હતી તીર અને કમાનની. આદિમાનવની આ સૌથી મહત્વની ઉપલબ્ધિ હતી. અને જંગલી મનુષ્યના વિકાસની આ ચરમ અવસ્થા હતી. વાસ્તવમાં તીર કમાન એક અદ્‌ભૂત ઓજાર હતું. આ હથિયાર ધારણ કરનાર સૌથી ગતિમાન પશુની પણ તીર મારીને હત્યા કરી શકતો હતો. તથા કોઈ પણ હિંસક પશુથી પોતાનું રક્ષણ કરી શકતો હતો.

જંગલી અને અસભ્ય અવસ્થામાંથી મનુષ્યે બર્બરતાના યુગમાં પ્રવેશ કર્યો. આ અવસ્થામાં માટીના વાસણોની શોધ થઈ. આ પહેલા માણસ પાસે વાસણો નહોતાં જે આગમાં નષ્ટ થઈ શકે નહીં. વાસણો વિના તો મનષ્ય ન તો રાંધી શકતો હતો કે ન તો રાંધલો ખોરાક સંઘરી શકતો હતો એક વાત નિ:શંક છે કે માટીના વાસણોનો પ્રારંભ થયો તે હકીકતનો સંસ્કૃતિના નિર્માણમાં ઘણો મોટો પ્રભાવ પડયો છે.

જંગલી અવસ્થાની મધ્યાવસ્થા ત્યારે પ્રારંભ થઈ, જ્યારે મનુષ્યોએ હિંસક પશુઓને પાલતુ બનાવવાનું શરૂ કર્યું. એણે જોયું કે પાલતું પશુ એને ઉપયોગી થઈ શકે તેમ છે. હવે મનુષ્ય ભરવાડ બની ગયો. પોતાનાં પશુઓનું પાલન કરવા માંડયો. પહેલા ભોજન મેળવવા માટે એને ખતરનાક પશુઓનો પીછો પકડવો પડતો હતો. હવે એ સ્થિતિમાંથી એનો છૂટકારો થયો. બધી જ ઋતુઓમાં દૂધની ઉપલબ્ધિ એને પશુપાલનને લીધે થવા માંડી અને એના ખાન-પાનમાં એક મોટું પરિવર્તન આવ્યું. ઘોડાઓ અને ઉંટોની સહાયતાથી તેણે દૂર દૂર સુધી સફર કરવા માંડી જે આ પહેલાં એને માટે અસંભવ બાબત હતી. પાલતુ જાનવરો એને માટે વ્યાપારમાં સહાયક બની ગયા, જેને કારણે તે પોતાની વસ્તુઓ અને કલ્પનાઓનો પણ વિનિમય કરવા માંડયો. (પ્રાગૈતિહાસિક કાળ-Pre Historical Age).

એ પછીનો તબક્કો આવ્યો લોખંડને ઓગાળીને એમાંથી હથિયારો અને વસ્તુઓનું નિર્માણ કરવાની કલાનો. જંગલોમાં રહેનારા માણસોના જીવનની ઉન્નતિની આ ઉચ્ચતમ અવસ્થાનો તબક્કો હતો. આ આવિષ્કારને પરિણામે તો મનુષ્ય એક રીતે તો "ઓજાર બનાવનાર પ્રાણી" બની ગયો. જે પોતાનાં ઓજારોથી લાકડાં પત્થરને ભિન્ન ભિન્ન આકાર આપવા માંડયો અને મકાનો અને પુલોનું નિર્માણ કરવા માંડયો. અને આ સાથે જ જંગલમાં રહેનાર મનુષ્યની ઉન્નતિની અંતિમ અવસ્થાનો અંત આવી ગયો. (Proto - Historical Age. આદિ ઐતિહાસિક યુગ)

'સભ્યતા' આ શબ્દનો પરિપૂર્ણ અર્થ કરવો હોય તો એટલો કરી જ શકાય કે; એક 'સભ્ય મનુષ્યથી અલગ થયેલા માણસે ચિત્રોથી અને ચિત્રાંકિત ચિહ્નોના માધ્યમથી એક બીજાને સમજાવવાની કલાનો વિકાસ કર્યો. જેને આપણે લેખનની કળા કહીએ છીએ. આ કલાના વિકાસની સાથે જ મનુષ્યે સમય પર વિજય પ્રાપ્ત કરી લીધો. જેમ કે પહેલાંની શોધખોળોએ એને સ્થળ ઉપર વિજય પ્રાપ્ત કર્યો હતો.

આ ગાળામાં મનુષ્ય પોતાની કૃતિઓ, રચનાઓ અને વિચારોને લખવા માંડયો. ત્યાર પછી એનું જ્ઞાન, એનાં સોનેરી સપનાં, એની નૈતિક આકાંક્ષાઓ વગેરેને એવી રીતે લખવા સક્ષમ થયો કે ન તો એની સમકાલીન પેઢી પણ ભવિષ્યમાં આવનારી પેઢીઓ પણ વાંચી શકે. મનુષ્યને માટે એનો ઇતિહાસ એક સુરક્ષિત અને જતન કરવાને યોગ્ય બની ગયો. આ એક સર્વોચ્ચ અને ચરમ કક્ષા હતી જે પર વિજય મેળવીને માનવીએ સભ્યતાનો આરંભ કર્યો. અને માનવી એનું પ્રતીક બની ગયો.

હવે આપણે અહીં થોડુંક રોકાઈને એવો પ્રશ્ન પૂછવા માગીએ છીએ કે; આપણાં દેશના આદિવાસીઓ જનસભ્યતાની કઈ અવસ્થાએ અત્યારે જીવી રહ્યાં છે.

'આદિવાસી' શબ્દ જ એમની વર્તમાન અવસ્થાને સ્પષ્ટ કરે છે. આદિવાસી કહેવાતા લોકો જંગલોમાં નાની નાની ઠેર ઠેર અલગ અલગ ફેલાયેલી ઝુંપડીઓમાં રહે છે. તે જંગલી વનસ્પતિ તથા ફૂલ ફળ ખાઈને જીવે છે. ભોજન પ્રાપ્ત કરવા માટે તેઓ માછલી પકડે છે અને શિકાર કરે છે. એમની સામાજિક વ્યવસ્થામાં ખેતીને માટેનું સ્થાન ખૂબ જ ગૌણ છે. અભાવમાં જીવનારા આ સમાજ માટે અન્ન પ્રાપ્ત કરવું એક બહુજ સંકટની વાત હોવાને લીધે આદિવાસી સમાજ લગભગ ભૂખમરાનું જીવન જીવે છે. અને એમને તાત્કાલિક મુક્તિ મળે એવી સંભાવના દેખાતી નથી. જ્યાં સુધી કપડાંનો સવાલ છે; તેઓ એનો એટલો ઓછો ઉપયોગ કરે છે કે; તે કપડાં એમનાં શરીર ઉપર નહીં જેવા જ હોય છે. તેઓ લગભગ નગ્નાવસ્થામાં જ રહે છે. એક આદિવાસી જાતિનું નામ "બોંડા પૌરાજ" (Bonda Porajas)છે એનો અર્થ થાય છે. 'નગ્ન પોરાજ' (Nacked Porajas) એવું કહેવામાં આવે છે કે આ લોકોમાં સ્ત્રીઓ એક બહુ જ ટૂંકું વસ્ત્ર કમર ઉપર પહેરે છે. જે શરીરને ઢાંકવા માટે લહેંગાનું કામ કરે છે. એમનું આ વસ્ત્ર આસામના મામજાક (Mamjak) આદિવાસી લોકોના વસ્ત્ર જેવું જ હોય છે, જેના બે છેડા કમ્મર ઉપર ઘણી જ મુશીબતથી પહેરવામાં આવે છે. આ અર્ધલંગોટ જેવું વસ્ત્ર જંગલી વેલાઓના રેશાઓ કાઢીને સ્ત્રીઓ ઘેર બેસીને બનાવી લે છે. છોકરીઓ મણકાઓની માળા પહેરે છે જે મૌમજાક આદિવાસી સ્ત્રીઓના પહેરવેશ જેવી જ હોય છે. એ સિવાય સ્ત્રીઓ બીજું કશું જ પહેરતી નથી. સ્ત્રીઓ પોતાના આખા માથાના વાળનું મુંડન કરે છે.

આ આદિવાસીઓમાં નિઝામના રાજ્ય ફરાહાબાદની પાસે રહેનારી એક

ચૈન્ચુ (Chenchus) જાતિ વિશે એવું કહેવાય છે કે એમના મકાન શંકુના આકારના વાંસના બનેલા હોય છે. જેમાં એક મધ્યબિંદુ પરથી ઢળતો ઢાળ આવતો હોય છે. જે ઘાસની ઝીણી પટીથી ઢાંકેલા હોય છે તેનું છાપરું પણ ઘાસનું જ હોય છે. આ લોકોની ઘરવખરી ઘણી ઓછી હોય છે. પુરુષો લંગોટી જેવું કપડું પહેરે છે.

સ્ત્રીઓ એક નાની આંગી ચણિયા જેવું નાનું કપડું પહેરે છે એમની પાસે રાંધવાનાં થોડાક વાસણો અને એકાદ બે ટોપલીમાં થોડુંક અનાજ. બસ આમાં જ સઘળો સંસાર આવી ગયો. આ લોકો ઢોર અને બકરાં રાખે છે અને થોડી ઘણી ખેતીવાડી પણ કરે છે. પણ બીજી જગ્યાએ આ લોકો મધ અને જંગલની પેદાશો વેચીને જીવન નિર્વાહ કરે છે.

એક બીજી જંગલમાં વસનારી જાતિ મેરિયા છે. આ જાતિના પુરુષો કમ્મરે એક વસ્ત્ર બાંધે છે જેનો એક છેડો સામેથી લટકતો હોય છે. આ લોકો મણકાઓની માળા પહેરે છે અને માથે મોરનું પિંછુ લગાવે છે. ઘણી છોકરીઓના માળા પહેરે છે અને માથે મોરનું પિંછુ લગાવે છે. ઘણી છોકરીઓના શરીર પર છૂંદણા શૂળ કે સોયથી કોતરવામાં આવે છે. ઘણી સ્ત્રીઓ વાળમાં મરઘાંના રંગબેરંગી પીંછા ખોસે છે. અને વાળની સજાવટ લાકડાની પીન કે પિત્તળના કાંસકાથી કરે છે.

આ જંગલી જાતિઓ ગમે તે વસ્તુઓ ખોરાકમાં લઈ શકે છે. જીવજંતુઓ પણ આરોગી શકે છે. કોઈ પણ પ્રકારનું માંસ એવું નહીં હોય જે એમને અભક્ષ્ય લાગતું હોય ! પછી જાનવર નૈસર્ગિક મૃત્યુ પામ્યું હોય કે ચાર-છ દિવસ પહેલાં સિંહ કે વાઘનો શિકાર બનેલું હોય !

આદિવાસી જાતિઓ પછીનો એક સમૂહ જે 'અપરાધી જાતિઓનો' છે જેનો આપણે અભ્યાસ કરવા માગીએ છીએ.

આદિવાસી જંગલવાસી જાતિઓની માફક આ અપરાધી જાતિઓ જંગલમાં રહેતી નથી. પણ સભ્યજાતિઓની પડખે રહેતી હોય છે. શ્રી હોલિયસે પોતાના પુસ્તક 'ક્રિમિનલ ટ્રાઈબ્સ ઓફ સેન્ટ્રલ પ્રોવિન્સ'માં આ લોકોની ગતિવિધિઓનું વર્ણન કર્યું છે. આ જાતિ પોતાની આજીવિકા અપરાધી કૃત્યો કરીને જ મેળવે છે. આ જાતિઓમાંના કેટલાક લોકો ખેતી કરે છે. આ અપરાધી જાતિ હોવાથી લૂંટફાટ એ એમનો મુખ્ય વ્યવસાય છે. તેઓ તમામ પ્રકારના અપરાધ કરતા હોય છે. એક વાર કોઈ વસ્તીની લૂંટફાટ માટેનો નિર્ણય લીધા પછી સાધન સંપન્ન વ્યક્તિની તલાશ માટે આ લોકો જાસુસી કરે છે. વસ્તીની આદતોનો અભ્યાસ કરે છે. લોકો પાસે બંદૂકો છે કે નહીં તેનો અંદાજ પણ

મેળવે છે. સાધારણ રીતે અર્ધરાત્રીના સમયે એકાએક સામુહિક હુમલો કરવામાં આવે છે. જાસુસો દ્વારા મેળવેલી માહિતીના આધારે વસ્તીમાં જુદા જુદા સ્થાને માણસોની ગોઠવણ કરવામાં આવે છે. બંદૂકનો ભડાકો કરીને વસ્તીનું ધ્યાન અવળી બાજુ દોરે છે અને બાકીના લૂંટારાઓ પહેલેથી નક્કી કરેલું ઘર લૂંટી લે છે. એક ટોળકીમાં ૩૦ જણાથી માંડીને ૮૦ જણાની ટોળકી બનાવાય છે.

આ લોકોના જીવનમાં અપરાધની માત્રા એટલી બધી હોય છે કે, તેનું વર્ણન કરવું અતિ આવશ્યક છે. એક બાળક જ્યારથી હરતું ફરતું અને બોલતું-ચાલતું થાય છે, ત્યારથી જ એના અપરાધી જીવનની દિક્ષા શરૂ થઈ જાય છે નિઃસંદેહ આની પાછળ એક વાસ્તવિક ઉદ્દેશ રહેલો હોય છે. કારણ કે જ્યારે નાના અપરાધી બાળકો ચોરી કરતાં ઝડપાય છે, ત્યારે લોકો એકાદ બે થપ્પડ મારીને એમને છોડી મૂકે છે. પણ જો ચોર પુખ્ત વયનો માણસ હોય તો તેની ધરપકડ કરવામાં આવે છે. આ અપરાધીકૃત્યમાં સ્ત્રીઓ પણ મહત્ત્વનો ભાગ ભજવે છે. તે સીધેસીધી લૂંટફાટમાં ભાગ લેતી હોતી નથી પણ બીજી મહત્વની જવાબદારીઓ નિભાવે છે. તેઓ ચોરાયેલી વસ્તુઓનું વેચાણ કરવામાં નિપૂણ હોય છે. અને દુકાનો પરથી સામાન ઉપાડવામાં ઉત્સાદ હોય છે.

એક જમાનો એવો પણ હતો કે જ્યારે અપરાધી જાતિઓનું મોટું સંગઠન હતું.

પિંઢારાનામના અપરાધીઓની હથિયાર બંધ ટોળકીઓ એક સમયે દેશમાં ફરતી રહેતી. લશ્કરની જેમ આ પિંઢારાઓનું ૨૦,૦૦૦ ઘોડેસવારોનું જૂથ રહેતું. આ સેનાના સેનાપતિ પણ રહેતા. 'ચિતુ' નામનો એમનો સૌથી શક્તિશાળી સેનાપતિ ઇતિહાસમાં નોંધાયો છે. એની પાસે પાયદળ સેના અને તોપખાનું પણ હતું. પિંઢારાઓ પાસે કોઈ દેશ જીતવાની યોજના નહોતી. જેમાં પોતાના અનિયમિત સૈનિકોનો મુક્ત લૂંટફાટ માટે ભરતી કરે, જેથી વ્યાવસાયિક લૂંટારાઓનું સંગઠન પેદા થાય. પિંઢારાઓ પ્રદેશ જીતવાની મહત્વાકાંક્ષા રાખતા નહોતા. એમનો આશય તો લૂંટફાટ કરીને પોતાની તિજોરી ભરવાનો જ હતો. સામાન્ય 'લૂંટારા' અને 'લૂંટારાપણું' એ જ એમનો વ્યવસાય હતો. તે કોઈ પણ પ્રકારના નિયમોને માનતા નહોતા. તે કોઈનાય આધિન નહોતા. કોઈના પ્રત્યે એમની રાજભક્તિ પણ નહોતી. તે કોઈનો આદર પણ કરતા નહોતા અને ઊંચ-નીચ-ગરીબ-અમીર જે કોઈ ધક્કે ચઢે એને કોઈ પણ જાતના ડર કે ભેદ વિના લૂંટી લેતા.

ઠગ લોકો ધંધાકીય હત્યારાઓનું એક સુવ્યવસ્થિત જૂથ હતું. તે ૧૦ જણાંથી માંડીને ૧૦૦ જણાના જૂથમાં રહેતા. અને જુદા જુદા વેશ ધારણ કરીને આખા દેશમાં ભ્રમણ કરતા. આ લોકો ધનવાન હોય તેવા યાત્રીઓનો વિશ્વાસ પ્રાપ્ત કરતા. અને પછી ઉચિત અવસર જોઈને યાત્રીના ગળામાં રસ્સી અથવા રૂમાલનો ફાંસો નાખીને એમનું ગળું રૂંધીને મારી નાખતા અને તેમનું બધું ધન લૂંટી લેતા અને મૃતકને જમીનમાં દાટી દેતાં. આ બધું કેટલાક ખાસ પ્રાચીન સમયના નિશ્ચિત સંસ્કાર અને વિધિઓ અનુસાર વિશેષ ધાર્મિક વિધિની પૂર્તિ માટે કરવામાં આવતું. જેમાં લૂંટફાટમાં મળેલા માલનું પવિત્રીકરણ કરવામાં આવતું તથા ખાંડની આહુતિ આપવામાં આવતી. આ લોકો કાળકા દેવી - જે હિંદુઓની વિનાશની દેવી માનવામાં આવે છે એના કટ્ટર ઉપાસકો હતા. લાભ માટે હત્યા કરવી તેને ઠગ લોકો ધાર્મિક ફરજ માનતા. આ લોકો ઠગવિદ્યાને પવિત્ર-આદરયુક્ત વ્યવસાય માનતા. સાચી વાત એ છે કે, આવું કરવું ખોટું છે એવો તેમનો વિચાર પણ આવતો નહોતો. તેમને માટે નૈતિક લાગણીઓ માટેનો પ્રશ્ન જ નહોતો. તેઓ જે કાંઈ કરતા તે બધું દેવીની ઇચ્છાથી કરે છે એવું માનતા. દેવીના આદેશનું પાલન કરવું તેમાં સન્માન ગણતા. દેવીના આદેશથી શુકન જાણવા માટે તેઓની એક જટિલ પદ્ધતિ હતી. આદેશના પાલન માટે કોઈક વાર તો તેઓ પોતાના ભાવિ શિકાર સાથે કોઈ સારી તક મળી જાય તે માટે સેંકડો માઈલ સુધી પગપાળા પ્રવાસ કરતા. જ્યારે કાર્યસમાપન થાય ત્યારે દેવીના માનમાં વિશેષ પૂજા કરવામાં આવતી અને લૂંટનો એક ભાગ દેવી માટે જુદો રાખવામાં આવતો.

આ ઠગલોકોની પોતાની બેમતલબ શબ્દોની ભાષા હતી. જેની સાથે કેટલાક વિશેષ ચિહ્નો હતા, જેના દ્વારા સમગ્ર ભારતના દૂર દૂરના પ્રદેશોમાં અને ક્ષેત્રોમાં પણ પોતાના સભ્યોને ઓળખી લેતા હતા. આ લોકો વૃદ્ધાવસ્થા કે વિકલાંગ અવસ્થાને કારણે ક્રિયાશીલતાના અભાવે ભાગ લઈ શકે તેમ ન હોય તેવા લોકો ચોકીદાર જાસૂસ તથા ભોજન તૈયાર કરવાના કાર્યમાં એમની સહાય કરતા હતા. એમના સંપૂર્ણ સંગઠનને કારણે જ લોકો ગુપ્ત અને સુરક્ષિત રૂપથી પોતાનાં કાર્યો પર જઈ શકતા હતા, પરંતુ મુખ્ય રૂપથી તે એક ધાર્મિક પરિવેશ હતો જેની અંદર તેઓ પોતાના દ્વારા કરવામાં આવેલી હત્યાઓ છુપાવી શકતા હતા અને એના કારણે જ સદીઓ સુધી તેઓ પોતાની કલાનું પ્રદર્શન કરતા રહ્યા. આ બાબતમાં એક ચોંકાવનારી બાબત એ છે કે, ભારતના એ સમયના હિંદુ અને મુસલમાન શાસકોએ ઠગી ને એક નિયમિત

વ્યવસાયના રૂપમાં માન્યતા આપી હતી. ઠગ લોકો રાજ્યને કર ચૂકવતા હતા અને રાજ્ય પણ હત્યાનો દંડ આપ્યા વિના એમને છોડી દેતું હતું.

આ દેશમાં અંગ્રેજોનું શાસન આવ્યું. અંગ્રેજો શાસક બન્યા પછી જ ઠગ લોકોના આ દમનને દબાવવાનો પ્રયાસ કર્યો. ઇ. સ. ૧૮૩૫ સુધીમાં ૩૮૨ ઠગોને અને ૯૮૬ને આજીવન કેદ અથવા દેશનિકાલ કરાયા.

૧૮૭૯માં રજીસ્ટરે નોંધાયેલા ઠગોની સંખ્યા ૩૦૪ની હતી અને ભારત સરકારનું 'ઠગી એન્ડ ધી ડેકોઈટી ડીપાર્ટમેન્ટ' ૧૯૦૪ સુધી ચાલુ રહ્યું હતું ત્યાર પછી આ વિભાગનું સ્થાન સેન્ટ્રલ ક્રિમીનલ ઇન્ટેલિજન્સ ડિપાર્ટમેન્ટે લીધું (કેન્દ્રીય અપરાધ અન્વેષણ વિભાગ) હતું. આજકાલ આ અપરાધી જાતિઓને માટે અપરાધીઓનું સંગઠીત સંગઠન રચીને જીવન ચલાવવું સંભવ રહ્યું નથી. આમ છતાં અપરાધ કરવો એ એમનો મુખ્ય વ્યવસાય બનેલો છે.

આ સિવાય પણ એક ત્રીજો વિભાગ છે, જે એવા લોકોનો બનેલો છે જેને 'અસ્પૃશ્યો' (Untouchables)ના નામે ઓળખવામાં આવે છે. જેના સ્પર્શથી હિંદુઓ અભડાઈ જાય છે અને અપવિત્ર બની જાય છે.

આ અસ્પૃશ્યોની નીચે પણ અન્ય કેટલાક લોકો છે જેને સંપર્કબંધિત (Unapproachables) અસ્પૃશ્યો કહે છે તો સંપર્કબંધિત (Unapproachables) અથવા પહોંચ બહારના લોકો - એવા લોકો છે જે થોડાક અંતરથી નજીક આવે તો પણ માણસ અભડાઈ જાય છે અથવા તો અપવિત્ર બની જાય છે (આ લોકો સંપર્ક મર્યાદા બહારના કે સીમા બંધિત લોકો છે. એમને નિશ્ચિત સીમાથી દૂર રાખવામાં આવે છે. અનુવાદક) નાયડી લોકો (Nayadis) લોકો અંગે એવું કહેવામાં આવે છે કે આ લોકો સંપર્ક મર્યાદા બહારના (Unapproachables) લોકો છે. અને હિંદુઓ તેમને સૌથી નીચ ગણે છે. આ લોકો કૂતરાનું માંસ ખાય છે. (શ્વપચ) આ લોકો ભીખ માગવાનું કામ કરતા હોય છે અને કોઈ પણ પગપાળા માનવીનું કે વાહન ચલાવનારાનું કે નાવ ચલાવનારાનું એક આદર્શયુક્ત અંતર (Respectful distance)રાખીને માઈલો સુધી ભીખ માગતા પીછો કરતા હોય છે આ લોકોને જો કંઈ આપવું હોય તો જમીન પર મૂકવું જોઈએ અને ભીખ આપનાર વ્યક્તિ એક નિશ્ચિત મર્યાદાની બહાર નીકળી જાય પછી જ ખૂબ જ ગભરાતા ગભરાતા આ લોકો આગળ આવે છે અને આપવામાં આવેલી ચીજ વસ્તુ કે પૈસા ઉઠાવી લે છે. આ લોકો અંગે શ્રી થર્સ્ટનનું કહેવું છે કે, "આ નાયડી પ્રજાની મેં ચકાસણી અને પરીક્ષા કરી છે. અને શોરાનૂસમાં એની ગણતરી પણ કરેલી. પોતાની પરંપરાગત અપવિત્રતા ને કારણે નદી ઉપરના લાંબા પુલ ઉપરથી ચાલવાનું એમને માટે પ્રતિબંધિત છે. તે પુલ પર ચાલી શકતા નથી અને એમને અનેક માઈલોનો રસ્તો ફરીને નદીને પાર કરવી પડે છે.

આ સંપર્કબંધિત (Unapproachables) લોકોની નીચે જે અંતિમ લોકો છે તેની નીચે "દૃષ્ટિ અછૂત" લોકો-અ-દૃષ્ટવ્ય. (Unseeables) લોકો છે. મદ્રાસ રાજ્યના તિંજોવેલ્લી જિલ્લામાં 'દૃષ્ટિ અછૂત' લોકો (Unseeables)નો એક એવો વર્ગ છે જેને પૂરડ વન્નન (Purada Vannans) કહેવામાં આવે છે. એમના વિશે એવું કહેવામાં આવે છે કે, આ લોકોને દિવસ દરમ્યાન બહાર આપવાની મનાઈ છે કારણ કે આ પૂરડવન્નનનું દેખાવું જ હિંદુઓને અપવિત્ર બનાવી દે છે. આ બદનસીબ લોકોને માત્ર રાત્રીના સમયે જ કાર્ય કરવા મજબૂર કરવામાં આવ્યા છે. તેઓ અંધારું થતાં જ ગુફા જેવા ઘરમાંથી બહાર નીકળે છે અને અને અંધારામાં જ જ્યારે જરખ કે એવા પ્રાણીઓનો અવાજ સાંભળે છે ત્યારે સવારમાં થતાં પહેલાં ઘરોમાં ઘુસી જાય છે.

આ તમામ વર્ગોની કુલ સંખ્યાનો આપણે વિચાર કરીએ. આદિવાસી લોકોની કુલ વસ્તી આસરે ૨૫૦ લાખ જેટલી છે અપરાધી જાતિઓ (Criminal Tribes)૪૫ લાખ જેટલા છે અને અસ્પૃશ્યો (Untochables)ની સંખ્યા ૫૦ લાખ જેટલી છે. આ બધી જાતિઓનો જો સરવાળો કરીએ તો તેની કુલ સંખ્યા ૭૯૫ લાખ જેટલી બને છે હવે આપણે એ પૂછી શકીએ કે, આ લોકો હિંદુધર્મમાં છે આમ છતાં નૈતિક, ભૌતિક, સામાજિક તથા ધાર્મિક અધઃપતનની અવસ્થામાં કેવી રીતે રહી શકે છે ? હિંદુઓ એવો દાવો કરે છે કે એમની સંસ્કૃતિ અન્ય કોઈનીય સંસ્કૃતિ કરતાં પુરાણી છે. જો આવું જ હોય તો હિંદુધર્મ આવા લોકોની ઉન્નતિ કરવામાં, એમને જ્ઞાન આપવામાં તથા એમનામાં આશા જગાવવામાં અસફળ કેમ રહ્યો ? એવું તે કેવી રીતે બને કે; હિન્દુધર્મ એમને સુધારવામાં અસફળ થઈ ગયો ? એવું કઈ રીતે બની શકે કે જ્યારે લાખો લોકો શરમજનક અપરાધી જીવન વ્યતિત કરવાને મજબૂર કરવામાં આવ્યા હોય ! અને હિંદુધર્મ હાથ જોડીને ચૂપચાપ જોતો રહ્યો હોય !

આ બધા પ્રશ્નોના ઉત્તર શું હોઈ શકે ? આ બધાનો કેવળ એક જ ઉત્તર છે કે, હિંદુધર્મ અપવિત્રતાના ભયથી વ્યાકુળ છે. એમાં શુદ્ધતા લાવવાની શક્તિ નથી. એમાં સેવાભાવનાની ચેતના જ નથી અને આવું એટલા માટે બન્યું છે કે, હિંદુધર્મની મૂળ પ્રકૃતિ અમાનવીય તથા અનૈતિક છે. એને 'ધર્મ' કહેવો એ વાત જ અજુગતી છે. જેના માટે 'ધર્મ'નું અસ્તિત્વ છે. એ મૂળભૂત બાબતની વિરુદ્ધ એનું તત્ત્વજ્ઞાન છે.

***

# વિભાગ ૨

## પ્રકરણ : ૨

# ભારત તથા સામ્યવાદ માટે પ્રાપ્ય વૈચારિકવારસો અને વાસ્તવિકતાઓ

'ધી હિંદુ સોશ્યલ ઓર્ડર' શીર્ષક હેઠળ લખવામાં આવેલા એક અને બે પ્રકરણો મૂળ અંગ્રેજીમાં પ્રાપ્ત થયેલ તેનો ગુજરાતી અનુવાદ અહીં અમે આપી રહ્યા છીએ.

આ પ્રકરણો 'ઇન્ડિયા ઍન્ડ કમ્યુનિઝમ'ની હસ્તપ્રતનો ભાગ હોય એવું લાગે છે.

આ રચનાના પ્રથમ પૃષ્ઠની વિષયવસ્તુ અનુસાર ડૉ. આંબેડકરે પોતાની યોજના પ્રમાણે હસ્તપ્રતને ત્રણ ભાગોમાં વહેંચી હતી. પહેલા ભાગને 'પ્રી-રિકવીઝીટસ ઑફ કમ્યુનિઝમ' નામ આપવામાં આવ્યું હતું. આ ભાગમાં ત્રણ અધ્યાય હોવા જોઈએ પણ ડૉ. આંબેડકરના કાગળોમાંથી ત્રણ અધ્યાયોમાંથી કોઈ પ્રકરણ મળી શકયું નથી. બીજા ભાગને લાગે વળગે છે ત્યાં સુધી, જેનું શીર્ષક ઇન્ડિયા ઍન્ડ ધી પ્રી રિકવીઝીટ્સ ઑફ કમ્યુનિઝમ' છે એનું હિંદુ સોશ્યલ ઓર્ડર નામનું માત્ર ચોથું પ્રકરણ એક પુંઠાવાળા રજીસ્ટરમાંથી મળી આવ્યું છે.

આ અધ્યાયયના બે ઉપશીર્ષકો છે.

૧. હિંદુ સોશ્યલ ઓર્ડર : ઇટ્સ એસેન્શિયલ પ્રિન્સપલ્સ
તથા
૨. હિંદુ સોશ્યલ ઓર્ડર : ઇટ્સ યૂનિક ફીચર્સ

પુસ્તકની સ્કીમ પ્રમાણે નિર્ધારિત વિષયવસ્તુમાં ઉલ્લેખવામાં આવેલા વિષયો પર કોઈ અન્ય પ્રકરણ મળી આવેલા જૂના કાગળોમાંથી મળી આવ્યું નથી. જે પ્રાપ્ય છે તે રજૂ કરીએ છીએ.

(સંપાદક)

# વિભાગ ૨

# હિંદુ સમાજવ્યવસ્થા : એના મૂળભૂત સિદ્ધાંતો

## I

હિંદુ સામાજિક વ્યવસ્થાની વિશિષ્ટતાઓ કઈકઈ છે ? શું આ એક સ્વતંત્ર સામાજિક વ્યવસ્થા છે ? આ પ્રશ્નોના ઉત્તરો આપવા માટે આપણે એ વાતને જાણવી આવશ્યક છે કે, સ્વતંત્ર સામાજિક વ્યવસ્થાનું માળખું કેવું હોવું જોઈએ ?

સદ્‌ભાગ્યની વાત એ છે કે, આ વિષયમાં કોઈ વિવાદ છે જ નહીં. ફ્રાંસની ક્રાંતિના સમયથી લઈને સ્વતંત્ર સામાજિક વ્યવસ્થાના અનિવાર્ય તત્ત્વો વિશે કોઈ મતભેદ છે જ નહીં. આવા આવશ્યક તત્ત્વો ઘણાં હોઈ શકે છે, પણ એમાં બે તત્ત્વો તો અનિવાર્ય છે. પહેલી અનિવાર્યતા તો એ છે કે સમષ્ટીમાં વ્યક્તિનો સમાવેશ થયેલો છે. અને તેથી સમાજનું લક્ષ્ય તે વ્યક્તિને ઉન્નત કરવી અને તેનાં વ્યક્તિત્વનો વિકાસ કરવાનું બની જાય છે. વ્યક્તિ એ જ હેતુ હોય છે.

સમાજ વ્યક્તિથી ઉપર હોતો નથી અને જો વ્યક્તિ સ્વયંને સમાજને આધીન માનતો હોય તો એનું કારણ એટલું જ છે કે,તેને સમાજને આધીન રહેવામાં પોતાની ભલાઈ અને કલ્યાણ માટેના અવસરનો આભાસ મળે છે અને આ આધીનતા કેવળ ત્યાં સુધી જ રહે છે જ્યાં સુધી વ્યક્તિને એની આવશ્યક્તાનો અહેસાસ થતો હોય છે.

બીજું અનિવાર્ય તત્ત્વ એ છે કે સમાજના સભ્યો વચ્ચે સામુહિક જીવન નિર્વાહના આધારો સ્વતંત્રતા, સમાનતાઅને બંધુતા હોવા જોઈએ.

એક સ્વતંત્ર સામાજિક વ્યવસ્થા માટે આ બન્ને મૂળભૂત જરૂરિયાતો શા માટે અનિવાર્ય ગણવામાં આવી છે ?

સમસ્ત સામાજિક ઉદ્દેશોના સંદર્ભમાં વ્યક્તિને સાધ્ય શા માટે માનવામાં આવે છે ? એક સાધનરુપ શા માટે નહીં ?

આ પ્રશ્નનો ઉત્તર મેળવવા માટે, આપણે એ વાતને સમજી લેવી જોઈએ કે, જ્યારે આપણે માનવના વિષયમાં વાત કરીએ છીએ ત્યારે એનું તાત્પર્ય શું છે ? માનવ અધિકારોના રક્ષણ માટે આપણે આપણાં કિંમતી સંસાધનો અને અનેક જિંદગીઓનું બિલદાન શા માટે કરવું જોઈએ ? આ પ્રશ્નનો સૌથી ઉત્તમ જવાબ પ્રો. જેક્સ મેરીટન (Prof. Jacques Maritain) આપ્યો છે. પ્રોફે.મેરીટોને "ધી કોન્કવેસ્ટ ઓફ ફ્રિડમ"[1] નામના પોતાના નિબંધમાં લખ્યું છે કે,

૧. ફ્રિડમ-ઈટ્સ મીનીંગ, રુથ, નંદા કીશન. પૃ. ૨૧૪.

"જ્યારે આપણે માનવના વિષયમાં લખીએ છીએ ત્યારે આપણો અર્થ માત્ર એટલો જ હોતો નથી કે, કોઈ વ્યક્તિ એક વ્યષ્ટિ એટલે કે સમાજનું એક એકમ છે. જેમ એક અણું ઘાસનું તણખલું, એક માખી કે એક હાથી તે બધા અલગ અલગ એકમો છે, એ અર્થમાં નહીં પણ વ્યક્તિ પણ એક એકમ છે જે પોતાની બુદ્ધિ અને ઇચ્છા શક્તિથી જાતે પોતાનું અસ્તિત્વ ટકાવી રાખે છે. કેવળ શારીરિક અસ્તિત્ત્વ જ હોતું નથી, પણ એની પાસે જ્ઞાન અને પ્રેમ જેવા ઉચ્ચ આધ્યાત્મિકભાવ પણ હોય છે, જેનાથી તે એક દ્રષ્ટિએ તો એક બ્રહ્માંડ જ હોય છે. મનુષ્ય એક એવું પ્રાણી છે, જે જ્ઞાનના માધ્યમથી એની સંપૂર્ણતાની સાથે પોતાની અંદર એક વિશાળ બ્રહ્માંડને પણ સમાવી શકે છે. પ્રેમભાવ દ્વારા અન્ય પ્રાણીઓ સાથે પોતાની જાતને જોડી શકે છે. આ પ્રકારના સંબંધોનો સેતુ ભૌતિક સંસારમાં અન્ય કોઈને મળી શકે તેમ નથી. આ વિશિષ્ટતાઓ માણસમાં રહેલી છે કારણ કે માણસ હાડ-માંસનું પૂતળું હોવા છતાં પણ એક દૈવી અગ્નિથી સંપન્ન છે, જે એને ક્રિયાશીલ રાખે છે, આ અગ્નિ એમાં જીવંત રહેતી હોય છે અને આ અગ્નિ એનામાં ગર્ભધારણ કરવાથી માંડીને નનામી પર ચઢવા સુધીં મૌજુદ હોય છે. આત્મા અજર અને અમર હોય છે અર્થાત્ સમય અને મૃત્યુથી પર હોય છે. આત્મા વ્યક્તિત્વનું મૂળછે. આ રીતે વ્યક્તિત્વના અંર્તબોધમાં સંપૂર્ણતા અને સ્વતંત્રતાનું મહત્ત્વપૂર્ણ સ્થાન રહેલું છે. ભલેને કોઈ વ્યક્તિ ગમે તેટલો દીન-હીન કેમ નથી હોતો, આખરે તો તે સમાજનો જ એક એકમ હોય છે. અને વ્યક્તિના રુપમાં એનું સ્વતંત્ર વ્યક્તિત્વ હોય છે. બીજા શબ્દોમાં આપણે કહી શકીએ કે, કોઈ વ્યક્તિ એકપ્રાણી છે અને એક સંપૂર્ણ તત્વની સમગ્રતાથી અધિક એની સ્વતંત્રસત્તા અધિક મહત્ત્વપૂર્ણ છે. એનો અર્થ એ છે કે, તે સંપૂર્ણ તત્ત્વનું એક સૂક્ષ્મ કણ છે, જે બ્રહ્માંડ જ છે સંપૂર્ણ માનવ જાતિમાં ભિખારી પણ એક એકમ તો છે જ. તે હાડમાંસનું એક પૂતળું છે પણ જેનું એક સાક્ષાત મૂલ્ય અને મહત્ત્વ હોય છે પરંતુ તે અસહાય હોય છે."

આમ તો તે સ્વર્ગનો દાવેદાર છે. આ એક આધ્યાત્મિક રહસ્ય છે, જેનો ધાર્મિક સિદ્ધાંતોમાં સ્વસ્થ ઉલ્લેખ છે. અને એટલા માટે જ કહેવામાં આવે છે કે, માનવ ઇશ્વરની પ્રતિમૂર્તિ છે. મનુષ્યનું મૂલ્ય એનું ગૌરવ તથા અધિકાર વગેરે નૈસર્ગિક અને પવિત્ર વસ્તુઓ સાથે સંબંધ રાખે છે જેમાં પરમપિતા પરમેશ્વરની છાપ હોય છે અને જે એની અંદર એના લક્ષ્યોને નિર્ધારિત કરે છે.

સમાનતા શા માટે પરમ આવશ્યક છે ? આ વિષય અંગે સૌથી સુંદર વર્ણન પ્રોફે બિયર્ડ (Prof Beard) કરેલું છે ફ્રીડમ ઇન પોલિટીકલ થાર્ડ (રાજનૈતિક વિચારોમાં સ્વતંત્રતા)માં આપી છે પ્રોફે. બિયર્ડ લખે છે-

'સમાનતા' એક દુર્ભાગ્યપૂર્ણ શબ્દ છે પરંતુ એનો કોઈ વિકલ્પ પણ નથી. સમાનતાનો અર્થ છે "બિલકુલ એના જેવું જ અર્થાત્ માપ, તોલ, ગુણધર્મ અને કર્મમાં સમાન."[૧] આ એક એવો શબ્દ છે જે ભૌતિક શાસ્ત્રમાં અને ગણિતશાસ્ત્રમાં તો ચાલી શકે તેમ છે, પણ માનવીના સંદર્ભમાં ઉપયોગમાં લઈએ તો એનો અસરકારક અર્થ આપી શકાતો નથી. જે લેખકોએ આ વિષયનો ઊંડાણથી અભ્યાસ કર્યો છે તે લોકો તેનો અર્થ આ રીતે કરે છે માનવી થોડીક મૂળભૂત સાધારણ વિશિષ્ટતાઓ ધરાવે છે, જે સામાન્ય માનવીઓમાં જોવા મળે છે. માનવસમાજમાં મૂળ પ્રવૃત્તિઓ તો એક જેવી જ હોય છે પરંતુ જ્યારે આ પ્રવૃત્તિઓનો વિસ્તાર થાય છે, ત્યારે એમાં પૂરી રીતે ભિન્નતા દ્રષ્ટિગોચર થવા માંડે છે. એ વખતે એની સાર્વભૌમિકતા વિલિન થઈ જાય છે, શું આને મૌલિક ગુણો, જૈવિક આવશ્યક્તાઓના ગુણો કહી શકાય ? અથવા અન્ય કોઈ નાનું મોટું નામ આપવામાં આવે છતાં પણ એ વાતનો ઇન્કાર કરી શકાય તેમ નથી કે એમનું પણ અસ્તિત્વ હોય છે. શારીરિક બળ, કલાત્મક ચાતુર્ય, ધનસંચયતા અથવા માનસિક ક્ષમતામાં અસમાનતાઓ સ્વાભાવિક છે. પણ આ બાબત ઉપર જોર આપવાની જરૂર નથી. અંતમાં તથ્ય તો એ જ સામે આવે છે કે, મૂળભૂત લક્ષણ તમામ માણસોમાં વિદ્યમાન હોય છે જ. એની પ્રકૃતિ અને અભિવ્યક્તિઓને 'નૈતિક સમાનતા' કહી શકાય તેમ છે.

'આચરણ' શબ્દ ઉપર ભાર મૂકવો જોઈએ. સૃષ્ટીના આરંભથી જ આલોચકોની પરંપરા રહી છે કે, તે શારીરિક શક્તિ, પ્રતિભા તથા સંપત્તિના મામલામાં માનવીઓ એક સમાન હોતા નથી એવો પક્ષ રજૂ કરતા હોય છે.

આ પ્રકારની આલોચના અનાવશ્યક તો હોય છે જ પણ અપ્રાસંગિક પણ હોય છે. નૈતિક સમાનતાના કોઈપણ પક્ષધરે માનવ-માત્ર વચ્ચે પ્રવર્તતી અસમાનતાઓને આગળ કરીને કોઈ વિવાદ ઊભો કર્યો નથી. જુલ્મ અથવા સંસ્થાકીય દબાણ હેઠળ પેદા થયેલી અસમાનતાઓના અસ્તિત્વનો ઇન્કાર કરેલ નથી. 'સ્વાતંત્ર્યનું ઘોષણાપત્ર' પણ એવું તો નથી કહેતું કે તમામ મનુષ્યો સમાન છે, પણ એમાં તો એવું કહેવાયું છે કે, તે સમાન 'પેદા' થયેલા છે.

ટૂંકમાં જ્યારે આપણે 'નૈતિક સમાનતા' શબ્દ વાપરીએ છીએ ત્યારે એનો અર્થ થાય છે આચાર-વિચારની સમાનતા. આ એક વિશ્વાસ છે જેને જાળવી રાખવા જેવો છે. અધિકારોની એવી માન્યતા છે જેનો આદર કરવો જોઈએ. ગણિતના પ્રશ્નો આપણે જેવી રીતે ઉકેલીએ છીએ એવી રીતે તો આ બાબતને પ્રમાણિત કરી શકાય નહીં. એને શારીરિક શક્તિ, પ્રતિભા, કોઠાસૂઝ, મહેનત, અને ધનથી ઉપજેલી અસમાનતાઓના સંદર્ભમાં જોવી જોઈએ. શારીરિક શક્તિ ધરાવનાર વ્યક્તિને બીજી કોઈ નિર્બળવ્યક્તિને મારવાનો, દબાવવાનો અધિકાર ચઢિયાતી શક્તિ હોવાથી મળી જતો નથી.

એવી જ રીતે નૈતિક સમાનતા અનુસાર પ્રતિભા તથાસંપત્તિના મામલામાં પણ કોઈ છૂટ આપવામાં આવતી નથી. એવી સ્થિતિમાં તો કોઈપણ બળવાન, બુદ્ધિવાન અને સંપત્તિવાન, પોતાનાથી ઉતરતી કોટીના માણસોને અધિકારોથી વંચિત કરી શકે છે.આવા સંજોગોમાં 'સરકાર' અને 'ધન' ચઢિયાતી શક્તિવાળાઓના હાથમાં ચાલ્યું જશે. અને ગુણ અને પ્રતિભા અત્યાચારીઓની આગળ હાથ બાંધી નતમસ્તકે ઊભી રહી જશે. જેવી રીતે ગ્રીસના 'દાસ'લોકોએ રોમન વિજેતાઓની અવિચારી ઇચ્છાઓને પૂરી કરવી પડતી હતી.

નૈતિક સમાનતાના સિદ્ધાંતની કડવામાં કડવી ટીકાઓ કરવામાં આવી છે. આમ છતાં એમાં એવું કંઈક છે જેનો સ્વીકાર કરવો જોઈએ અને એનું અનુકરણ પણ કરવું જોઈએ, ભલેને એના અંગે વિરોધ કેમ હોતો નથી! માનવ વ્યક્તિ પ્રત્યે આદર વગરનો સમાજ ડાકુઓની ટોળીઓ જ હોય છે. સમાજ કંઈ ડાકુની ટોળીઓ જેવો જેવો હોઈ શકે નહીં.

ભાઈચારો શા માટે જરૂરી છે ? તે અંગે વિચારીએ.

એક વ્યક્તિ બીજી વ્યક્તિ પ્રત્યે આદર, પ્રેમ અને એકતાની ઇચ્છા બતાવે એવી વૃત્તિનું નામ ભ્રાતૃભાવ કે ભાઈચારો છે.

આ કથનની સ્પષ્ટતા શ્રી પૉલે (Paul) કરી છે. એમણે કહ્યું છે કે, "બધા રાષ્ટ્રોના લોકો એક જ લોહીના છે એમાં ન તો કોઈ યહુદી છે કે ન તો કોઈ ગ્રીક. ના કોઈ ગુલામ છે કે ના કોઈ સ્વતંત્ર, ના કોઈ પુરુષ છે ના કોઈ સ્ત્રી, પ્રભુ ઇશુની નજરમાં તો સૌ સમાન છે."

તીર્થયાત્રી પાદરીઓ (Pilgrim Fathers) જ્યારે પ્લાયમોઉથ (Plymouth) બંદરે ઉતર્યા ત્યારે જે શબ્દો ઉચ્ચાર્યા જે આ વાતને સરસ રીતે રજૂ કરે છે કે, "ઇશ્વરની પવિત્ર પ્રતિજ્ઞા અનુસાર આપણે એક શરીરના રુપમાં સાથે ગુંથાયેલા છીએ અને એટલા માટે જ આપણે એક બીજાની

ભલાઈની ચિંતા કરીએ છીએ અને સંપૂર્ણ માનવતાના હિતોને માટે પ્રતિબદ્ધ છીએ.'' આ ભાવ એ જ ભાઈચારાનું મૂળ છે ભાઈચારાથી સામાજિકતા મજબૂત થાય છે અને એનાથી પ્રત્યેક વ્યક્તિમાં એક એવી પ્રભાવશાળી લાગણી પેદા થાય છે કે, જેના માધ્યમથી તે વ્યવહારિક રુપમાં બીજાઓના કલ્યાણ અંગે વિચારે છે. આનાથી તે બીજાઓની ભલાઈમાં પોતાની ભાવનાઓ અધિકથી અધિક જોડે છે. અથવા ઓછામાં ઓછું વ્યવહારિક વલણ અપનાવે છે. ભાઈચારાની વૃત્તિ એને સહજતાથી સચેત કરે છે, કે તે અન્ય વ્યક્તિની સમાન છે જે બીજાઓનું સન્માન કરે છે, બીજાઓનું કલ્યાણ એને માટે એટલું જ સ્વાભાવિક બની જાય છે, જેટલું આપણા અસ્તિત્વને માટે ભૌતિક આવશ્યકતાઓ હોય છે. જ્યાં લોકો બીજાઓની સાથે સહાનુભૂતિની સંપૂર્ણતાનો અનુભવ નથી કરતા ત્યાં એમના આચરણમાં સમરસતા અસંભવ બની જાય છે. જે વ્યક્તિમાં સામાજિક ભાવનાનો અભાવ હોય છે, તે બીજાઓ અંગે ''તેઓ પોતાના હરિફ છે'' એવું વિચારવાથી વિશેષ બીજું કરી શકતા નથી, એટલે તેઓ પોતાની ખુશી માટે એમને પરાજિત કરવાની ચેષ્ટામાં સતત વ્યસ્ત રહે છે.

'સ્વતંત્રતા'શું છે ? અને સમાજવ્યવસ્થામાં સ્વતંત્રતા શા માટે આવશ્યક છે ?

સ્વતંત્રતાને બે શ્રેણીઓમાં વહેંચી શકાય તેમ છે. એક છે નાગરિક સ્વાતંત્ર્ય અને બીજી છે રાજનૈતિક-સ્વતંત્રતા.

નાગરિક સ્વાતંત્ર્યમાં (૧) મુક્ત વિહાર-વિચરણની સ્વતંત્રતા જેનોબીજા શબ્દોમાં અર્થ છે કાયદાની જોગવાઈ સિવાય ધરપકડ થઈ ન શકે. (૨) વાણી સ્વાતંત્ર્ય. જેમાં વિચારની વાચન, લેખન અને ચર્ચાની સ્વતંત્રતાનો સમાવેશ થાય છે. અને (૩) કાર્ય કરવાની (ધંધા રોજગારની) સ્વતંત્રતા.

પહેલા પ્રકારની સ્વતંત્રતા સાચા અર્થમાં મૂળભૂત સ્વતંત્રતા કહેવાય છે આ સ્વાતંત્ર્ય માત્ર ભૌતિકજ નહીં પણ અત્યંત આવશ્યક પણ છે એના મહત્ત્વ અંગે કોઈ પણ શંકા નથી.

બીજી સ્વતંત્રતા જેને આપણે વિચારોની સ્વતંત્રતા કહીએ છીએ તે પણ કેટલાક કારણોને લીધે મહત્ત્વની છે. આ સ્વાતંત્ર્ય બૌદ્ધિક, નૈતિક, રાજનૈતિક અને સામાજિક એમ તમામ પ્રકારની ઉન્નતિ માટે આવશ્યક છે. જ્યાં આ પ્રકારનું સ્વાતંત્ર્ય હોતું નથી ત્યાં યથાસ્થિતિ રુઢ થઈ જાય છે. અને તમામ પ્રકારની સર્જનાત્મક મૌલિકતાઓ (Originality) અને અતિ આવશ્યક હોય તેવી મૌલિકતાઓ પણ હતોસ્તાહિત થઈ જાય છે.

કાર્ય કરવાની સ્વતંત્રતાનો અર્થ માણસને ફાવે તેવું કાર્ય કરવાની સ્વતંત્રતા કે, કાર્ય કરવાની ઔપચારિક સ્વતંત્રતા એવો થતો નથી, પણ સ્વતંત્રતા વાસ્તવિક અર્થમાં હોવી જોઈએ. એટલે કે સ્વતંત્રતાનું તાત્પર્ય વિશિષ્ટ કાર્ય કરવાની પ્રભાવી શક્તિથી છે જ્યાં આ પ્રકારની સ્વતંત્રતાનો લાભ ઊઠાવવાના સાધનો મૌજૂદ નથી હોતાં ત્યાં આ સ્વાતંત્ર્ય હોતું નથી. કાર્ય કરવાની વાસ્તવિક સ્વતંત્રતા ફક્ત ત્યાં જ હોય છે જ્યાં શોષણનો સમૂળો નાશ કરી દેવામાં આવ્યો હોય! જ્યાં એક વર્ગ દ્વારા બીજા વર્ગ ઉપર અત્યાચાર કરવામાં આવતા નથી, જ્યાં બેરોજગારી હોતી નથી, જ્યાં કોઈ વ્યક્તિને પોતાના હાથમાંથી પોતાનો વ્યવસાય સરકી જવાનો ભય હોતો નથી, પોતાના કાર્યોના પરિણામ સ્વરુપે જ્યાં વ્યક્તિ પોતાના ધંધાની બરબાદી ઘરની બરબાદી તથા રોજી રોટીની બરબાદીના ભયથી મુક્ત હોય છે.

રાજનૈતિક સ્વતંત્રતાનું તાત્પર્ય વ્યક્તિની એવી સ્વતંત્રતા, અંગે છે કે, જેનાં એને કાયદો બનાવવાની. સરકારો બનાવવાની અને બદલવાની તથા એમાં ભાગીદાર થવાની સ્વતંત્રતા હોય છે. સરકારોની રચના તો એટલા માટે જ કરવામાં આવે છે કે, જેના દ્વારા વ્યક્તિ કેટલાક દુર્લભ અધિકારો જેવા કે જીવન-સ્વતંત્રતા તથા પ્રસન્નતાના સાધનો સુરક્ષિત રીતે ઉપલબ્ધ કરાવે છે એટલે કે સરકાર અધિકારો ત્યાંથી જ પ્રાપ્ત કરે, જ્યાં એને અધિકારોને સુરક્ષિત રાખવાની જવાબદારી સોંપવામાં આવી છે. એનો અર્થ એટલો જ થયો કે, સરકારે પોતાનું અસ્તિત્ત્વ, પોતાની શક્તિ અને પોતાના અધિકારો લોકો પાસેથી પ્રાપ્ત કરવા જોઈએ - જેના ઉપર તેને શાસન કરવાનું છે. વાસ્તવમાં રાજનૈતિક સ્વતંત્રતા માનવ વ્યક્તિત્વ તથા સમાનતાના સિદ્ધાંતથી ઉત્પન્ન થાય છે. કારણ કે એનો અર્થ એવો જ થાય છે કે, તમામ પ્રકારના રાજનૈતિક અધિકારો જનતાથી પ્રાપ્ત થાય છે તથા જનતા બીજાઓ દ્વારા નહીં પણ પોતાના દ્વારા નિર્ધારિત લક્ષ્યોને પ્રાપ્ત કરવાને માટે લોકોનું સાર્વજનિક અને વ્યક્તિગત જીવન નિયંત્રીત કરવા અને માર્ગદર્શન આપવામાં સમર્થ હોય છે.

સ્વતંત્ર સમાજ વ્યવસ્થાના આ બન્ને સિદ્ધાંતો એક બીજાની સાથે જોડાયેલા છે. એમને અલગ પાડી શકાય નહીં. જો એકવાર પ્રથમ સિદ્ધાંતનો સ્વીકારો તો બીજો આપોઆપ આવી જ જાય છે. જો એકવાર માનવીની પવિત્રતાનો સ્વીકાર કરી લેવામાં આવે તો વ્યક્તિત્વના વિકાસને માટે ઉચિત વાતાવરણના રુપમાં સ્વતંત્રતા, સમાનતા અને ભાઈચારાની આવશ્યક્તાનો પણ સ્વીકાર કરવો જોઈએ.

## II

હિંદુ સમાજ વ્યવસ્થા આ સિદ્ધાંતોને કઈ કક્ષા સુધી માન્યતા આપે છે ? એના અંગેની જાણકારી હોવી અતિ આવશ્યક છે જો આ સિદ્ધાંતોને હિંદુ સામાજિક વ્યવસ્થા માન્યતા આપે તો જ એને સ્વતંત્ર સામાજિક વ્યવસ્થા કહી શકીએ.

શું હિંદુ સમાજ વ્યવસ્થામાં વ્યક્તિનું મહત્ત્વ છે ? શું એની વિશિષ્ટતા તથા નૈતિક જવાબદારીનો સ્વીકાર કરવામાં આવ્યો છે. ? શું તેને પોતાના લક્ષ્યના રુપમાં, એક પ્રજાજન તરીકે પ્રતિબંધોનો દાસ નહી બનીને રાજ્યના અધિકારો વિરુદ્ધ માથું ઊંચકવાનો અધિકાર આપીને એને સાધ્યના રુપમાં સ્વીકાર કરવામાં આવ્યો છે.

આ વિષય ઉપર વાતચીતનો પ્રારંભ કરીએતે પહેલાં યહોવાહે (Jehova) ઇજેકીલ (Ezekiel) ને જે શબ્દો કહ્યા હતા તેને યાદ કરી લેવા ઉપયોગી થશે. યહોવાહે ઇજોકીલને કહ્યું હતું કે,

“જુઓ, બધા આત્માઓ પર મારો અધિકાર છે જેમ કે પિતાનો આત્મા મારો છે એજ પ્રમાણે પુત્રનો આત્મા પણ મારો છે. જે આત્મા પાપકર્મ કરે છે, તે નષ્ટ થઈ જાય છે. પુત્ર પિતાના દુરાચારનો ભાગીદાર ગણાતો નથી. અને એ જ રીતે પિતા પણ પુત્રના દુરાચારનો ભાગીદાર ગણાતો નથી.પુણ્યાત્માની પવિત્રતાનો લાભ એ જ પુણ્યાત્માને મળશે તથા પાપીના પાપ કર્મનું પરિણામ તેજ પાપાત્માને ભોગવવું પડશે.

આ કથનમાં વ્યક્તિ વિશેષની વિશિષ્ટતા તથા એની નૈતિક જવાબદારી પર ભાર મૂકવામાં આવ્યો છે. હિંદુ સમાજ વ્યવસ્થા વ્યક્તિને સામાજિક ઉદ્દેશનું કેન્દ્ર માનતી નથી, કારણ કે હિંદુ સમાજ વ્યવસ્થાનો પ્રાથમિક આધાર શ્રેણી કે વર્ગ પર છે, નહીં કે વ્યક્તિ પર.

શરુઆતથી જ હિંદુ સામાજિક વ્યવસ્થાએ સમાજના ચાર વર્ગોને માન્યતા આપી છે (૧) બ્રાહ્મણ (૨) ક્ષત્રિય (૩) વૈશ્ય (૪) શુદ્ર. આધુનિક સમયમાં એના પાંચ વર્ગો થઈ ગયા છે - પાંચમા વર્ગને અછૂત કહેવામાં આવે છે. હિંદુ સમાજના ઘટકો બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય અને શુદ્ર કુલ ચાર છે. પાંચમો એકમ નથી. હિંદુ સામાજિક વ્યવસ્થા પણ એને એકમ માનવા તૈયાર નથી. એકમ તરીકેની માન્યતા માત્ર લગ્ન અને વારસા સુધી જ મર્યાદિત છે.

હિંદુ સમાજનો એકમ વર્ણ છે. અથવા વર્ગ છે અહીં વ્યક્તિની મહત્તા માટે, માન મોભા માટે અને વ્યક્તિગત ન્યાય માટેપણ ધ્યાન રાખવામાં આવતું નથી. જો કોઈ વ્યક્તિને કોઈ વિશેષાધિકાર પ્રાપ્ત થયો હોય તો એટલા માટે

નહીં કે, તે વ્યક્તિગત રુપથી તેના માટેનો અધિકાર ધરાવે છે, તે વિશેષાધિકાર તેને એની વર્ણને કારણે મળેલો છે. અને જો તે તેનો ઉપભોગ કરતો હોય તો ફક્ત એટલા માટે જ કે, તે એક વર્ણ વિશેષનો છે, એનાથી વિપરિત જો કોઈ વ્યક્તિને કષ્ટ ભોગવવું પડતું હોય તો એનું કારણ પણ એનો વર્ણ જ હોય છે. બુરી અવસ્થા એના માથે ઠોકી બેસાડવામાં આવી હોય છે. અને જો તે એને કારણે દુઃખી થતો હોય તો તેની જવાબદારી વર્ણને માથે છે. કારણ કે તે વર્ણ વિશેષનો માણસ છે.

શું હિંદુ સામાજિક વ્યવસ્થા ભાઈચારાને માન્યતા આપે છે. ખ્રિસ્તી અને મુસલમાનોની જેમ હિંદુઓ પણ એવો વિશ્વાસ ધરાવે છે કે, માનવીનું સર્જન ઇશ્વરે કર્યું છે. ખ્રિસ્તીઓ અને મુસલમાનો આ બાબતને પૂર્ણ સમર્થન આપે છે. અને પૂર્ણસત્યના રુપમાં એનો સ્વીકાર કરે છે. જ્યારે હિંદુઓ એને સત્યનો એક ભાગ છે, એવું માને છે આમ હિંદુઓ પૂર્ણ સત્યના બે ભાગ પડે છે પ્રથમ ભાગ એ છે કે માનવીની ઉત્પત્તિ ઇશ્વરે કરી છે અને બીજો ભાગ એ છે કે ઇશ્વરે જુદા જુદા માણસોની ઉત્પત્તિ પોતાના ઇશ્વરીય દેહના વિભિન્ન ભાગોમાંથી કરી છે. હિંદુઓ સત્યના બીજા ભાગને પ્રથમ ભાગ કરતાં વધુ મહત્ત્વનો અને વધુ મૂળભૂત માને છે.

ઇશ્વરે માણસને પોતાના શરીરના ભિન્ન ભિન્ન ભાગોમાંથી પેદા કર્યા છે, એ સિદ્ધાંત પર હિંદુસમાજ વ્યવસ્થા આધારિત છે. એટલે સંત પાઉલ (Paul) અથવા તો તીર્થયાત્રી પાદરીઓ (Pilgrim Fathers) ના વિચારોને કોઈ સ્થાન નથી. બ્રાહ્મણ અને ક્ષત્રિયો ભાઈ ભાઈ નથી. કારણ કે બ્રાહ્મણો ઇશ્વરના મુખમાંથી અને ક્ષત્રિયો ભગવાનની ભુજામાંથી પેદા થયા છે. એ જ રીતે બ્રાહ્મણ અને ક્ષત્રિય વૈશ્યના ભાઈ હોઈ શકે નહીં. કારણ કે વૈશ્યો ભગવાનની જાંઘમાંથી જનમ્યા છે. આમ એક જણ બીજાનો ભાઈ નથી - સવાલ એટલો જ કે તેઓ એકબીજાના ભાઈ નથી તો પરસ્પરના રખેવાળ કેવી રીતે થઈ જાય.

ઇશ્વરીય દેહના વિભિન્ન ભાગોમાંથી જન્મના સિદ્ધાંતોને સ્વીકારવાને લીધે એવી માન્યતા પેદા થઈ છે કે આ તો ઇશ્વરની ઇચ્છા છે માટે બધાએ અલગ અલગ રહેવું જોઈએ. આવી માન્યતાએ હિંદુઓમાં જુદાપણાની લાગણી અને વિભાજનની વૃત્તિને જન્મ આપ્યો છે. આ અંગે મનુએ યજ્ઞોપવીત પ્રસંગ વિશે દર્શાવેલા નિયમો જોઈએ.

૨.૩૬ બ્રાહ્મણને ગર્ભથી આઠમે વર્ષે, ક્ષત્રિયને ગર્ભથી અગિયારમે વર્ષે અને

વૈશ્યને ગર્ભથી બારમે વર્ષે ઉપનયન (જનોઈ)નો સંસ્કાર કરવો.

૨.૪૧ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય, જાતિના બ્રહ્મચારીઓએ અનુક્રમે કાળિયાર મૃગનાં, ઉગ્ર મૃગનાં અને બકરાનાં ચામડાં ઓઢવાં. તેમજ શણ, અળસી અને ઉનના વસ્ત્રો (આંતરિક વસ્ત્ર) પહેરવા.

૨.૪૨ બ્રાહ્મણની મેખલા મુંજ ઘાસની, ત્રેવડી સરખી વણેલી, અને લીસી કરેલી. ક્ષત્રિયની મેખલા મોરવેલના રેષાની ધનુષની પણછ જેવી કરવી અને વૈશ્યની મેખલા શણનાતાંતણાંની (ત્રેવડી) કરવી.

૨.૪૩ પણ મુંજ વગેરે ન મળે તો બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યે અનુક્રમે દર્ભ, આવળ અને બળબીજના રેસામાંથી ત્રણ સેરની મેખલા (કંદોરો) બનાવવી અને એક, ત્રણ કે પાંચ ગાંઠોવાળી પહેરવી.

૨.૪૪ બ્રાહ્મણની જનોઈ ત્રણ તાંતણાંની અને જમણી બાજુથી વળ દઈને વણેલી સૂતરની હોય. ક્ષત્રિયની જનોઈ તેવી જ પણ શણની હોય અને વૈશ્યની પણ તેવી જ ઉનની જનોઈ હોવી જોઈએ.

૨.૪૫ ધર્મશાસ્ત્ર પ્રમાણે બ્રાહ્મણે બીલી અથવા ખાખરાનો, ક્ષત્રિયે વડ અથવા ખેરનો અને વૈશ્યે પીલૂડી અથવા ઉંબરાનો દંડ ધારણ કરવો.

૨.૪૬ બ્રાહ્મણનો દંડ શિખા સુધી પહોંચે એવડો, ક્ષત્રિય કપાળ સુધી પહોંચે એવડો અને વૈશ્યનો નાકની દાંડી સુધી અડકે એવડો રાખવો.

૨.૪૮ બ્રહ્મચારીએ તેવો ઇષ્ટ દંડ રાખી સૂર્યની પૂજા કરવી અને અગ્નિની પ્રદક્ષિણા કર્યા પછી વિધિ પ્રમાણે ભિક્ષા માટે ફરવું.

૨.૪૯ ઉપનયન (જનોઈ)નો સંસ્કાર પામેલા બ્રાહ્મણ બ્રહ્મચારીએ ભિક્ષા માગતાં 'ભવત્' શબ્દને પ્રારંભમાં કહેવો. ક્ષત્રિયે મધ્યમાં કહેવો અને વૈશ્યે અંતમાં કહેવો. અને ભિક્ષા માગવી.

ઉપરોક્ત નિયમો વાંચીને કોઈપણને ભેદભાવનાં કારણો જાણવાની ઇચ્છા થાય. ઉપર આપેલા નિયમો વિદ્યાર્થીઓ અથવા બ્રહ્મચારીઓને (જે વેદોનો અભ્યાસ કરવાના છે.) લાગુ પડે છે, પણ આ ભેદભાવ શા માટે ? જનોઈ ધારણ કરવા માટે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વર્ણના છોકરાઓની વયની મર્યાદા જુદી જુદી શા માટે ? મેખલા અને જનોઈના દોરાની રચના જુદી જુદી શા માટે ? અને દંડ પણ વિભિન્ન વૃક્ષોમાંથી ભિન્ન આકારના શા માટે ? ભિક્ષા માગવા માટે 'ભવત્' શબ્દનો ઉચ્ચાર વાક્યમાં જુદા જુદા પદક્રમમાં શા માટે ?

આવા ભેદભાવો જરુરી નથી તેમજ લાભદાયી પણ નથી. આનો એક

જ ઉત્તર છે કે, આ બધું જ હિંદુઓમાં (વર્ણવ્યવસ્થાના) વિશ્વાસને પરિણામે છે અને તેને કારણે જ વ્યક્તિઓ ઇશ્વરના દેહના વિભિન્ન ભાગોમાંથી ઉત્પન્ન થયા છે એવી માન્યતા દ્રઢ બની છે.

આવી માન્યતાઓના પરિણામે હિંદુઓમાં એવી વૃત્તિ ઘર કરી ગઈ છે, અસમાનતા અને ભેદભાવને ભૂલી શકાય નહીં. બલ્કે એ બાબત પર વિશેષ ભાર મૂકવો જોઈએ. જેથી અલગ રીતે દરેકને ઓળખી શકાય. જાતિનું અસ્તિત્વ એનાં વસ્ત્રો, તથા નામ ઉપરથી જ ઓળખાઈ જવા જોઈએ. સંપ્રદાય માટે પણ એની અલગ ઓળખ હોવી જરૂરી છે.

ભારતમાં ૯૨ પ્રકારના પંથો છે અને દરેક પંથના જુદા જુદા ચિહ્નો છે. એક બીજાથી અલગ તરી આવે એવા ૯૨ સંકેતોનો આવિષ્કાર કરવો તે જટિલ કાર્ય છે એટલા માટે જ અતિ મેધાવી વ્યક્તિને પણ આ ચક્કરમાં પડવું ગમે નહીં, આમ છતાં હિંદુઓએ આ કપરું કામ કરી બતાવ્યું છે. મૂરે (Moore) એ એના હિંદુ પંથો (Pantheon) નામના ગ્રંથમાં તિલકોના જુદા જુદા ચિત્રોનું નિરૂપણ કર્યું છે. તેના પરથી જોઈ શકાય છે.

અલગ અને એકલા રહેવાનું દ્રઢ વલણ જાતિવ્યવસ્થામાંથી ઊભું થયું છે. અલગતાની વ્યાપક અને અનિયંત્રીત અભિવ્યક્તિ જાતિપ્રથામાં જોવા મળે છે. આપણે સમજી લેવું જોઈએ કે જાતિ એક નથી, પણ અનેક છે. 'એકજાતિ' જેવી તો કોઈ વસ્તુ જ નથી. જાતિઓ બહુવચનનો જ નિર્દેશ કરે છે. જો સિદ્ધાંતના રૂપમાં એવું માની લેવામાં આવે કે જાતિઓ હોવી જોઈએ, તો પ્રશ્ન એ થાય છે કે કેટલી જાતિઓ હોવી જોઈએ ? મૂળ સ્વરૂપે તો કેવળ ચાર જ જાતિઓ હતી. આજ કાલ કેટલી જાતિઓ છે ? અનુમાન તો એવું છે કે, કુલ મળીને બે હજારથી ઓછી જાતિઓ નહીં હોય કદાચ ત્રણ હજાર પણ હોઈ શકે છે. જાતિઓ પેટા જાતિઓમાં વિભાજીત છે. અને તે તો વિપુલ સંખ્યામાં છે. બ્રાહ્મણોની કુલ સંખ્યા દોઢ કરોડની છે, પણ બ્રાહ્મણોમાં ૧૮૮૬ પેટા જાતિઓ છે, ફક્ત પંજાબમાં સારસ્વત બ્રાહ્મણ ૪૬૯ પેટાજાતિઓમાં વિભાજિત છે. પંજાબના કાયસ્થ ૮૯૦ જાતિઓમાં વિભાજિત છે.

સમાજના નાના નાના ટુકડા કરવાની આવી પ્રવૃત્તિનાં ઘણાં ઉદાહરણો આપી શકીએ. આ ટુકડા કરવાની વૃત્તિએ સામાજિક જીવનને અસંભવ બનાવી દીધું છે. આ પ્રકારની સામાજિક વ્યવસ્થામાં જાતિઓના એવી રીતે ટુકડા થઈ ગયા છે કે, નિયમાનુસાર લગ્નના ગોત્ર પ્રમાણેનાં લગ્ન કરવાનું પણ અસંભવ બની ગયું છે. કેટલાક વાણિયાઓની ઉપજાતિઓનાં તો પૂરા ૧૦૦ પરિવારો પણ નથી. આ લોકો અંદરો અંદર એટલા બધા નજીકના છે કે,

પોતાની જાતિમાં નિયમાનુસાર ગોત્ર તોડ્યા વગર લગ્ન કરવાનું પણ અસંભવ બની ગયું છે.

એ વસ્તુ પણ નોંધવા જેવી છે કે, જાતિઓનું પેટાજાતિઓમાં વિભાજન થવાનાં કારણો તદ્દન નજીવાં હોય છે, જાતિઓનું સ્થળાંતર, ઉદ્યોગધંધા, સામાજિક રીતિઓમાં પરિવર્તન, દુષિતતા, સમૃદ્ધિમાં વધારો આંતિરક ઝઘડા થવા, અને ધર્મ પરિવર્તનને કારણે જાતિઓનું પેટાજાતિઓમાં વિભાજન થવા માંડે છે. હિંદુઓની આવા પ્રકારની મનોવૃત્તિઓને દર્શાવવા માટે શ્રી બ્લંટે (Mr. Blant) નોંધ્યું છે કે,

લખનૌમાં ખટિકોનાં ત્રણ ગોત્ર અથવા જૂથ હતાં. અને તે મણીકપૂર, જૈસવાલ, અને દલમાનનાં નામોથી ઓળખવામાં આવતા હતાં. તેઓ અરસપરસ લગ્ન કરતાં અને સહભોજન કરતાં. પોતાના ચૌધરીની અધ્યક્ષતામાં ભેગા મળતાં વીસ વર્ષ પહેલાં દરેક જુથની એક મુખી અથવા ચૌધરી હતો. પણ હવે જૈસવાલના ત્રણ અને મણીકપુરના બે ચૌધરીઓ છે. ઝઘડો આ પ્રમાણે થયેલો.

શરૂઆતમાં એક સ્ત્રી (જેનું ગોત્ર દર્શાવેલું નથી) સડકો ઉપર ફેરો ફરીને ફળફળાદિ વેચતી હતી. એની જાતિના લોકોએ એ સ્ત્રીને એવું કરવા માટે રોકી, કારણ કે તે જાતિના સન્માનનો પ્રશ્ન હતો. અને જાતિની પ્રથા પ્રમાણે સ્ત્રીઓ ફક્ત દુકાન ઉપર જ બેસીને વેપાર કરી શકતી. તે સ્ત્રી અને તેના પતિએ જાતિની સત્તાનો અનાદર કર્યો. છેલ્લે એના ગોત્રે તેના કુટુંબને જ્ઞાતિમાંથી બહાર મૂક્યું. દલમાન ગોત્રે આ નિર્ણય સાથે અસંમત થઈ પતિને રૂ. ૮૦ = દંડ કરીને પોતાના ગોત્રમાં સમાવી લીધો.

ઝઘડાનું બીજું કારણ એ હતું કે, એક ગોત્રના આદમીએ (જેના ગોત્રનું નામ આપવામાં આવ્યું નથી) પોતાના જ ગોત્ર દ્વારા બિરાદરીથી બહાર કરી દીધો અને જ્યારે આ મામલો ન્યાયાલયમાં વિચારાધીન હતો, જૈસવાલ ચૌધરીએ ભૂલથી એ રાત્રે ભોજન માટે નિમંત્ર્યો આથી ત્રણેય ગોત્રના લોકોએ ભેળા મળીને ચૌધરીને રૂ. ૩૦ = નો દંડ ફટકાર્યો. અંતે દંડની રાશિ એકત્ર કરવામાં આવી અને એવો નિર્ણય લેવામાં આવ્યો કે કથા કરવામાં આવે. દલમાન ગોત્રના ચૌધરીએ આ દંડની રકમમાંથી અમૂક ભાગ લેવાની માગણી મૂકી. પણ માણેકપુરના ચૌધરીએ જેણે કથા રાખી હતી તેણે ના પાડી દીધી (ના પાડવા માટે કથાનું કારણ આપ્યું અને કહ્યું કે, કથામાં આવવા માટે બધાંને નિમંત્રણ છે.) આ પછી આ કેસને અદાલતમાં લઈ ગયા અને આ

ધી કાસ્ટ સિસ્ટમ ઑફ નોર્થન ઈંડિયા પૃ. ૫૧-૫૬.

દરમ્યાનમાં આ ત્રણેય ગોત્રોમાં અરસપરસ લગ્ન બંધ થઈ ગયાં. એવી રીતે પેટા જાતિઓમાંથી આ ઝઘડાને કારણે ત્રણ ગોત્ર એક બીજાની વિરૂદ્ધમાં વિભાજિત થઈ ગયાં.

જાતિઓ પરસ્પર કેવું વર્તન કરે એનાં દિશાસૂચક સિદ્ધાંતો છે. 'જુદા રહો' અરસ પરસ લગ્ન વ્યહવાર કરો નહીં. સહભોજન કરો નહીં. સહભોજન કરો નહીં.

"એક બીજાનો સ્પર્શ કરો નહીં." શ્રી બ્લન્ટે આ બધી વિગતોને ઉદાહરણો સહિત સારી રીતે સમજાવી છે.

એક હિન્દુ જમવા માટે કાં તો એકલો બેસે, અથવા પોતાની જાતિ સાથે બેસે સ્ત્રીઓ પુરૂષો જોડે જમી શકે નહીં. પુરૂષો જમી લે ત્યાં સુધી રાહ જોવી પડે. જ્યાં ભોજન-કચ્ચા ભોજન (એવું હંમેશાં બનતું હોય છે કે, જમવામાં રોટલી હોય છે) હોય ત્યાં આદમીએ વધારે મંત્રોચ્ચાર જેવાં સાવચેતીનાં પગલાં ભરીને જ ભોજન કરવું પડે છે. તે જમીન પર પોતાની ચારે બાજુએ પાણીની રેખા દોરી (ચોકો કરી) બેસે છે, જેની અંદર ચુલ્હો કે ખાવા બનાવવાનું સ્થાન હોય છે, જો કોઈ અજાણ્યા માણસની છાયા પણ એવા સ્થાન પર પડીજાય તો રાંધેલું બધું જ અન્ન અભડાઈ જાય છે. અને એને ફેંકી દેવું પડે છે. એક જ સમૂહમાં હિંદુ સેવકોને એક બીજાથી અલગ-અલગ પોત પોતાના ચોકામાં માટીના ચુલ્હા પર પોતપોતાની રસોઈ બનાવતા અને એકલા બેસીને ખાતા જોઈ શકાય છે.

એવી જ રીતે પાણી પીવાના નિયમો પણ હોય છે. પાકું ભોજન સ્વીકારવાના નિયમો હોય છે. પણ આમાં થોડીક છૂટછાટ હોય છે. જેમ કે ઊંચી જાતિનો માણસ નીચી ગણાતી જાતિના માણસના લોટામાં પાણી તો આપશે પણ નીચી જાતિના માણસના લોટામાં પાણી પીશે નહીં. એક ઉચ્ચ જાતિનો આદમી નિમ્ન જાતિના આદમીથી પોતાનો લોટો પાણીથી ભરાવી તો લેશે, પણ એના લોટાથી પાણી પીશે નહીં. વળી ઊંચી જાતિવાળી કોઈપણ વ્યક્તિને (અસ્પૃશ્યો સિવાય) પાણી પીવડાવશે, અને એવું તે પોતાના લોટામાંથી તે પાણી પીનારાના લોટામાં પાણી રેડીને કરશે. રેલ્વે સ્ટેશનો પર મુસાફરોને પાણી આપવા માટે ઊંચી જાતિવાળી બરાહી, બારી, ભાડભુંજા, કંદોઈ, કહાર અને હજામ લોકોને રાખવામાં આવે છે. નિ:સંદેહ કેટલીક ઉચ્ચ જાતિઓના પણ હોય છે.

ધૂમ્રપાન કરવાના નિયમો તો વધુ કડક છે. પોતાની જાતિસિવાયના લોકો સાથે ધુમ્રપાન કરનાર ઓછા જોવા મળે છે. એનું કારણ એ છે કે, ચલમમાં

એક બીજાનો સંપર્ક જમવા કરતાં પણ વધારેનીકટતા થઈ જાય છે આ નિયમ એટલો કડક છે કે જાટ, આહિર કે ગુજ્જર એક સાથે ધૂમ્રપાન કરવાને કારણે (એમની જાતિ જાણી શકાશે નહીં) એકબીજાના સગાસંબંધી માનવામાં આવે છે કેટલીક જાતિઓ જેવી કે કાયસ્થ જુદી રીતે ધુમ્રપાન કરે છે. કાયસ્થ નાળિયેર તથા સામાન્ય રીતથી ધુમ્રપાન કરવાની વચ્ચે અંતર રાખે છે. નાળિયેર દ્વારા ધુમ્રપાન કરવામાં ચલમ મોઢાથી દૂર રાખી હાથને ગોલબંધ કરવામાં આવે છે. અને નળીને મોં મા નાખ્યા વિના જ ધૂમ્રપાન કરવામાં આવે છે.

વાસણોના વપરાશ અંગે તો કંઈ હેવાની જરૂર જ નથી. એના પણ નિયમો નિર્ધારિત છે કે કેવા પ્રકારના વાસણો બનાવવા જોઈએ. પણ આ નિયમો સામાજિક હોવાને બદલે ધાર્મિક વધારે છે. હિંદુઓએ મિશ્રધાતુ અથવા પીત્તળના વાસણોનો ઉપયોગ કરવો જોઈએ. જો કે મિશ્રધાતુના ઉપયોગ અંગે અનેક તથા નાની નાની નિષેધાજ્ઞાઓથી સીમિત છે. અને જો આ પાત્રો અશુદ્ધ થઈ જાય છે. ત્યારે એને શુદ્ધ કરવાની રીત કેવળ એટલી જ હોય છે કે એને ફરીથી ઓગળીને ઘડવામાં આવે. વાસણો અશુદ્ધ કે અપવિત્ર થઈ જવાનો ડર હોય છે તેને લીધે પ્રત્યેક વ્યક્તિએ પોતાના ઉપયોગ માટે કેટલાક નીજી વાસણો રાખવાં આવશ્યક બની જાય છે જેમાં એક લોટો, થાળી, તપેલું, કટોરો તો હોવો જ જોઈએ. ઉચ્ચ જાતિના ગ્રામીણ લોકો કટોરો અને ગાગર વાસણોમાં ઉમેરે છે. સમુહ ભોજન વખતે સામાન્ય રીતે લોકો તમામ પ્રકારના વાસણો મોટી સંખ્યામાં રાખતા હોય છે જેને યમાન ભાડે લઈ જાય છે. તે સમગ્ર જાતિના ભંડોળ અને દંડથી એકત્રિત કરેલા હોય છે અને તે જાતિની સામુહિક સંપત્તિ[1] હોય છે.

હવે પ્રશ્ન એ પેદા થાય છે આવા પાયાગત મનોવિકારો ઉપર આધરિત સામાજિક વ્યવસ્થામાં ભાઈ ચારા માટે શક્યતા ક્યાંથી રહે ? જાતિઓ વચ્ચે અરસ પરસ ભાઈચારાની લાગણીની જગ્યાએ એક બીજાનો સંબંધ ભાતૃ હત્યા જેવો થઈ ગયો છે. વગર સંઘર્ષ તથા વગર્યુદ્ધ જેવી વિચારધારા અંગે એવું માનવામાં આવે છે કે તે કાર્લમાર્ક્સના લેખનથી સ્પષ્ટ થઈ. આ એક મોટી ભૂલ છે. ભારત એક એવો દેશ છે જેણે વર્ગ સંઘષર્નો વાસ્તવિક અનુભવ કર્યો છે ભારત એક એવી ભૂમિ છે. જ્યાં બ્રાહ્મણો અને ક્ષત્રિયો[2] વચ્ચે વર્ગ

૧. ઉત્તર ભારતમાં સાથે બેસીને ખાવા ઉપર કેવળ ત્યારે જ નિષેધ છે, જ્યારે ભોજન 'કાચુ ભોજન' હોય છે પણ દક્ષિણ ભારતમાં આ નિષેધ પૂરી રીતે હોય છે ભલેને પછી ભોજન 'પાકું ભોજન' કેમ હોતું નથી. કાચુ ભોજન પાણીમાં અને પાકુ ભોજન ઘીમાં બનાવાય છે.

૨. જુઓ મારૂં પુસ્તક 'હું વેર ધી શુદ્રાઝ.'

યુદ્ધો થયાં છે અને પેઢીઓ સુધી ચાલતાં રહ્યાં છે.અને એટલી કટૂતાથી લડવામાં આવ્યાં છે કે, સમૂળો નાશ કરવાનું યુદ્ધનું વાતાવરણ જ બની ગયું હતું.

એવું નહીં માનવું જોઈએ કે, ભાઈ દ્વારા ભાઈની હત્યા કરવાની ભાવનાએ ભાઈચારાની ભાવનાને જન્મ આપ્યો છે હિંદુ સમાજમાં તો એક બીજાને જુદા પાડવાની. વૃત્તિ આ જે પણ ભારતીય સમાજમાં અસ્તિત્ત્વ ધરાવે છે, જે નીચે આપેલા ઉદાહરણથી જોઈ શકાશે.

પ્રત્યેક વર્ણ પોતાની અલગ અલગ અને પૃથ્થક ઉત્પત્તિનો દાવો કરે છે. કેટલાક એવો દાવો કરે છે કે, પોતે અમુક ઋષિના અથવા યોદ્ધાના સંતાનો છે પણ દરેક મામલામાં ઋષિ કે નાયક ભિન્ન હોય છે, જેમાં બીજી જાતિના પૂર્વજ કે જનક કહેવાતા ઋષિઓ કે નાયકો સાથે કોઈ સંબંધ હોતો નથી. પ્રત્યેક જાતિનો પ્રયાસ એવો હોય છે કે તે બીજી જાતિ કરતાં પોતાને શ્રેષ્ઠ પૂરવાર કરવાનો દાવો કરતી હોય છે આ વસ્તુ ખાવાપીવાના અતિરેક અને લગ્નના નિયમના અતિરેકથી સારી રીતે જાણી શકાય છે શ્રી બ્લન્ટ (Blunt) લખે છે કે,

"એ જાણવું આવશ્યક છે કે, ખાન-પાન અંગેના નિયમોમાં રસોઈયાની જાતિ એ પાકો માપદંડ છે. યજમાન ગમે તે હોઈ શકે છે. પણ ભોજન કોણે રાંધ્યું છે અને કોણ પીરસે છે તે માપદંડ છે. એટલે સ્વાભાવિક છે કે ઉચ્ચજાતિનો હિંદુ કોઈ પણ જાતિની વ્યક્તિનું ખાવાનું તો ખાઈ શકે છે, શરત માત્ર એટલી જ કે રસોઈઓ બ્રાહ્મણ હોવો જોઈએ. બ્રાહ્મણ જાતિમાં જ રસોઈયા હોય છે તેનું કારણ પણ આ જ છે. કાચું ભોજન પાણીથી બનાવવામાં આવે છે અને પાકું ભોજન ઘીમાંથી બનાવવામાં આવે છે, આ બન્ને વચ્ચે અંતર રાખવામાં આવે છે. આ તફાવતનો આધાર એ છે કે ગાયનું ઘી શુદ્ધ પદાર્થ છે. એટલે ઘીમાં રાંધેલો ખોરાક અશુદ્ધ ગણાતો નથી. આ પ્રકારની સુવિધાજનક માન્યતાનેકારણે હિંદુઓ 'કાચાભોજન'ને બદલે પાકા ભોજનની અપેક્ષા રાખે છે. જેમાં રૂઢિવાદના નિયમો ઓછા હોય છે. કાચા ભોજનના પ્રતિબંધો કરતાં પાકા ભોજનમાં પ્રતિબંધો ઓછા હોય છે

નજદીકના સંબંધો અંગે શ્રી બ્લન્ટ (Blunt)નું અવલોકન એવું છે કે, 'નિકટ સંબંધોની પરંપરાને લીધે કેટલીય જાતિઓના લગ્નના નિયમો અને વ્યવહારમાં મહત્ત્વપૂર્ણ પરિવર્તન થાય છે. નિકટના સંબંધોના લગ્ન નિયમો જ્યાં લાગુ પાડવામાં આવે છે, ત્યાં વિજાતિય વિવાહ અંગે સમુહો એમના સામાજિક સ્તર અનુસાર સ્તરનું વર્ગીકરણ કરવામાં આવે છે. ઉચ્ચ શ્રેણીના

સમુહના લોકો નિમ્ન વર્ગની દિકરીને લગ્નમાં સ્વીકારે તો છે પણ આપતા નથી. આ નિયમ રજપૂતોમાં વિશેષ પ્રચલિત છે. જો કે બીજી અનેક જાતિઓ દ્વારા પણ એનું પાલન કરવામાં આવે છે. વાસ્તવમાં લગભગ તમામ હિંદુઓની વચ્ચે અતિસંકીર્ણતાની પ્રવૃત્તિ જોવા મળે છે.

સંકીર્ણતાના આધારે ખાનપાન અને લગ્ન-વ્યવહારના સંબંધો નિયમોની પાછળ કઈ બાબતો રહેલી છે ? એમાં ઉચનીચ - નાનામોટાની ભાવના સિવાય બીજું કશું જ નથી. બધી જ જાતિઓ આ ભાવનાથી ગ્રસ્ત થયેલી છે અને કોઈ પણ જાતિ એવી નથી કે, જે આ બાબતથી મુક્ત હોય ! હિંદુ સમાજ વ્યવસ્થા જાતિઓની એક સીઢી છે, જેમાં એકની ઉપર એક મૂકવામાં આવેલા છે. આ એક એવું ત્રાજવું છે જેમાં ધૃણાનું પલ્લુ ભારે થતું જાય છે. અન્ય માટે તુચ્છતાની લાગણી પણ એટલી જ જોવા મળે છે.

આ ભાવના એક જાતિએ બીજી જાતિ પર કટાક્ષ કરવાના આશયથી બનાવવામાં આવેલી કહેવતોમાં જોવા મળે છે. આ લાગણીથી નિમ્ન જાતિના લેખકોએ પોતાના સાહિત્યમાં એવા સૂચનો પણ કર્યા છે કે, કહેવાતી ઊંચી જાતિઓનો ઉદ્ભવ નીચા પ્રકારનો અને શરમજનક છે. 'સહ્યા દ્રિખંડ' આ બાબતનું સૌથી ઉત્તમ ઉદાહરણ છે. આ એક પુરાણ છે જે એની પોતાની શૈલીમાં પરંપરાગત અન્ય પુરાણો કરતાં જુદું પડી આવે છે. આ પુરાણમાં ભિન્ન ભિન્ન જાતિઓ અંગેનું વર્ણન મળે છે. આવું કરતી વખતે એમાં અન્ય જાતિઓની ઉત્પત્તિને બ્રાહ્મણો કરતાં શ્રેષ્ઠ બતાવવામાં આવી છે.

સવાલ એટલો જ છે કે શું હિંદુ સમાજ વ્યવસ્થા સમતાનો સ્વીકાર કરે છે.

એનો જવાબ નકારાત્મક છે આદમી સ્વતંત્ર પેદા થાય છે એ સિદ્ધાંત જ હિંદુ સમાજ વ્યવસ્થાના વિરોધમાં છે. આ સમાજ આધ્યાત્મિક દ્રષ્ટિકોણથી આ સિદ્ધાંતને ખોટો માને છે. જો કે હિંદુ સમાજ વ્યવસ્થા અનુસાર એ વાત સાચી છે કે, તમામ મનુષ્યો આ બ્રહ્માંડના સર્જક પ્રજાપતિના સંતાનો છે, પણ તે સમાન નથી કારણ કે પ્રજાપતિના શરીરનાં ભિન્ન ભિન્ન અંગોમાંથી આ બધા પેદા થયેલા છે. બ્રાહ્મણ એમના મોમાંથી, ક્ષત્રિય એમની ભુજામાંથી અને વૈશ્યો જાંગમાંથી તથા શુદ્રો એમનાં પગમાંથી પેદા થયેલા છે. જે અંગોમાંથી આ જાતિઓ પેદા થઈ છે તે અંગોનું સમાન મહત્ત્વ નથી. તે અસમાન છે અને એટલે અસમાનઅંગો દ્વારા પેદા કરવામાં આવેલા મનુષ્યો પણ અસમાન હોય છે. જીવ વિજ્ઞાનના દ્રષ્ટિકોણથી હિંદુ સમાજ વ્યવસ્થા આ બાબતની પરવા

કરતું નથી, આ સિદ્ધાંતનું પરીક્ષણ તથ્યોના આધારે કરાવવાની ચિંતા પણ હિંદુઓને નથી. એમણે એવું જાણવાનો પણ પ્રયાસ કર્યો નથી કે પ્રત્યેક વ્યક્તિ ગુણ, સ્વભાવ અને પ્રકૃતિની દ્રષ્ટિએ સમાન હોય છે કે નહીં. જો પ્રત્યેક વ્યક્તિમાં પ્રાકૃતિક અને સ્વભાવગત અસમાનતાઓ રહેતી હોય છે, એવું સ્વીકારવામાં આવે તો પછી આખો સિદ્ધાંત જ કચરો સાબિત થાય છે. કારણ કે હિંદુ માન્યતા અનુસાર મનુષ્યો ભૌતિક અને પ્રવૃત્તિના આધારે સમાન હોય છે (એટલે તો વર્ણોને એમણે સ્વીકારી છે.) વાસ્તવમાં હિંદુ સમાજ વ્યવસ્થા આ બાબત અંગે ગંભીર નથી પણ ઉદાસીન છે. એવી જ રીતે એને એક નૈતિક સિદ્ધાંતના સ્વરૂપે પણ માનવા તૈયાર નથી. કારણ કે વ્યક્તિઓ ક્ષમતા અને શક્તિઓની બાબતમાં વ્યક્તિગત રીતે ભલે જુદા હોય પણ તેઓ સરખા માન અને મોભાના અધિકારી છે એવું માનવાનો હિંદુઓ ઇન્કાર કરે છે. હિંદુ સમાજ એનો પણ અસ્વીકાર કરે છે કે જો માણસની ક્ષમતા ઓછા વત્તી હોય તેમ છતાં બધી વ્યક્તિઓને સમાન સ્વરૂપે પોતાની ક્ષમતાનો ઉપયોગ કરવાની તક મળવી જોઈએ. આમાં જ સમાજની ભલાઈ થઈ શકે છે જો હિંદુઓ આ દૃષ્ટિએ પોતાના સંગઠનને યોજનાબદ્ધ કરે, ભલેને પછી વ્યક્તિની શક્તિ ઓછી-વધુ કેમ હોતી નથી. દરેકને પોતપોતાની શક્તિનો સર્વોત્તમ ઉપયોગ અને પ્રદર્શન કરવાની તક મળવી જોઈએ. હિંદુ સમાજ વ્યવસ્થા પરિસ્થિતિઓની સમાનતાને અનુમતિ આપતી નથી. આથી જ આ સમાજ વ્યવસ્થા સમતાવાદી પરંપરાની વિરૂદ્ધ છે.

### III

જો હિંદુ સમાજ વ્યવસ્થા સમાનતા તેમજ ભાઈચારા પર આધારિત નથી તો પછી તે કયા સિદ્ધાંતો પર આધારિત છે ? આ પ્રશ્નનો એક જ ઉત્તર છે. જો કે ખૂબ જ ઓછા માણસો આ બાબતથી પરિચિત છે અથવા સમજી શકવા સમર્થ હશે ! જોકે આ સિદ્ધાંતોનો હિંદુ સમાજ ઉપર ખૂબ જ પ્રભાવ પડેલો છે. એ બાબતમાં શંકા કરી શકાય તેમ નથી.

હિંદુ સમાજ વ્યવસ્થાનું પોષણ ત્રણ બાબતો ઉપર થાય છે એમાં પહેલો સિદ્ધાંત છે તબક્કા બદ્ધ અસમાનતા (શ્રેણી ક્રમિક સામાજિક પિરામિડની અસમાનતા)

તબક્કાબદ્ધ અસમાનતાનો આ સિદ્ધાંત મૂળ સિદ્ધાંત છે અને વિવાદથી પર છે. ચારે વર્ણો સપાટ ધરાતલ પર રચવામાં આવેલ નથી, જે ભિન્ન હોવા છતાં સમાન હોય. આ તો પિરામિડનો આકાર ધરાવે છે. આ કેવળ

ભિન્ન ભિન્ન સ્તર જ નથી પણ સ્થિતિમાં પણ અસમાન છે. અને એકબીજા ઉપર સીઢી-દર-સીઢી ગોઠવાયેલા છે.

મનુની યોજના અનુસાર બ્રાહ્મણોને પહેલા વર્ણમાં રાખવામાં આવ્યા છે. એની નીચે ક્ષત્રિયોનો વર્ણ છે. એની નીચે વૈશ્યોનો વર્ણ છે. વૈશ્યની નીચે શુદ્રોનો વર્ણ છે અને શુદ્રોથી નીચે અતિશુદ્ર અથવા અસ્પૃશ્યવર્ણ છે આ વર્ગો વચ્ચે અગ્રતાનો આ ક્રમ માત્ર પરંપરાગત નથી. આ ક્રમ તો આધ્યાત્મિક, નૈતિક તેમ જ વૈધાનિક છે. જીવનનો કોઈપણ હિસ્સો એવોનથી કે, જે વર્ગીકૃત અસમાનતાના આ સિદ્ધાંતથી અસ્પર્શ્ય રહ્યો હોય !

આ અંગેના અનેક દ્રષ્ટાંતો મનુસ્મૃતિમાંથી આપી શકાય તેમ છે આ વાતને સિદ્ધ કરવા માટે હું ચાર ઉદાહરણો આપીશ. તે છે દાસતાનો નિયમ, વિવાહનો નિયમ, દંડનો અને સંસ્કારનો નિયમ, તથા સંન્યાસનો નિયમ.

હિંદુ નિયમ દાસતાને એક કાનૂની પ્રથા માને છે. મનુસ્મૃતિમાં તો સાત પ્રકારના દાસનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. જ્યારે નારદસ્મૃતિમાં દાસતાની પંદર શ્રેણીઓનો ઉલ્લેખ છે. દાસોની સંખ્યાનું આ અંતર તથા તે વર્ગો જે આ દાસોની શ્રેણીમાં આવે છે તે મહત્વપૂર્ણ નથી. મહત્વપૂર્ણ બાબત તો એ છે કે,

કોણ કોને દાસ બનાવી શકે છે. આ અંગે નારદસ્મૃતિ તથા યાજ્ઞવલ્કયસ્મૃતિમાંથી નિમ્નાંકીત ઉદાહરણોઆપી શકાય તેમ છે.

નારદસ્મૃતિ : ૫:૩૯ ચારે વર્ણોમાં ઉલ્ટા ક્રમમાં દાસતાની કોઈ વ્યવસ્થા નથી. સિવાય કે કોઈ આદમી પોતાની જાતિ માટે નિર્ધારિત કર્તવ્યોની અવહેલના કરતો હોય ! દાસતા (આ બાબતમાં) એક પત્નિની સ્થિતિ જેવી હોય છે.

યાજ્ઞવલ્કય સ્મૃતિ : ૧૬।૧૮૩ (૨) પ્રમાણે દાસતા (ગુલામી) વર્ણવ્યવસ્થાના ઉતરતા ક્રમમાં હોય છે. ચઢતા ક્રમમાં હોતી નથી.

દાસતાને માન્યતા આપવી એ અતિ ખરાબ વસ્તુ છે. આમ છતાં ગુલામીને નિયમબદ્ધતાને બદલે મુક્તિ આપવામાં આવી હોત તો એનો એક લાભ અવશ્ય થયો હોત ! સમાજ એક દૃષ્ટિએ સમાનસ્તરે આવ્યો હોત ! એના કારણે જાતિપ્રથાની પરંપરા પર ભારે આઘાત લાગ્યો હોત ! જાતિપ્રથા નષ્ટ થઈ ગઈ હોત ! કારણ કે એક બ્રાહ્મણ અસ્પૃશ્યનો દાસ પણ બની શકત ! અને અસ્પૃશ્યો બ્રાહ્મણના માલિક બની શક્યા હોત. ગુલામનો રોકટોક વગરનો નિયમ દાસતાનો એક સમતાવાદી સિદ્ધાંત હતો, અને એને નિરર્થક બનાવવાનો

પ્રયાસ કરવામાં આવ્યો છે. અને એટલે જ મનુ તથા એના પછી પેદા થયેલા લોકોએ આ પ્રકારની દાસતાને માન્યતા, પ્રદાન કરી જેથી તેની વર્ણપ્રથાની વિપરિત દિશામાં જવાની સંભાવના ન રહે ! એનો અર્થ એટલો જ કે એક બ્રાહ્મણ અન્ય બ્રાહ્મણનો દાસ બની શકે પણ બીજી કોઈપણ વર્ણનો તે દાસ બની શકે નહીં. અર્થાત્ તે કોઈ ક્ષત્રિય, વૈશ્ય કે શુદ્ર કે અતિશુદ્રનો ગુલામ ગમે તેવો સંજોગોમાં પણ બની શકે નહીં. બીજી બાજુ બ્રાહ્મણ ચારેય વર્ણોમાં કોઈપણને પોતાનો ગુલામ બનાવની શકે છે.

એક ક્ષત્રિય અન્ય ક્ષત્રિયને, વૈશ્યને શુદ્ર કે અતિશુદ્રને પોતાનો દાસ બનાવી શકે છે પણ કોઈ બ્રાહ્મણને બનાવી શકે નહીં.

એ જ ક્રમમાં કોઈ વૈશ્ય, અન્ય વૈશ્ય શુદ્ર કે અતિશુદ્રને પોતાનો દાસ બનાવી શકે છે પણ બ્રાહ્મણ અને ક્ષત્રિયને બનાવી શકે નહીં.

એવી રીતે એક શુદ્ર, અન્ય શુદ્ર કે અતિશુદ્રને પોતાનો દાસ બનાવી શકે છે પણ બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્યને પોતાનો દાસ બનાવી શકે નહીં.

એક અતિશુદ્ર માત્ર અન્ય કોઈ અતિશુદ્રને જ દાસ બનાવી શકે, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્રને નહીં.

વર્ગીકૃત અસમાનતા આ સિદ્ધાંતનું એક ઉદાહરણ લગ્ન-વિવાદના નિયમોમાં જોઈ શકાય છે.

૩:૧૨દ્વિજો (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય)નું પ્રથમ લગ્ન, એમની પોતાની જ જાતિની સ્ત્રી સાથે કરવામાં આવે તેને શ્રેષ્ઠ માનવામાં આવે છે. પણ જો એવા લોકોને, જેમને કોઈ કારણવશ પુનર્વિવાહ કરવો પડે તો એમાં વર્ણોના નીચા ક્રમની સ્ત્રીઓને પ્રાથમિકતા આપવામાં આવે.

૩:૧૩ શુદ્રને શુદ્રજાતિની, વૈશ્યને વૈશ્ય જાતિ ઉપરાંત શુદ્ર જાતિની, ક્ષત્રિયને, ક્ષત્રીય જાતિ ઉપરાંત વૈશ્ય અને શુદ્ર જાતિની, વૈશ્યને વૈશ્ય જાતિ ઉપરાંત શુદ્ર જાતિની તેમ જ બ્રાહ્મણને બ્રાહ્મણ જાતિ ઉપરાંત ક્ષત્રીય, વૈશ્ય અને શુદ્રજાતિની પત્નીઓ હોઈ શકે છે.

મનુ પારસ્પરિક લગ્નના વિરોધી છે. એમનો તો આદેશ છે કે દરેક વર્ણે પોતાના જ વર્ણમાં લગ્ન કરવા જોઈએ. પોતાના વર્ણથી બહાર થયેલા લગ્ન ને પણ મનુ માન્યતા તો આપે જ છે, પણ મનુ એવી સાવચેતી રાખે છે કે, વર્ણવ્યવસ્થાની અસમાનતાને કંઈ જ નુકશાન થાય નહીં, એવા અરસપરસ લગ્ન પણ વર્ણ વ્યવસ્થાની ઉલ્ટી દિશામાં ના થઈ શકે. બ્રાહ્મણ જ્યારે લગ્ન કરે તો એ પોતાનાથી નીચેની શ્રેણીની કોઈ સ્ત્રી સાથે લગ્ન

કરી શકે છે, વૈશ્ય અને શુદ્ર બ્રાહ્મણની સ્ત્રી સાથે, લગ્ન કરી શકે નહીં, પણ વૈશ્ય શુદ્ર જ્ઞાતિની સ્ત્રી સાથે લગ્ન કરી શકે છે કારણ કે તેનો ક્રમ શુદ્રથી ઉપરનો છે

ત્રીજું ઉદાહરણ મનુના કાયદાની શાસન વ્યવસ્થામાં મળે છે પહેલું ઉદાહરણ સાક્ષીઓની સાથે કરવામાં આવતા વર્તાવ સાથે સંબંધિત છે. સાક્ષીઓએ નીચે પ્રમાણેના ઢંગથી સોગંદ લેવાના હોય છે.

૮:૧૮૭ દિવસના પહેલા ભાગમાં શુદ્ધ થઈ (ન્યાયધરો) દેવ અને બ્રાહ્મણની સમક્ષ ઉત્તર કે પૂર્વ તરફ મોં રાખી રહેલા (ત્રણેય) પવિત્ર દ્વિજવર્યોની સમક્ષ સત્યની ઘોષણા કરે.

૮:૯ બ્રાહ્મણને 'કહો' એમ કહીને પૂછવું ક્ષત્રિયને 'સાચું કહો એમ પૂછવું. વૈશ્યને ગાય, અનાજ અને સોનાની ચોરીનું પાપ બતાવીને પૂછવું અને શુદ્રોને સર્વ પાપોના સોગંધ લેવા કહેવું જેથી વર્ણ ઓળખાય.

હવે આપણે મનુ દ્વારા અપરાધીઓ માટે આપેલી દંડ સંહિતાને લઈએ અને બદનક્ષી માટેની સજાથી શરૂઆત કરીએ.

૮:૨૬૭ જો કોઈ ક્ષત્રિય કોઈ પુરોહિતની બદનક્ષી કરે તો એની ઉપર સો પણનો દંડ કરવો. જો કોઈ વૈશ્ય બ્રાહ્મણની માનહાની કરે તો એની ઉપર દોઢ સો પણનો દંડ કરવો પણ કોઈ શિલ્પી, અથવા દાસજો બ્રાહ્મણનો કોઈ અપરાધ કરે તો તે માટે કોરડાનો માર મારવો.

૮:૨૬૮ જો કોઈ બ્રાહ્મણ કોઈ ક્ષત્રિયની માનહાનિ કરે તો એને પચાસ પણનો દંડ કરવો, જો કોઈ વૈશ્યની બદનક્ષી કરે તો એને પચ્ચીસ પણનો અને શુદ્રની કરે તો એને નિંદા કરી બાર પણનો દંડ કરવો.

અપમાન અંગેના અપરાધને જોઈએ. મનુ દ્વારા નિર્ધારિત દંડ આ પ્રમાણે છે.

૮:૨૭૦ પણ જો શુદ્ર દ્વિજવર્ણના ને ભયંકર ગાળ ભાંડે તો તેની જીભનું છેદન કરવું કારણ કે તેણે બ્રહ્માના નિમ્નતમ ભાગમાંથી જન્મ લીધો છે.

૮:૨૭૧ જો તે એનું નામ અને વર્ણનું અપમાનપૂર્વક રીતે ઉલ્લેખ કરે તો, 'ધારો કે એમ કહે, અરે ! દેવદત્ત, તૂ બ્રાહ્મણ નથી' તો દસઆંગળી લાંબો લોખંડનો ગરમ સળિયો એના મોંમાં ખોસી દેવામાં આવે.

૮:૭૨ જો તે ઘમંડપૂર્વક બ્રાહ્મણોને એના કર્તવ્યોનો નિર્દેશ કરે તો રાજા એના મોંમાં અને કાનમાં ધગધગતું તેલ રેડવાનો આદેશ આપે.

ગાળ ભાંડવાના અપરાધનો દંડ : મનુ કહે છે :

૮:૨૭૬ જો કોઈ પુરોહિત તથા ક્ષત્રિય પરસ્પર ગાળાગાળી કરતા હોય તો

આ બાબતનો દંડ વિદ્વાન રાજા દ્વારા આપવામાં આવશે. અને તે દંડ અથવા સજા બ્રાહ્મણ ઉપર સૌથી ઓછી અને ક્ષત્રિય ઉપર સૌથી વધુ આપશે.

૮:૨૭૭ ઉપરોક્ત અપરાધ જો કોઈ વૈશ્ય કે શુદ્ર કરે, ત્યારે એની જીભ કાપવાની સજા છોડીને બીજી તમામ પ્રકારની સજા એની જાતિ અનુસાર આપવામાં આવશે. દંડનો આ નિર્ધારિત નિયમ છે.

હુમલો કરવાના અપરાધના દંડના રૂપમાં મનુનો સિદ્ધાંત આ પ્રકારનો છે.

૮:૨૭૯ જે અંગ દ્વારા નીચ જાતિમાં જન્મેલી વ્યક્તિ ઊંચી જાતિની વ્યક્તિ ઉપર હુમલો કરે, અથવા એને ઈજા પહોંચાડે, તો એનું એ અંગ કાપી લેવામાં આવશે. એવો મનુનો આદેશ છે. મનુએ અહંકાર અને અપરાધનો દંડ આ પ્રકારે નિર્ધારિત કર્યો છે.

૮:૨૮૧ હલકા વર્ણનો માણસ જો વર્ણના માણસ સાથે (અભિમાનથી) એક આસને બેસવા ઇચ્છે તો તેને કેડ ઉપર ડામ દઈ દેશનિકાલ કરવો અથવા તેના ફૂલા કાપી નાખવા.

૮:૨૮૨ નીચેની વર્ણનો માનવી અહંકારથી ઉચ્ચવર્ણના માણસ પર થૂંકે, મૂતરે કે પાદે તો રાજા અનુક્રમે બન્ને હોઠ કપાવી નાખે, એનું લિંગ ગુદાની પાછળ ખેંચીને તોડી નાખે અને એના ફૂલા કાપી નાખે.

૮:૨૮૩ હલકી જાતિનો મનુષ્ય ઉચ્ચ જાતિના મનુષ્યના વાળ, પગ, દાઢી, ગરદન કે વૃષણ પકડે તો વિના વિચારે તેના બેય હાથ કાપી નાખવા જોઈએ.

૮:૩૫૯ બ્રાહ્મણ જાતિના પુરુષ સિવાયનો (કોઈ પણ) પુરુષ પરસ્ત્રી (સંભોગ) કરે તો તે દેહાંતદંડની શિક્ષાને પાત્ર થાય છે. (કેમ કે) ચારે વર્ણની સ્ત્રીઓ હંમેશાં અતિશય રક્ષણનો યોગ્ય છે.

૮:૩૬૬ જો કોઈ શુદ્ર કોઈ ઉચ્ચ જાતિની યુવતીને પ્રેમ કરતો હોય, તો એને શારીરિક દંડ મળવો જોઈએ. પરંતુ જો તે કોઈ સમાનવર્ગની કોઈ કન્યા સાથે પ્રેમ કરતો હોય તો એણે તે કન્યા સાથે લગ્ન કરવા જોઈએ. એ શરતે કે એ કન્યાનો પિતા લગ્ન માટે ઇચ્છુક હોય !

૮:૩૭૪ જો કોઈ શુદ્ર દ્વિજ જાતિની પરણિત કે અપરણિત સ્ત્રીને ભોગવે તો અપરણિત સ્ત્રીને ભોગવ્યા બદલ એનું લિંગ કાપી નાખવું જોઈએ અને પરણિત સ્ત્રીને ભોગવ્યા બદલ તેનાં સર્વ અંગો કાપી નાખવા જોઈએ. અને તેનું ધન હરિ લેવું જોઈએ.

૮:૩૭૫ વૈશ્ય એ પરણિત બ્રાહ્મણની સ્ત્રીની સાથે સંભોગ કરે તો તેને એક વર્ષની કેદની સજા અને જો ક્ષત્રિય તે પ્રમાણે કરે, તો તેનો એક હજાર પણ દંડ કરવો અને (ગધેડાના) મૂતરથી તેનું માથું મુડાવવું.

૮:૩૭૬ જો વૈશ્ય અને ક્ષત્રિય પરણિત બ્રાહ્મણીને ભોગવે તો વૈશ્યનો પાંચસો પણ અને ક્ષત્રિયનો એક હજાર પણ દંડ કરવો.

૮:૩૭૭ જો બન્ને જો કોઈ પરણિત બ્રાહ્મણી સાથે સંભોગ કરે તો તેમનો શુદ્રના જેવો દંડ કરવો અને તેમને તૃણાગ્નિમાં સળગાવી દેવા યોગ્ય છે.

૮:૩૮૨ વૈશ્ય જો પરણિત ક્ષત્રિયાણીને ભોગવે અથવા ક્ષત્રિય કોઈ પરણિત વૈશ્ય સ્ત્રીને ભોગવે તો અપરણિત બ્રાહ્મણીને ભોગવવાનો જેટલો દંડ થાય તેટલો આ બેયનો પણ થાય છે.

૮:૩૮૩ ક્ષત્રિય કે વૈશ્યની પરણિત સ્ત્રી જો બ્રાહ્મણ ભોગવે તો તેનો એક હજાર પણ દંડ કરવો. જો ક્ષત્રિય કે વૈશ્ય પરણિત શુદ્ર સ્ત્રીને ભોગવે તો તેનો એક હજાર પણ દંડ થાય.

૮:૩૮૪ વૈશ્ય જો અપરણિત ક્ષત્રિયાણીને ભોગવે તો તેનો પાંચસો પણ દંડ કરવો પણ ક્ષત્રિય જો અપરણિત ક્ષત્રિયાણીને ભોગવે તો મૂતરથી તેનું મુંડન કરાવવું અથવા તેનો પાંચસો પણ દંડ કરવો.

હિંદુ અને બિનહિંદુ અપરાધ ન્યાય-શાસ્ત્ર માં કેટલું વિચિત્ર અંતર છે. હિંદુત્વમાં કેટલી અસમાનતા છે, એ તેના અપરાધ-ન્યાય શાસ્ત્રમાં આપણે બે ચીજો જોઈ શકીએ છીએ.

- એક તો એ વર્ગ છે જે અપરાધને પરિભાષિત કરે છે.

- બીજો એક વર્ગ છે જે અપરાધ કરવા બદલ દંડ કરે છે. અને દંડનું ન્યાયોચિત સ્વરૂપનું નિર્ધારણ કરે છે. અને નિયમો નક્કી કરે છે. જેમાં અપરાધ કરનારા તમામ લોકો સમાન દંડના અધિકારી છે.

પણ મનુના બંધારણમાં આપણે શું જોઈએ છે ? પહેલી વાત તો એ છે કે, દંડની પ્રણાલિ ન્યાયોચિત નથી. કોઈ પણ અપરાધનો દંડ સંબંધિત ઉદ્ગમ અંગને આપવામાં આવે છે. જેમ કે પેટ, જીભ, હાથ, નાક, આંખ, કાન જનનેન્દ્રીયં વગેરે. જાણે કે અપરાધ કરનાર અંગની કોઈ અલગ ઇચ્છા હોય અને માણસની પોતાની આ અંગે કોઈ ઇચ્છા હોતી નથી. મનુ દંડ સંહિતાની બીજી વિશેષતા એ છે કે, એની અંદર દંડની પ્રકૃતિ અમાનવીય છે. જે અપરાધની ગંભીરતા સાથે મેળ ખાતો નથી. પણ એની સૌથી અધિક નવાઈ પમાડે તેવી વિશેષતા એ સમયે પોતાનું વિકરાળ રૂપ દેખાડે છે, જ્યારે

એક જ અપરાધને માટે અસમાન દંડ આપવામાં આવે. આ અસમાનત્વ ન કેવળ અપરાધકર્તાને દંડિત કરવા માટે બનાવવામાં આવ્યું છે. બલ્કે મર્યાદાની રક્ષા કરવા અને ન્યાય મેળવવા માટે ન્યાયલયમાં આવનારા પક્ષોની આધીનતાને બનાવી રાખવાને માટે બનાવી છે. બીજા શબ્દોમાં કહીએ તો આ એક સામાજિક અસમાનતાને બનાવી રાખવા માટે બનાવવામા આવી છે જેનો પર એમની પૂરી યોજના આધારિત છે..

ક્રમિક અસમાનતાનો આ સિદ્ધાંત આર્થિક ક્ષેત્રમાં પણ ઘુસી ગયો છે. હિંદુ સમાજ વ્યવસ્થાનો સિદ્ધાંતએ એવો નથી કે, "કોઈકની હેસિયત અનુસાર લો અને આાવશ્યકતા અનુસાર આપો." હિંદુ સમાજ વ્યવસ્થાનો સિદ્ધાંત તો છે. "આવશ્યકતા અનુસાર લો અને શ્રેષ્ઠતા અનુસાર દો."

ધારો કે કોઈ સરકારી અધિકારી દુષ્કાળ પીડિત લોકોને આર્થિક રાહત વહેંચી રહ્યો છે તો તે નિમ્ન વર્ગોના કામોની સરખામણીમાં ઉચ્ચવર્ણના લોકોને અધિક સહાય લેવા માટે ફરજ પાડશે.[૧]

એવી જ રીતે કોઈ અધિકારી કર (Tax) લગાવી રહ્યો હોય તો તે ઉચ્ચ વ્યક્તિ પર ઓછો ટેક્ષ નાંખશે. અને નિમ્નવર્ગના લોકો પર વધારે ટેક્ષ નાખશે. હિંદુ સમાજ વ્યવસ્થા સમાન આવશ્યકતા, સમાન કામ અને સમાન યોગ્યતા પર સમાન વેતન કે સમાન વળતરને માન્યતા આપતું નથી.

જીવનમાં સારી વસ્તુઓના વિતરણમાં હિન્દુ સમાજ વ્યવસ્થાનું એક માત્ર લક્ષ્ય હોય છે, કે જે લોકોને સર્વશ્રેષ્ઠ માનવામાં આવે છે, એમને સૌથી અધિક અને સૌથી સારું મળવું જોઈએ. અને જે લોકો નિમ્નશ્રેણીમાં આવે છે, અમને નિમ્નતમ્ અને નિષ્કૃષ્ટતમ્ પર જ સંતોષ માનવો જોઈએ.

આ બધું સિદ્ધ કરવા માટે બીજું કશું જ આવશ્યક લાગતું નથી, હિંદુ સમાજ વ્યવસ્થા વર્ગીકૃત અસમાનતા પર આધારિત છે તે તથ્ય જ ઉપરોક્ત બાબતો સિદ્ધ કરે છે. આ બાબત સામાજિક ક્ષેત્રોમાં વ્યાપક છે. સામાજિક જીવનનું પ્રત્યેક ક્ષેત્ર સમાનતાના ખતરા પ્રત્યે સચેત છે.

હિંદુ સમાજ વ્યવસ્થાનો બીજો સિદ્ધાંત છે, જેના પર હિંદુ સમાજ વ્યવસ્થા આધારિત છે. તે પ્રત્યેક વર્ગને માટે વ્યવસ્થાનું નિર્ધારણ કરે છે. અને

૧. ઉપરનું ઉદાહરણ માત્ર કલ્પના પર આધારિત નથી. ઊંચ અને નીચનું અંતર પેશ્વાઓના સમયમાં કાનૂન આધારિત હતું. અનુદાન અંગે જે અંતર છે તે આજે પણ મુંબઈ પ્રેસિડેન્સીમાં જોવા મળે છે. અને એક કોંગ્રેસના મંત્રીએ એની તરફેણ પણ કરી હતી. આ બધું આજકાલ પ્રયોગમાં નથી. (સંપાદક)

વંશાનુક્રમને આધારે એને ચાલુ રાખવાના સિદ્ધાંતમાં માને છે. મનુ ચારેય વર્ણોના વ્યવસાયો અંગે એવું કહે છે કે,

૧:૮૭ આ બ્રહ્માંડનું રક્ષણ કરવાના હેતુથી ઈશ્વરે પોતાના મુખમાંથી પોતાની ભુજાઓમાંથી, પોતાની જાંઘમાંથી અને પોતાના પગમાંથી પેદા કરેલા લોકોને માટે અલગ અલગ વ્યવસાયો નક્કી કર્યા છે.

૧:૮૮ બ્રાહ્મણોને માટે - એણે ભણવું અને ભણાવવું (વેદ) પોતાના તથા બીજાઓના લાભને માટે યજ્ઞ કરવા અને કરાવવા, દાન દેવું અને લેવું - એમ કર્મો નિર્ધારિત કર્યા છે.

૧:૮૯ લોકોનું રક્ષણ કરવું, દાન દેવું, યજ્ઞ કરવો, અધ્યયન (વેદ) કરવું, વિષયમ આસક્તિ નહીં રાખવી, આ કર્મોનો આદેશ ક્ષત્રિયોને માટે આપેલો છે.

૧:૯૦ વૈશ્યો માટે પશુઓની પાલન કરવું, ઉદારતા પ્રગટ કરવી, યજ્ઞ કરવા, ધાર્મિક ગ્રંથો વાંચવા, વ્યાપાર કરવો, વ્યાજ પર પૈસા ઉધાર આપવા, ખેતી કરવા જેવા કાર્ય નિર્ધારિત કરવામાં આવ્યા છે અથવા એને કરવાની અનુમતિ આપવામાં આવી છે.

૧:૯૧ બ્રહ્માએ શુદ્રને માટે જે સૌથી પ્રમુખ કાર્ય સોંપ્યું છે, તે કોઈ પણ જાતની ઉપેક્ષા ભાવ વિના ઉપરોક્ત ત્રણેય.વર્ગોની સેવા કરવી.

૧૦:૭૪ એવા બ્રાહ્મણો, જે ઉત્કૃષ્ટ દેવત્વ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે, અને પોતાના કર્તવ્ય પ્રત્યે દૃઢ છે, તે નીચે પ્રમાણેના છ કાર્યોને ક્રમાનુસાર પૂર્ણરૂપથી નિષ્પાદિત કરે.

૧૦:૭૫વેદોનું અધ્યયન કરવું, બીજાઓને વેદોનું અધ્યયન કરાવવું બીજાઓને યજ્ઞ કરાવવામાં સહાયતા આપવી, પોતાની પાસે વિપુલ સંપત્તિ હોય તો ગરીબોને દાન દેવું સ્વયં ગરીબ હોય તો સદાચારી લોકો પાસેથી દાન લેવું. આ અગ્રજવર્ગના છ નિર્ધારિત કાર્યો છે.

૧૦:૭૬ બ્રાહ્મણના આ છ કાર્યોમાંથી ત્રણ કાર્ય એની જીવિકા સાથે સંબંધિત છે યજ્ઞ કરવામાં સહાયતા કરવી. વેદોનું અધ્યયન કરાવવું તથા સદાચારી વ્યક્તિથી દાન મેળવવું.

૧૦:૭૭ આ ત્રણ કામ બ્રાહ્મણને માટે અનામત છે. અને તેને ક્ષત્રિય કરી શકતો નથી - વેદોનું અધ્યયન કરાવવું, યજ્ઞ કરાવવો તથા ત્રીજું દાનનો સ્વીકાર કરવો.

૧૦:૭૮ આ ત્રણેય કાર્યો (નિર્ધારિત કાનૂન અનુસાર ) વૈશ્યને માટે નિષિદ્ધ

છે. કારણ કે લોકાધિપતિ મનુ એ ક્ષત્રિય અને વૈશ્ય, બન્ને વર્ગોને માટે આ કાર્યો નિર્ધારિત કર્યા નથી.

૧૦:૭૯ ક્ષત્રિયની જીવિકાના સાધનો છે, જેમ કે શસ્ત્રો ધારણ કરવા, અથવા હુમલો કરવાને માટે હાથથી ચલાવવાના અસ્ત્ર, વૈશ્યને માટે વ્યાપાર, પશુપાલન તથા કૃષિ, પરંતુ પોતાનું આગલું જીવન સફળ કરવા માટે ભિક્ષા આપવી, અધ્યયન કરવું અને યજ્ઞ કરાવવો - બન્નેનું કર્મ છે.

પ્રત્યેક સભ્યે તેના વર્ગ વિશેષને માટે નિર્ધારિત કાર્યને જ કરવાનું રહે છે - જે તેના વર્ગ માટે નિર્માણ થયેલું છે. એમાં વ્યક્તિગત પસંદગી, વ્યક્તિગત ઇચ્છાને માટે કોઈ સ્થાન નથી, કારણ કે પ્રત્યેક વ્યક્તિ હિંદુ સમાજ વ્યવસ્થા સાથે બંધાયેલો છે. આ એક એવો કઠોર નિયમ છે કે જેનાથી બચી શકાય નહીં.

આ સિદ્ધાંત વ્યવસાયના નિર્ધારણ સુધી જ સીમિત નથી રહેતો. આ કેટલાય વ્યવસાયોને એના સન્માનથી દૃષ્ટિની શ્રેણીબદ્ધ પણ કરે છે. મનુનું કહેવું છે કે,

૧૦:૮૦ જીવિકોપાર્જનને માટેના અનેક વ્યવસાયોમાંથી બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યોને માટે સૌથી અધિક પ્રશંસનીય વ્યવસાય ક્રમશ: વેદનો અભ્યાસ કરવો, કરાવવો, લોકોનું રક્ષણ કરવું અને વ્યાપાર કરવો તે છે.

હિંદુ સમાજ વ્યવસ્થાનો ત્રીજો સિદ્ધાંત જેના પર હિંદુ સમાજ વ્યવસ્થા આધારિત છે. તે લોકોને એની સંબંધિત વર્ણોના ખીલે બાંધી રાખવાની છે. હિંદુ સમાજ વ્યવસાય વર્ણોને સ્વીકારે છે એમાં કોઈ વિચિત્ર વાત છે જે નહીં. દરેક જગ્યાએ વર્ગો તો છે જ અને વર્ગહીન સમાજ ક્યાંય નથી. પરિવાર, દળ, ક્લબ, રાજનૈતિક પક્ષ, અપરાધિક ષડ્યંત્રોમાં સંલગ્ન અપરાધી ટોળકીઓ, લોકોને લૂંટનારા ધંધાદારીઓ વગેરે સંસારના તમામ ભાગોમાં તથા તમામ સમાજોમાં જોવા મળે છે. સ્વતંત્ર વ્યવસ્થા પણ વર્ગોથી છૂટકારો મેળવી શકતી નથી. સ્વતંત્ર સમાજવ્યવસ્થાનો ઉદ્દેશ અને લક્ષ્ય પૃથક્તા અને અલગતાને રોકવાનો હોય છે. જે વર્ગો દ્વારા અનુકરણ કરવા માટે એક આદર્શ સ્થિતિ માનવામાં આવે છે. જો વર્ગ પૃથક્તા અને અલગતાને ન અપનાવે તો એક બીજા પ્રત્યે પોતપોતાના સંબંધોમાં સમાજવિરોધી માનવમાં આવે છે. પૃથક્તા અને અલગતા એક બીજા પ્રત્યે અસામાજિક અને વિરોધી બનાવી દે છે. પૃથક્તાને લીધે વર્ગ-ચેતનાના સંબંધોમાં કઠોરતા આવી જાય છે. સામાજિક-જીવન સ્થગિત થઈ જાય છે અને સ્વાર્થીતત્ત્વો આદર્શવાદી તત્ત્વો પર છવાઈ જાય છે. પૃથક્તાને કારણે જીવન ગતિહિન બની જાય છે. વિશેષાધિકાર યુક્ત અને બિન

વિશેષાધિકાર મુક્ત માલિક અને સેવક વચ્ચે અલગતા બની રહે છે.

કોઈ પણ સમાજમાં વર્ગોનું હોવું સ્વતંત્ર સમાજ વ્યવસ્થા માટે એટલું પ્રતિકૂળ નથી હોતું જેટલી અલગતા અને પૃથક્તાની ભાવના હોય છે. સ્વતંત્ર સમાજ વ્યવસ્થાની અંદર તો સમાજમાં સમરસતાની ધારા પ્રવાહિત રહેતી હોય છે. આવું ત્યારે જ સંભવ બની શકે, જ્યારે વર્ગોના સામાન્ય હિતો, જવાબદારીઓમાં ભાગીદારી કરવાના અવસરોની પ્રાપ્તિ તથા સામાન્યરૂપથી જીવન મૂલ્યોનો અધિકાર મળે. જો ચારે બાજુ સ્વતંત્ર વ્યવસ્થા થઈ જાય જેના અંતર્ગત આપ-લેના સમાન અવસરો મળે, તો એવા સમાજો સંબંધોથી, જ્ઞાતિરિવાજોથી, માનસિક દૃષ્ટિકોણથી સજાગ અને વ્યાપક હોય છે. અને એને માટે સમયની જ નહીં પણ વિચારોની ગતિશીલતાની પણ આવશ્યકતા હોય છે. હિંદુ સમાજ વ્યવસ્થા અંગે જે ચીજ ધ્યાન આકર્ષિત કરે છે તે છે હિંદુ સમાજના વિભિન્ન વર્ગો વચ્ચે આંતરિક પરિવર્તન અને પરસ્પરનો મેળમિલાપ પર મૂકવામાં આવેલી રુકાવટ. આમાં બીજી જાતિની સાથે ભોજન કરવામાં અને અંતર્જાતીય વિવાહ પર પ્રતિબંધ છે. પણ મનુ તો સામાન્ય સામાજિક સંસર્ગનો પણ નિષેધ કરે છે. મનુ અનુસાર તો,

૪:૨૪૪ વંશને ઉન્નત કરવાની ઇચ્છા કરનારાઓ સર્વદા મોટાઓ સાથે સંબંધ બાંધે અને પોતાનાથી નીચેનાઓને છોડી દે.

૪:૨૪૫ મોટાઓ સાથે સંબંધ બાંધનારો અને નિમ્ન સ્તરનાનો ત્યાગ કરનાર બ્રાહ્મણ શ્રેષ્ઠતાને પ્રાપ્ત કરે છે. એની વિરુદ્ધ આચરણ કરે તો શુદ્રતાને પ્રાપ્ત કરે છે.

૪:૭૯ કોઈ મોટા અપરાધનો લીધે જ્ઞાતિ બહિષ્કૃત, ચાંડાલ, પુલકસ, મૂર્ખ, ધનને કારણે અભિમાની, અંત્યજ (ધોબી અને રંગારા) અને અંત્યોવસાયીની સાથે એક જ વૃક્ષની છાયામાં બેસવું જોઈએ નહીં.

હિંદુ સામાજિક વ્યવસ્થા ભાઈચારાની વિરોધી છે. તે સમાનતાના સિદ્ધાંતને પણ સ્વીકારતી નથી. તેની પાસે તો સમાનતાના સિદ્ધાંતને સ્વીકારવાના બદલે અસમાનતાનો અધિકૃત સિદ્ધાંત છે - સ્વતંત્રતા અંગેની સ્થિતિ તો એવી છે કે એમાં વ્યવસાય પસંદગીની સ્વતંત્રતા નથી. પ્રત્યેકને માટે એનો નિર્ધારિત પોતાનો વ્યવસાય છે, અને એને એ જ કરતા રહેવાનું છે.

જ્યાં સુધી અભિવ્યક્તિની સ્વતંત્રતાનો સવાલ છે, આ સ્વતંત્રતા તો છે પણ કેવળ એવા લોકો માટે જ છે, જેઓ સમાજ-વ્યવસ્થાના પક્ષધર છે. અહીં એવી સ્વતંત્રતા તો નથી જેને માટે વૉલ્ટેરે (Voltaire) કહ્યું હતું કે,

"તમે જે કંઈ કહો છો એની સાથે હું સો એ સો ટકા અસંમત છું અને એને અસ્વીકૃત કરું છું પણ આવું બોલવાનો તમારો અધિકાર જળવાઈ રહે તે માટે હું જીવનના અંતિમ શ્વાસ સુધી લડતો રહીશ." આપણે જ્યારે મનુના વચનો તર્કશાસ્ત્ર અને ન્યાયની બાબતમાં સાંભળીએ છીએ ત્યારે આ ભાવનાથી વિપરીત જાહેર થઈ જાય છે.

૪:૨૯,૩૦ જે ગૃહસ્થના ઘરમાં શક્તિ અનુસાર આસન, ભોજન, શૈયા, જળ અને કંદમૂળથી અતિથિનું સન્માન થતું નથી, એમાં કોઈ અતિથિ નિવાસ ન કરે.

પાખંડીઓ, એવી વ્યક્તિઓ જે શાસ્ત્ર વિરુદ્ધ કર્મ કરનારા, બિલાડાની જેમ વર્તનારા, લુચ્ચા વેદ વિરુદ્ધ તર્ક કરનારા, અને બગલાની જેવી વૃત્તિ રાખનારાઓનો વાણી વડે પણ સત્કાર કરવો નહીં.

૨:૧૦શ્રૃતિ એટલે વેદ અને ધર્મશાસ્ત્રને શ્રૃતિ માનવી જોઈએ. તે સર્વ વિષયોમાં તર્કને યોગ્ય નથી, કારણ કે એ બન્નેમાં જ ધર્મનો પ્રાર્દુભાવ થાય છે.

૨:૧૧પ્રત્યેક દ્વિજ જે ન્યાયવિદો (મિથ્યાતર્કવાદ) પર નિર્ભરતા રાખે છે, અને તર્કશાસ્ત્ર તથા ઉપચાર આ બન્નેનો આધાર લઈ બન્ને શ્રૃતિ અને સ્મૃતિના નિયમોને ધૃણાની દૃષ્ટિથી જુએ છે, તેવો ભેદ વેદ નિંદક મનુષ્ય સજ્જનો દ્વારા બહિષ્કૃત કરવા યોગ્ય છે.

૨:૧૨ વેદ, પવિત્ર-સ્મૃતિ, આચાર અને મનની પ્રસન્નતા - આ ચાર ધર્મના સાક્ષાત લક્ષણો છે.

આનું કારણ તો ત્યારે જે સ્પષ્ટ થાય છે જ્યારે મનુ કહે છે કે,

૨:૬ તમામ વેદ, એને જાણનારાઓની સ્મૃતિ અને બ્રાહ્મણત્વ, મહાત્માઓનું આચરણ અને પોતાના મનની પ્રસન્નતા - આ બધા ધર્મના મૂળ છે.

૨:૭ મનુએ જે કોઈ બાબતને 'ધર્મ' કહી છે તે ધર્મ વેદોમાં કહેવામાં આવ્યો છે. મનુ તમામ વેદોના અર્થોનો જ્ઞાતા છે.

આ સ્વતંત્રતામાં ન્યાયવિદોને માટે કોઈ સ્વતંત્રતા નથી. તર્કશાસ્ત્રીઓને માટે સમાજ વ્યવસ્થાની આલોચનાની પણ સ્વતંત્રતા નથી, જેનું તાત્પર્ય એટલું છે કે, કોઈ પણ સ્વતંત્ર નથી.

'કાર્ય કરવાની સ્વતંત્રતા'ની સ્થિતિ કેવી છે ?

કાર્યચયનના મામલામાં હિંદુ સમાજ વ્યવસ્થામાં કોઈ સ્થાન નથી. હિંદુ સમાજ વ્યવસ્થા વ્યક્તિને કોઈ અધિકાર આપતી નથી. એના વ્યવસાયને સ્વયં નિર્ધારિત કરે છે. તે તેની હેસિયત પણ નિર્ધારિત કરે છે. વ્યક્તિ વિશેષને તો માત્ર કાયદાનું પાલન જ કરવાનું હોય છે.

આવી જ વાત 'રાજનૈતિક સ્વતંત્રતા' અંગે પણ કહી શકાય તેમ છે. હિંદુ સમાજ વ્યવસ્થામાં લોકો દ્વારા ચૂંટવામાં આવેલા પ્રતિનિધિઓની બનેલી 'પ્રતિનિધિ સરકાર'ની આવશ્યકતાને કોઈ માન્યતા આપવામાં આવતી નથી. 'પ્રતિનિધિ સરકાર' - આવા સિદ્ધાંત પર આધારિત હોય છે કે લોકો પર કાનૂનનું રાજ્ય હોવું જોઈએ અને કાનૂન લોકોના પ્રતિનિધિઓ દ્વારા જ બનાવી શકાય છે.

સમાજ વ્યવસ્થામાં આ સ્વીકૃત કરવામાં આવેલા વિષયના પ્રથમ ભાગને જ માન્યતા આપવામાં આવી છે જેના અનુસાર લોકોની ઉપર કાનૂનનું રાજ્ય હશે, પણ વિષયનો બીજો ભાગ ઉપેક્ષિત છે. એ ભાગની ઉપેક્ષા કરવામાં આવી છે, જેના અનુસાર નિયમ (કાનૂન) લોકો દ્વારા ચૂંટાયેલા પ્રતિનિધિઓ દ્વારા જ બનાવવામાં આવે. હિંદુ સમાજ વ્યવસ્થાનો સિદ્ધાંત તો એવો છે કે, જે કાનૂન દ્વારા લોકો શાસિત થાય છે, તે કાનૂન તો પહેલેથી જ બનેલો છે. અને તે વેદોમાં લખેલો અને ઉપલબ્ધ છે. કોઈ પણ વ્યક્તિને આ કાનૂનમાં સુધારો-વધારો કરવાનો હક્ક નથી. આવી સ્થિતિ હોવાને લીધે લોકોની પ્રતિનિધિ સભા અનાવશ્યક બની જાય છે. રાજનૈતિક સ્વતંત્રતા - એવી સ્વતંત્રતા હોય છે, જેમાં કાનૂન બનાવવાની સ્વતંત્રતા હોય છે. અને સરકારને બનાવવા અને બદલવાનું સ્વાતંત્ર્ય હોય છે. આ બધી સ્વતંત્રતા હિંદુસમાજ વ્યવસ્થાનો દૃષ્ટિએ નિરર્થક છે અને તેને માટે કોઈ સ્થાન નથી.

ઉપસંહાર રૂપે કહીએ તો હિંદુ સમાજ વ્યવસ્થા એક એવી વ્યવસ્થા છે. જે વર્ણો પર આધારિત છે - નહીં કે વ્યક્તિઓ પર.

આ એક એવી વ્યવસ્થા છે જેમાં વર્ણોને એક બીજાની ઉપર શ્રેણીબદ્ધ રીતે ગોઠવવામાં આવી છે. જેમાં વર્ણોની પ્રતિષ્ઠા અને કાર્ય નિર્ધારણ-નિશ્ચિત થયેલ છે.

હિંદુ સમાજ વ્યવસ્થા એક કઠોર સામાજિક પ્રણાલિ છે. આ સામાજિક વ્યવસ્થામાં કોઈ પણ વ્યક્તિનું પદ અને એની પ્રતિષ્ઠામાં અપેક્ષાકૃત પરિવર્તન થાય એની સાથે આ માળખાને કંઈ લેવા દેવા છે જ નહીં, પણ તે જે વર્ણમાં પેદા થયો છે, એ વર્ણના સભ્ય તરીકે એની સામાજિક સ્થિતિ બીજા વર્ણોને બીજી વ્યક્તિઓના સંદર્ભમાં કોઈ પણ રીતે પ્રભાવિત થતી નથી. ઉચ્ચવર્ણમાં જન્મેલા અને નિમ્નવર્ણમાં જન્મેલી વ્યક્તિની નિયતિ એની જન્મજાત વર્ણ જ હોય છે.



# વિભાગ-૨

## પ્રકરણ ૩

## હિંદુ સમાજ વ્યવસ્થા : એની અનોખી વિશેષતાઓ

અત્યાર સુધીના આપણી ચર્ચા હિંદુ સમાજવ્યવસ્થાનાં મૂળભૂત સિદ્ધાંતો અંગે હતી. મૂળભૂત સિદ્ધાંત. સાથે હિંદુ સામાજિક વ્યવસ્થાની અનોખી વિશિષ્ટતાઓ પણ છે. આ અનોખી વિશિષ્ટતાઓ એટલી જ મહત્ત્વપૂર્ણ છે જેટલા મૂળભૂત સિદ્ધાંતો. જ્યાં સુધી આ અનોખી વિશિષ્ટતાઓનો અભ્યાસ કરવામાં ન આવે ત્યાં સુધી હિંદુ સામાજિક વ્યવસ્થાનો અભ્યાસ અધૂરો રહેશે.

આ અનોખી વિશિષ્ટતાઓ કઈ કઈ છે ?

હિંદુ સામાજિક વ્યવસ્થાની ત્રણ મુખ્ય વિશિષ્ટતાઓ છે. આ ત્રણમાંથી સૌથી વધુ ધ્યાન ખેંચનારી વિશિષ્ટતા છે. પારલૌકિક પુરુષ (Superman)ની પૂજા. આ બાબતમાં હિંદુ સમાજ-વ્યવસ્થા એ નિત્શેના સિદ્ધાંતનું વ્યવહારિક રૂપાંતર કરવા સિવાય બીજું કશું જ કર્યું નથી. ખુદ નિત્શે એ પણ પારલૌકિક પુરુષના પોતાના સિદ્ધાંતની મૌલિકતાનો કોઈ દાવો કર્યો નથી. એણે પોતે જ સ્વીકાર્યું છે કે, આ વિચાર તેણે મનુસ્મૃતિમાંથી ઉધાર મેળવેલો છે. પોતાના 'એન્ટી ક્રાઈસ્ટ' નામના પુસ્તકમાં નિત્શે કહે છે કે,

"અંતે પ્રશ્ન તો એટલો જ છે કે, જુઠ કઈ સીમા સુધી બોલી શકાય ! સત્ય તો એ છે કે, ખ્રિસ્તી ધર્મમાં પવિત્ર ઉદ્દેશોનો અભાવ છે. એટલે જ તેઓ જે સાધનોનો ઉપયોગ કરે છે એના અંગે જ મારો વિરોધ છે.

એમના ઉદ્દેશો જ ખોટા છે. પાપની સંકલ્પનાને કારણે મનુષ્ય સુખથી વંચિત રહી જાય છે અને પોતાના શરીરનો તે તિરસ્કાર કરે છે. પોતાનું જીવન ઝેરીલું અને કલંકિત બનાવી દે છે અને પોતાની જાતને પતિત અને કલુષિત માનવા માંડે છે. પરિણામે એમના સાધનો ખોટાં છે એમ માનવું પડે છે. મારી ભાવના તો એનાથી (ખ્રિસ્તીધર્મ) બિલકુલ વિપરીત છે. જ્યારે હું મનુનું વિધાન વાંચું છું ત્યારે લાગે છે કે, તેની તો કોઈ સરખામણી જ કરી શકાય તેમ નથી. મનુની રચના અતુલનીય, અપૂર્વ અને શ્રેષ્ઠ કલાકૃતિ છે. એનો બાયબલ સાથે ઉલ્લેખ કરવામાં પણ પાપ લાગે તેમ છે. તમને તરત જ જણાશે કે, આવું કેમ ? કારણ એટલું જ કે, એની એની પૃષ્ઠભૂમિમાં એક સાચું તત્ત્વજ્ઞાન (Genuine Philosophy)છે. એમાં કેવળ જ્યુ લોકો

(યહુદીઓ)ના રબ્બીઓ (પયગંબરો) દ્વારા ભેગા કરેલા અંધ વિશ્વાસો નથી. એમાંથી રબ્બીવાદની દુર્ગંધ આવતી નથી. એમાં તો મોટા મોટા મિજાજી મનોવૈજ્ઞાનિકોની વિચારવા માટેની ભરપૂર સામગ્રી છે અને સૌથી વિશેષ મહત્ત્વની વાત તો એ છે કે, મનુનું વિધાન મૌલિક રૂપે બાયબલ કરતાં તમામ દૃષ્ટિએ ભિન્ન પ્રકારનું છે. એના કારણે સમાજનો પ્રતિષ્ઠીત વર્ગ - દાર્શનિક અને યોદ્ધાઓ જનતાની રક્ષા કરે છે - એમને માર્ગદર્શન આપે છે. તેઓ મહાન આદર્શોથી ઓતપ્રોત હોય છે. એમનામાં પરિપૂર્ણતાની ભાવના ભરેલી હોય છે. મનુના તત્ત્વજ્ઞાનમાં તો જીવનનો સ્વીકાર છે અને જીવનનું કલ્યાણ કરીને જીવનને વિજયની પરાકાષ્ઠાએ પહોંચાડે છે. આ સંપૂર્ણ ગ્રંથ સૂર્યસમાન તેજસ્વી છે.

ખ્રિસ્તી ધર્મમાં પ્રજાની ઉત્પત્તિ, સ્ત્રી, વિવાહ વગેરે વાતોને ઊંડી અશ્લીલતાથી (Bottomless Vulgarity)દબાવી દેવામાં આવી છે - એવું આ ગ્રંથમાં નથી. અહીં તો આ બધી બાબતો અંગે ઈમાનદારી, આદર, પ્રેમ અને વિશ્વાસને પ્રસ્તુત કરવાનો ગંભીરતાથી પ્રયાસ થયો છે.''

ભલા કોઈ બાયબલ જેવું પુસ્તક બાળકો અને સ્ત્રીઓના હાથમાં કેવી રીતે આપી શકે ? જેમાં અશ્લીલતા ભર્યા શબ્દો ભરેલા પડેલા છે. વ્યભિચાર રોકવા માટે પ્રત્યેક પુરુષને પત્ની હોવી જોઈએ અને પ્રત્યેક સ્ત્રીને પતિ હોવો જોઈએ. (કામાગ્નિમાં) બળી જવા કરતાં તો લગ્ન કરી લેવા એ ઉત્તમ વસ્તુ છે. અને જ્યારે આદમીની ઉત્પત્તિનું જ ખ્રિસ્તીકરણ કરી દેવાયું હોય, ત્યારે શું ખ્રિસ્તી થવું યોગ્ય છે ? એટલે કે કુમારી મેરીએ નિષ્કલંક ગર્ભધારણ કર્યો - એમ કહી કલુષિત કરવામાં આવે છે.''

નિત્શે (Nietzsche)ને ક્યારેય એના પોતાના જ દેશમાં કોઈ સન્માનજનક કે મહત્ત્વપૂર્ણ સ્થાન પ્રાપ્ત થયું નહોતું. અને લોકોએ તેને ક્યારેય ગંભીરતાથી સાંભળ્યો નહોતો કે એના તરફ ધ્યાન આપ્યુ નહોતું. નિત્શે (Nietzsche)ના જ શબ્દો છે કે,

''ક્યારેક કુલીનવર્ગ તથા સામંત વર્ગના દાર્શનિકના રૂપમાં એનો વિરોધ કરવામાં આવ્યો છે, અને ક્યારેક તો એની મશ્કરી કરવામાં આવી છે, તો ક્યારેક એને બાપડો-બિચારો કહીને દયા દાખવવામાં આવી છે. તો ક્યારેક એને અમાનવીય પ્રાણી ગણીને એને બહિષ્કૃત કરવામાં આવ્યો છે.

નિત્શેનું તત્ત્વજ્ઞાન તો સત્તાની લાલસા, હિંસાચાર, નૈતિક મૂલ્યોનો ઈન્કાર, પારલૌકિક પુરુષ (Superman)ને માટે ત્યાગ, ગુલામી અને સામાન્ય મનુષ્યની અધોગતિ સાથે સરખાવી શકાય તેમ છે. એના આવા વિચિત્ર તત્ત્વજ્ઞાનને લીધે જ એની જ પેઢીના લોકોમાં કટ્ટરતા અને આતંકની ભાવનાનું

બીજારોપણ કરવામાં આવેલું. એનો લોકોએ એની ભારે ઉપેક્ષા કરી હતી. જો કે એને બહિષ્કૃત કરવામાં આવ્યો નહોતો આમ છતાં એના પ્રત્યે કોઈએ ખાસ ધ્યાન આપ્યું નહોતું. લોકો એનાથી દૂર રહેવા માગતા હતા અને પોતાનું મૃત્યુ નજીક છે એમ સમજીને મરણોપરાંત સન્માનીત વ્યક્તિઓની સૂચિમાં પોતાનું નામ હશે એવું માની લીધું હતું. અને રાહત અનુભવી હતી. એણે એવું માન્યું હતું કે સદીઓ પછી જનતા એના વિચારોની પ્રશંસા કરશે જો કે આ બાબતમાં પણ નિત્શેને નિરાશા જ સાંપડી હતી. એના તત્ત્વજ્ઞાનની પ્રશંશા થવાને બદલે સમયના પ્રવાહની સાથે લોકોના મનમાં નિત્શે પ્રત્યે ભય અને ધૃણાની ભાવનામાં વધારો થતો ગયો છે. નિત્શેના તત્ત્વજ્ઞાનની દુષ્ટ પ્રકૃતિને જોઈને કેટલાક લોકોને તો એવો વિશ્વાસ જ બેસતો નથી કે, હિંદુ સમાજ વ્યવસ્થા પારલૌકિક પુરુષ (બ્રાહ્મણ)ની પૂજા પર આધારિત છે.

આ બાબતમાં મનુસ્મૃતિ શું કહે છે એ વાત આપણે જોઈ લઈએ. હિંદુ સમાજ વ્યવસ્થામાં બ્રાહ્મણની સ્થિતિના બારામાં મનુના વિચાર આ પ્રમાણેના છે.

૧:૯૩ બ્રાહ્મણ, અંગોમાં ઉત્તમ એવા મુખમાંથી જન્મ્યા હોવાથી, ક્ષત્રિયાદિથી પ્રથમ હોવાથી તેમ જ વેદને ધારણ કરતા હોવાથી ધર્મ કરીને - આ સર્વ સૃષ્ટિનો સ્વામી છે.

૧:૯૪ દેવોને દ્રવ્ય અને પિતૃઓને કવ્ય પહોંચાડવા માટે તેમ જ આ સર્વ જગતનું રક્ષણ કરવા માટે સ્વયંભૂ ભગવાને તપ તપી પ્રથમ બ્રાહ્મણને પોતાના મુખમાંથી સર્જ્યો છે.

૧:૯૫ જેના મુખ દ્વારા દેવો દ્રવ્યોને (હોમ દ્રવ્યને) અને કવ્યોને (શ્રાદ્ધ ભોજનને) જમે છે. તેના કરતાં બીજું કયું પ્રાણી અધિક હોઈ શકે ?

૧:૯૬ ભૂતોમાં પ્રાણવાળા શ્રેષ્ઠ છે. પ્રાણવાળાઓમાં બુદ્ધિથી આજીવિકા મેળવનારા શ્રેષ્ઠ છે, બુદ્ધિજીવીઓમાં મનુષ્યો શ્રેષ્ઠ છે અને મનુષ્યોમાં બ્રાહ્મણો શ્રેષ્ઠ છે. (કારણ કે તેઓ સર્વને પૂજ્ય તથા મોક્ષના અધિકારને યોગ્ય હોય છે.) મનુએ બ્રાહ્મણોને (પારલૌકિક પુરુષ) પ્રથમ શ્રેણીના

---

૧ અંગ્રેજ સરકારના સમયમાં પણ ઈ.સ. ૧૮૩૭ સુધી આ વિશેષાધિકાર ચાલુ રહ્યો હતો. ઈ.સ. ૧૮૩૭માં દંડ કાનૂનમાં સંશોધન કરવામાં આવ્યું. જે અન્વયે હત્યા કરવા માટે બ્રાહ્મણ પણ સજાને પાત્ર ગણાયો. આ વિશેષાધિકાર ભારતીય રાજ્યોમાં આજે પણ વિદ્યમાન છે. ત્રાણવણકોરનો દિવાન જે બ્રાહ્મણ હતો એણે આ વિશેષાધિકાર જાળવી રાખવા ફાંસી આપવાને બદલે મૃત્યુ દંડની સજાને જ સમાપ્ત કરી દીધી.

હોવાનાં કારણો આપતાં કહ્યું છે કે, - ઈશ્વરે તેને પોતાના મોંમાંથી પેદા કર્યો છે અને દેવતાઓ અને પિતૃઓ આહુતિ પહોંચે એ માટે કે એનું સર્જન થયું છે. બ્રાહ્મણો સર્વોપરી છે એ અંગેનાં બીજાં કારણો પણ મનુ ગણાવે છે. તેનું કહેવું છે કે,

૧:૯૮ બ્રાહ્મણની ઉત્પત્તિ ધર્મની સનાતન મૂર્તિ છે કારણ કે ધર્માચરણ કરવા માટે જ તેને ઉત્પન્ન કરવામાં આવ્યો છે. અને તે મોક્ષ મેળવવા સમર્થ છે.

૧:૯૯ બ્રાહ્મણ જન્મથી જ પૃથ્વી ઉપર સર્વોત્કૃષ્ટ તરીકે જન્મે છે. કારણ કે પ્રાણીમાત્રના ધર્મ ભંડારની રક્ષા માટે તે સમર્થ છે.

આ અંગે મનુ એનું કારણ આપતાં કહે છે કે,

૧:૧૦૦ બ્રાહ્મણ જન્મથી જ મનોત્કૃષ્ટ તરીકે જન્મે છે કેમ કે પ્રાણીમાત્રના ધર્મ ભંડારની રક્ષા માટે સમર્થ છે. ઉચ્ચકુળમાં જન્મ લેવાને કારણે તે સૌનો અધિકાર છે. દેવત્વથી પૂર્ણ હોવાને લીધે બ્રાહ્મણ કાનૂન અને રાજાથી ઉપર હોય છે.

૧:૧૦૧ બ્રાહ્મણ પોતાનું જ ખાય છે. પોતાનું જ પહેરે છે પોતાનું જ દાન કરે છે અને અને બીજી વ્યક્તિ બ્રાહ્મણની દયાથી જ બધું ભોગવે છે. મનુ આદેશ આપે છે કે,

૭:૩૭ રાજાએ સવારમાં ઊઠીને ત્રણેય વેદોના જ્ઞાનવૃદ્ધ વિદ્વાન બ્રાહ્મણોની સેવા કરવી, તેમની આજ્ઞામાં રહેવું.

૭:૩૮ રાજાએ વૃદ્ધ વેદજ્ઞ અને પવિત્ર બ્રાહ્મણોની નિત્ય સેવા કરવી. કારણ કે (એવા) વૃદ્ધોની સેવા કરનારને રાક્ષસો પણ નિરંતર પૂજે છે.

૧૧:૩પવેદોક્ત કર્મ કરનારો, પુત્ર તથા શિષ્ય વગેરેને શિક્ષણ આપનારો, પ્રાયશ્ચિત કરનારો તેમ જ ઘણા પ્રાણીઓ પ્રત્યે મૈત્રી રાખનારો બ્રાહ્મણ કહેવાય છે. (આને શિક્ષા કરો એમ) અ-નિયમ કહેવું નહીં તેમ જ તેને કઠોરવાણી કહેવી નહીં.

મનુ આદેશ આપે છે કે,

૧૦:૩૦ જાતિની વિશિષ્ટતાથી, ઉત્પત્તિ સ્થાનની શ્રેષ્ઠતાથી, અધ્યયન, અધ્યાપન અને વ્યાખ્યાન આદિ દ્વારા નિયમને ધારણ કરવાથી અને યજ્ઞોપવિત સંસ્કાર આદિની શ્રેષ્ઠતાથી બધા વર્ણોમાં બ્રાહ્મણ જ વર્ણોનો સ્વામી છે. બ્રાહ્મણ અથવા હિંદુ સમાજવ્યવસ્થાના પારલૌકિક પુરુષને (Superman) કેટલાક વિશેષાધિકારો પ્રાપ્ત છે. પ્રથમત: તો એને ફાંસીની સજા આપી

શકાતી નથી - ભલેને પછી તેણે કોઈક માનવની હત્યા કરી હોય ! મનુનું કહેવું છે કે,

૮:૩૭૯ (વ્યભિચારના અપરાધમાં) બ્રાહ્મણનું માથું મુંડાવી નાખવું તેથી અપકીર્તિકર મુંડન અપરાધને માટે અન્ય વર્ણોને મૃત્યુ દંડની સજા હોય.

૮:૩૮૦ બ્રાહ્મણ ભલે બધાય પાપોમાં ડૂબ્યો હોય, તો પણ તેને દેહાંતદંડની શિક્ષા ન કરવી. પરંતુ તેને તો સમગ્ર ધન સાથે અક્ષત શરીરે દેશનિકાલ જ કરવો.

૧૧:૧૨૭ ત્રણ વર્ણોમાંનો કોઈ ઉત્તમ માણસ (બ્રાહ્મણ) વગર કારણે ક્ષત્રિયનો વધ કરી બેસે, તો તેણે સારી રીતે પ્રાયશ્ચિત વ્રત આચરી, એક બળદ અને એક હજાર ગાયોનું દાન (બ્રાહ્મણ)ને આપવું.

૧૧:૧૨૮-૧૨૯અથવા નિયમ પરાયણ રહી, જટા રાખીને ગામથી બહુ દૂર વૃક્ષની નીચે નિવાસ કરતો રહી ત્રણ વર્ષ સુધી બ્રહ્મ હત્યાનું પ્રાયશ્ચિત કરે.

– સદાચારી વૈશ્યની કારણ વગર હત્યા કરનાર બ્રાહ્મણ આ પ્રાયશ્ચિતને એક વર્ષ સુધી કરે અથવા એક બળદની સાથે સો ગાયો બ્રાહ્મણને દાનમાં આપે.

૧૧:૧૩૦ વિના કારણે શુદ્રની હત્યા કરનારો બ્રાહ્મણ છ માસ સુધી આ પ્રકારે વ્રતનું પાલન કરે અથવા એક બળદ અને દસ સફેદ ગાય પુરોહિતને આપે.

૮:૩૮૧ બ્રાહ્મણ વધ જેવું દુનિયામાં બીજું કોઈ પાપ નથી. એટલે રાજા મનથી પણ બ્રાહ્મણની હત્યા કરવાનું વિચારે નહીં.

૮:૧૨૬એક જ પ્રકારના વારંવાર થતા અપરાધો પર વિચાર કરીને અને તેમાં સ્થાન અને સમય નક્કી કરીને અપરાધીને દંડ આપવો અથવા સજા ભોગવવાની પાત્રતાને જોઈને જે એને પાત્ર હોય.

૮:૧૨૪બ્રહ્માના પુત્ર મનુએ પણ કનિષ્ઠ વર્ણોના વિષયમાં દંડના દસ સ્થાનો ગણાવ્યા છે. અને બ્રાહ્મણને પીડારહિત એટલે કે, કોઈ પણ પ્રકારનો દંડ કર્યા વિના જ કેવળ રાજ્યમાંથી બહાર કાઢી મૂકવો જોઈએ.

મનુસ્મૃતિ બ્રાહ્મણને અન્ય વિશેષાધિકારો પણ આપે છે. જ્યાં સુધી લગ્ન અંગેનો સવાલ છે તે પોતાના જ વર્ગની મહિલા સાથે લગ્ન કરવા ઉપરાંત પોતાનાથી ભિન્ન એવી કોઈ પણ મહિલાની સાથે વિવાહ સંબંધ બાંધી શકે

છે.[૧] પણ તે લગ્ન કરવા માટે અથવા એનાં બાળકોને પોતાનું પદ અથવા સંપત્તિનો અધિકાર આપવા માટે કોઈ પણ રીતે બાધ્ય નથી. પોતાની સાથે જબરદસ્તી કરનારને દંડ આપવાનો તેનો અધિકાર છે અને દંડિત વ્યક્તિ ન્યાયાલયની શરણ નહીં લઈ શકે.[૨]

જો બ્રાહ્મણને એનાં ધાર્મિક કર્તવ્યો પૂરાં કરવા માટે આવશ્યક લાગે તો તે કોઈ પણ સામાન્ય જન (શૂદ્ર)ની સંપત્તિ છઉપર પોતાનો અધિકાર જમાવી શકે છે.[૩]

જો બ્રાહ્મણને ક્યાંક છૂપાવેલું ધન કે ખજાનો પ્રાપ્ત થાય તો તે પૂરે પૂરો પોતાના અધિકારમાં લઈ શકે છે.[૪] અને રાજા એનો સામાન્ય હિસ્સો પણ નહીં લે. કારણ કે બ્રાહ્મણ સૌનો માલિક છે. અને જો બીજા કોઈને ખજાનો મળે તો તેનો અડધો ભાગ બ્રાહ્મણ લઈ શકે છે.

જો કોઈ અસાધ્ય રોગથી મૃત્યુ પામે, અથવા રાજા દ્વારા વૈધાનિક દંડથી એકત્રિત કરવામાં આવેલી રાશિનો તે હકદાર છે.[૫]

બ્રાહ્મણ કર આપવાથી મુક્ત છો.[૬]

બ્રાહ્મણ રાજાને એ વાત માટે ફરજ પાડી શકે છે કે રાજા તેને રોજ ભોજન ઉપલબ્ધ કરાવે અને રાજાની ફરજ છે કે તે ભૂખ્યો ન મરે.[૭]

બ્રાહ્મણની સંપત્તિ રાજ્યાધિકારમાં લઈ લેવાના કાનૂનથી મુક્ત છે.[૮]

હિંદુ સમાજ વ્યવસ્થાનો આ પારલૌકિક પુરુષ (બ્રાહ્મણ) કટોકટીના સમયે વ્યવસાયના કોઈ પણ નિયમથી બંધાયેલો નથી. મનુનું કહેવું છે કે,

૧૦:૮૧ બ્રાહ્મણ જો પોતાના કર્મથી જીવન-નિર્વાહ નહીં કરી શકે, તો ક્ષત્રિયની ફરજ થઈ પડે છે કે તે તેનું જીવનનિર્વાહ કરે. કારણ કે ક્ષત્રિયવર્ગ એનો સમીપવર્તી છે.

૧૦:૮૨ બન્ને (બ્રાહ્મણ કર્મ અને ક્ષત્રિય કર્મ)થી જો જીવનનિર્વાહ ન થઈ શકે તો બ્રાહ્મણ કેવી રીતે રહેશે ? એવી શંકા ઉપસ્થિત થાય તો વૈશ્યનું

---

૧. મનુસ્મૃતિ : ૧૧:૩૧ આ વિશેષાધિકારને સમાપ્ત કરી દેવામાં આવ્યો છે.
૨. મનુસ્મૃતિ : ૧૧:૩૨ આ વિશેષાધિકારને સમાપ્ત કરી દેવામાં આવ્યો છે.
૩. મનુસ્મૃતિ : ૧૧:૩૭ આ વિશેષાધિકાર હવે રહ્યો નથી.
૪. મનુસ્મૃતિ : ૮:૩૮
૫. મનુસ્મૃતિ : ૯:૩૨૩
૬. મનુસ્મૃતિ : ૭:૧૩૩
૭. મનુસ્મૃતિ : ૭:૧૩૪
૮. મનુસ્મૃતિ : ૮:૧૮૯

કર્મ, ખેતી, પશુપાલન અને વ્યાપારથી જીવિકા પ્રાપ્ત કરે.

૧૦:૮૩ વૈશ્યવૃત્તિથી જીવિકા કરતો હોય તો પણ બ્રાહ્મણ અને ક્ષત્રિય હિંસાપ્રધાન પરાધીન કૃષિ-કર્મ પ્રયત્નપૂર્વક છોડી દે.

૧૦:૮૪ કેટલાક ખેતીને સારી માને છે. પણ સજ્જનો તે વૃત્તિને નિંદે છે. કેમ કે લોઢાના મોં વાળું લાકડું ભૂમિને તથા ભૂમિમાં રહેતા જીવોનું દલન કરે છે.

૧૦:૮૫ બ્રાહ્મણ અને ક્ષત્રિય જો સ્વકર્મથી જીવનનિર્વાહ ન કરી શકે અને જીવિકાના અભાવે પોતાના ધર્મ છોડે તો તેમણે વૈશ્યના વેપારમાં ધનવર્ધક શેષ વસ્તુઓને વેચવી જોઈએ.

૧૦:૧૦૨ દુ:ખમ આવી પડેલો બ્રાહ્મણ બીજા કોઈ પાસેથી દાન લઈ શકે કેમ કે પવિત્રતા દષિત થાય તે ધર્મની દૃષ્ટિએ યોગ્ય નથી.

૧૦:૧૦૩ આપત્તિકાળે નિંદિતોને ભણાવવાથી, તેમને યજ્ઞ કરાવવાથી, અથવા તેમની પાસે દાન લેવાથી બ્રાહ્મણોને દોષ લાગતો નથી કેમ કે તેઓ અગ્નિ અને જળ જેવા પવિત્ર છે.

પારલૌકિક પુરુષના (બ્રાહ્મણ) આ વિશેષાધિકાર વડે સમાજના સાધારણ લોકો પ્રત્યે કોઈ જવાબદારીથી સમતોલ કરવામાં આવ્યા નથી. વાસ્તવમાં પારલૌકિક પુરુષોની સામાન્ય માનવીઓ પ્રત્યે કોઈ પણ પ્રકારનું ઉત્તરદાયિત્વ નથી. બીજી બાજુ દાનનો સ્વીકાર કરવો તે પારલૌકિક પુરુષનો એકાધિકાર છે. બીજો કોઈ દાન સ્વીકારે તો તે પાપ છે. સામાન્ય જન (શુદ્ર) તો પારલૌકિક પુરુષની સેવાને માટે જ પેદા થયો છે. સેવક પ્રત્યે એનામાં સદ્ભાવ હોય તેવું જરૂરી નથી. સેવકને તે સારું ભોજન, સારા કપડાં તથા સારું નિવાસ્થાન આપવા માટે બંધાયેલો નથી. આ અંગે મનુ દ્વારા નિર્ધારિત એનાં કર્તવ્યો નીચે પ્રમાણે છે.

૧૦:૧૨૪ શુદ્રની ક્ષમતા, એનું કાર્ય તથા એના પરિવારમાં એના ઉપર નિર્ભર લોકોની સંખ્યાને ધ્યાનમાં લેતાં તેઓ પોતાની પારિવારિક સંપત્તિમાંથી ઉચિત વેતન આપે.

૧૦:૧૨૫ પોતાના રાંધેલા ખોરાકનો શેષ રહેલો ભાગ, એની સાથે જુના કપડાં અનાવશ્યક અનાજ અને પોતાના ઘરનાં જુનો પુરાણો સામાન એને આપી દે.

સામાન્ય માણસની ઉન્નતિ સુપરમેન (બ્રાહ્મણ)ની શ્રેષ્ઠતાની વિરુદ્ધ છે. પારલૌકિક પુરુષ (સુપરમેન)ને પ્રસન્ન, સંતુષ્ટ તથા સુરક્ષિત અને નિર્ભય

રાખવાની દૃષ્ટિથી હિંદુ સમાજ વ્યવસ્થા વ્યક્તિને નિરંતર પતનાવસ્થામાં રાખવાને માટે વિશેષ ધ્યાન આપે છે.

મનુ આ વાત ઉપર ભાર મૂકે છે કે, શુદ્રે સેવા સિવાય અન્ય કશું જ કરવું જોઈએ નહીં.

૧૦:૧૨૨ તે બ્રાહ્મણની સેવા કરે.

૧૦:૧૨૧ બ્રાહ્મણની સેવા દ્વારા જીવનનિર્વાહ નહીં થતો હોવાથી જીવિકાને ઇચ્છનારો શુદ્ર, ક્ષત્રિય અથવા ધનિક વૈશ્યની સેવા કરીને જીવન નિર્વાહ કરે.

૧:૯૧ બ્રહ્માએ શુદ્રને માટે જે સૌથી પ્રમુખ કાર્ય સોંપ્યું છે, તે છે કોઈ પણ જાતની અપેક્ષા રાખ્યા વિના ઉપરોક્ત ત્રણે વર્ણોની સેવા કરે.

૧૦:૧૨૯ શુદ્ર ધન સંચય કરવાની સ્થિતિમાં હોય તેમ છતાં એવું ન કરે. કારણ કે જો શુદ્ર ધનસંચય કરે છે, તો તે બ્રાહ્મણને દુ:ખ પહોંચાડે છે.

સામાન્ય માણસને તો વિદ્યાસર્જનની અનુમતિ નથી. આ અંગે મનુએ નીચે લખેલા નિર્દેશો આપેલા છે.

૧:૮૮ વેદોનું અધ્યયન કરવા તથા વેદોનું શિક્ષણ આપવાનું કાર્ય સૃષ્ટાએ બ્રાહ્મણોને સોંપ્યું છે

૧.૮૯ ક્ષત્રિયોને સૃષ્ટાએ આદેશ આપ્યો છે કે, વેદોનું અધ્યયન કરે.

૨:૧૧૬વેદને ગુરુની આજ્ઞા વિના જ જે ગ્રહણ કરે છે તે બ્રહ્મની ચોરી કરે છે અને ચોરી કરવાના અપરાધનો દોષિત બનીને નરકગામી બને છે.

૪:૯૯ દ્વિજ શુદ્રની ઉપસ્થિતિમાં વેદનું અધ્યયન ન કરે.

૯:૧૮ સ્ત્રીઓને વેદોના શ્લોકો સાથે કંઈ લેવા દેવા નથી.

૧૧:૧૯૮ જો કોઈ દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય અનુચિત રીતે) વેદોનું રહસ્યોદ્‌ઘાટન કરે (અર્થાત્ શુદ્રો તથા સ્ત્રીઓને) તો તે (પાપ કરે છે) એક વર્ષ જવનો આહાર કરી પોતાના પાપનું પ્રાયશ્ચિત કરે.

આ ઉદાહરણોમાં ત્રણ વિશેષ પ્રસ્તાવ કરવામાં આવ્યા છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય પણ પણ વેદાધ્યન કરી શકે છે. પણ અધ્યાપનનો અધિકાર તો કેવળ બ્રાહ્મણને જ છે. શુદ્રને તો વેદાધ્યનનો અધિકાર જ નથી એટલું જ નહીં એ જો વેદોનો પાઠ સાંભળી જાય તો પણ ગુન્હો બને છે એટલે શુદ્રને તો વેદને સાંભળવાની અનુમતિ પણ આપવામાં આવી નથી.

મનુના ઉત્તરાધિકારીઓએ તો શુદ્ર દ્વારા વેદાધ્યયન કરવા માટે પણ એને કઠોર દંડ આપવાનું કહ્યું છે. ઉદાહરણ રૂપે ઋષિ ગૌતમનું કહેવું છે કે,

૩:૪ જો શુદ્ર ઈરાદાપૂર્વક વેદને યાદ કરવાના ઉદ્દેશથી તેનું શ્રવણ કરે તો એના કાનોમાં પીગળેલું સિંસુ રેડી દેવું અને જો તે વેદનું ઉચ્ચારણ કરે તો એની જીભ કાપી નાખવી જોઈએ અને જો તે વેદ ઉપર અધિકાર પ્રાપ્ત કરી લે તો એના શરીરના ટુકડે ટુકડા કરી નાખવા.

ઋષિ કાત્યાયનો આદેશ પણ એવો છે કે,

સામાન્ય જન (શુદ્ર)ને દિક્ષાના સંસ્કારની અનુમતિ આપવામાં આવી નથી. બીજા જન્મમાં જ તે વ્યક્તિ વિશેષનું નૈતિક અને ભૌતિક ઉત્થાન સંભવ થઈ શકે. સામાન્ય જન (શુદ્ર)ને તો ગૌવરસૂચક નામ પણ રાખવાનો અધિકાર નથી. મનુનું કહેવું છે કે,

૨:૩૦ પિતાએ બાળકના જન્મના દસમા દિવસે અથવા બારમા દિવસે અથવા શુભ ગ્રહની સ્થિતિ - મુહુર્ત પર અથવા શુભતિથિ પર નામ ધ્યેય (નામકરણ સંસ્કાર) કરવા જોઈએ.

૨:૩૧ બ્રાહ્મણના નામનો પહેલો ભાગ શુભ-સૂચક હોવો જોઈએ. ક્ષત્રિયના નામનો શક્તિ સૂચક, વૈશ્યનો સંપત્તિ સૂચક, પણ શુદ્રના નામનો પહેલો ભાગ ધૃણા વ્યક્ત કરનારો હોવો જોઈએ.

૨:૩૨ બ્રાહ્મણના નામનો બીજો ભાગ એવો શબ્દ હોવો જોઈએ જે પ્રસન્નતા વ્યક્ત કરે, ક્ષત્રિયનું નામ રક્ષા કરે, વૈશ્યનું સમૃદ્ધિ અને શુદ્રનું સેવા વ્યક્ત કરે.

પારલૌકિક પુરુષ (બ્રાહ્મણ) શુદ્રના શ્રેષ્ઠ નામને સહન નહીં કરી શકે. તે વાસ્તવિકતા તથા બન્ને દૃષ્ટિઓથી નિંદનીય હશે !

હિંદુ જીવનને ચાર સમયગાળાઓમાં વિભાજિત કરવામાં આવ્યું છે. પ્રથમકાળને બ્રહ્મચર્યાશ્રમ (વિદ્યાર્થી) કહેવાય બીજા કાળને ગૃહસ્થાશ્રમ જેમાં લગ્નનો તબક્કો હોય છે, ત્રીજા કાળને વાનપ્રસ્થાશ્રમ નામ આપવામાં આવ્યું છે જેમાં સાંસારિક જીવનથી દૂર રહેવાનું પ્રાધાન્ય છે ચોથો કાળ સંન્યાસશ્રમ છે જેમાં વ્યક્તિ જગતના બધા વ્યવહારો છોડી દઈને નાગરિક જીવનથી વિમુક્ત થઈ જાય છે - એને આપણે નાગરિક મુક્તિ પણ કહી શકીએ. શુદ્ર માણસને સંન્યાસી બનવાથી પણ વંચિત રાખ્યો છે. આવું શા માટે કરવામાં આવ્યું હશે એ વાત સમજવી મુશ્કેલ છે. સ્પષ્ટ વાત તો એ છે કે આવું માત્ર પારલૌકિક પુરુષ (superman)ના લાભ માટે જ કરવામાં આવ્યું છે જો એક શુદ્ર સંન્યાસી બની જાય તો પારલૌકિક પુરુષના વિશેષાધિકાર ઉપર આક્રમણ કરવાની વાત થઈ ગણાય.

મનુસ્મૃતિમાંથી લેવામાં આવેલા આ ઉદાહરણો એ વાતને સિદ્ધ કરે છે કે, હિંદુ સમાજ વ્યવસ્થા સ્પષ્ટ રીતે પારલૌકિક પુરુષના હિતોને ધ્યાનમાં રાખીને જ નિર્ધારિત કરવામાં આવી છે. આમાં દરેક બાબત બ્રાહ્મણના માટે જ બનાવવામાં આવી છે. પારલૌકિક પુરુષ બ્રાહ્મણ છે અને સામાન્યજન શુદ્ર છે. પારલૌકિક પુરુષને અધિકારો પ્રાપ્ત થયેલા છે. જ્યારે આમ આદમીને માત્ર કર્તવ્યો સિવાય કશું જ કરવાનું રહેતું નથી. દરેક બાબત બ્રાહ્મણની ઇચ્છા પર આધારિત છે. હરેક વસ્તુ એના હિતને જ ધ્યાનમાં રાખીને નિર્ધારિત કરવી જોઈએ. આ હિંદુ સમાજ વ્યવસ્થાની અનોખી વિશેષતાઓ છે. આ વિશેષતાઓથી વિપરીત પક્ષ આમ આદમીનો છે. પારલૌકિક પુરુષની તુલનામાં સામાન્યજનને સ્વતંત્રતા, સંપત્તિ અને પ્રસન્નતાનો કોઈ અધિકાર છે જ નહીં. એણે તો આ સર્વોચ્ચના જીવનનિર્વાહ અને માનમર્યાદાને માટે હરેક ચીજનો પરિત્યાગ કરવા માટે તૈયાર રહેવું જોઈએ. હિંદુ સમાજ વ્યવસ્થા અનુસાર એ પ્રકારનો પરિત્યાગ સામાન્યજનોએ સ્વેચ્છાથી કરવો જોઈએ. વાસ્તવમાં સામાન્ય માનવીના મગજમાં એ વાતને જડબેસલાક રીતે બેસાડી દેવામાં આવી છે કે, 'સર્વોચ્ચ'ની સમગ્ર રીતની સેવા એ જ આમ આદમીનું સર્વશ્રેષ્ઠ કર્તવ્ય છે. અને સર્વોચ્ચના હિતમાં આમ આદમીએ પરિત્યાગ કરવા માટે તૈયાર રહેવું જોઈએ. હિંદુ સમાજ વ્યવસ્થા અનુસાર આવો ત્યાગ સામાન્યજને તો સ્વેચ્છાએ જ કરવો જોઈએ.

શું જરથુસ્ટ્ર એ 'મનુ'ના પર્યાયરૂપે નવું નામ છે ? અને 'ધસ સ્પેક જરથુસ્ટ્ર' એ મનુસ્મૃતિની નવી આવૃત્તિ છે ?

જો મનુ અને 'નિત્શે' વચ્ચે કોઈ અંતર હોય તો તે આટલું જ છે નિત્શે માનવનો એક નવો વર્ગ સર્જવા માગતો હતો જે સાંપ્રત માનવજાતિની તુલનામાં મહામાનવ (Superman)ની જાતિનો હોય ! એની વાસ્તવિક અભિરુચિ નવા માનવીના સર્જનમાં હતી.

બીજી બાજુ મનુની અભિરુચિ એવા એક વર્ગના વિશેષાધિકારને બનાવી રાખવા માટેની હતી જે વર્ગ મહામાનવ (Superman)હોવાનો પોતાનો દાવો પુષ્ટ કરવાની ઇચ્છા ધરાવતો હતો.

નિત્શેનો મહામાનવ પોતાની યોગ્યતાને કારણે થવાનો હતો જ્યારે મનુનો મહામાનવ તો પોતાના જન્મને કારણે થઈ બેઠો હતો.

નિત્શે નિષ્પક્ષ દાર્શનિક હતો. તો બીજી બાજુ મનુ તો એક કર્મચારી જેવો છે, જેને એવા તત્ત્વજ્ઞાનની સ્થાપના માટે રાખવામાં આવ્યો હતો જે

પોતાનાં વર્ગના હિતોનું પોષણ કરે. એવું તત્ત્વજ્ઞાન પ્રસ્થાપિત કરે. નિત્શેના મહામાનવની લાયકાત ગુણવાન હોવાને કારણે છે જ્યારે મનુનો મહામાનવ ગુણ હિન હોવા છતાં પોતાનું મહામાનવ પર છીનવાઈ ન જાય તેની તકેદારી રાખનારો છે. મનુની નીચે લખેલી ઉક્તિઓની તુલના કરો.[1]

૧૦:૮૧ જો કોઈ બ્રાહ્મણ એનાં નિર્ધારિત કર્તવ્યો બજાવતાં નિર્વાહ કરવામાં અસમર્થ હોય તો ક્ષત્રિયનું કર્તવ્ય છે કે, એના જીવનનિર્વાહની વ્યવસ્થા કરે કારણ કે તે તેના ઉપલા વર્ણનો છે.

૧૦:૮૨ બન્ને (બ્રાહ્મણ કર્મ અને ક્ષત્રિય કર્મ)થી જીવન નિર્વાહ નહીં કરી શકતો બ્રાહ્મણ કેવી રીતે રહે ? જો એવી શંકા પેદા થાય તો વૈશ્યનું કર્મ, ખેતી, ગોપાલન અને વ્યાપારથી પોતાની જીવિકા પ્રાપ્ત કરે.

૯:૩૧૭ બ્રાહ્મણ ભલેને જ્ઞાન વંચિત હોય કે બુદ્ધિમાન હોય, તો પણ તે મહાન અને પૂજ્ય ગણાય છે. જેમ અગ્નિ આગળ વધે કે ન વધે પણ તે પૂજ્ય ગણાય છે. એવું જ બ્રાહ્મણનું છે.

૯:૩૧૯ આ રીતે બ્રાહ્મણે તમામ પ્રકારના કોઈ (તુચ્છ) કાર્ય પણ કરે, એમને હર હાલતમાં સન્માન આપવું જોઈએ. (કારણ કે એમનામાં) દરેક મહાન પુરુષ હોય છે.

નિત્શે એ મનુની પ્રશંસા કરી તે ઠીક સમજીને કરી નથી. કારણ કે જ્યારે તે કહે છે કે, એની યોજના અનુસાર કુલીનવર્ગ, દાર્શનિક તથા યોદ્ધા જનતા જનાર્દનની રક્ષા કરે છે તથા માર્ગદર્શન પ્રદાન કરે છે તો એણે વાતને સાચી રીતે જાણી નથી અથવા એણે જે કહ્યું છે એમાં ખોટી માહિતી છે. મનુસ્મૃતિ અનુસાર 'સર્વોચ્ચ'નું આમઆદમી પર આધિપત્ય હોય છે પણ આમઆદમી પ્રત્યે એનું કોઈ કર્તવ્ય હોતું નથી.

નિત્શેના સુપરમેન (મહામાનવ)ના તત્ત્વજ્ઞાનની તુલનામાં મનુના સર્વોચ્ચ (બ્રાહ્મણ)નું તત્ત્વજ્ઞાન અધિક ધૃણિત અને કુત્સિત છે - એની સમાજ રચના જ એવી છે - હિંદુઓ એને અમૂલ્ય માને છે અને જેના અંગે ગાંધીજીને ગર્વ છે. અને પોતે હિંદુઓ તરફથી વિશ્વને ઉપહાર - સ્વરૂપ ભેટ આપવા ઇચ્છે છે.

હિંદુ સમાજની બીજી અનોખી વિશિષ્ટતા એની સંરક્ષણ અંગેની તરકીબના

૧. બ્રાહ્મણનું સાચું વિવરણ તો "સર્વોત્તમ પારલૌકિક પુરુષ" (The greatest Superman) થશે. કારણ કે એની સાથે અને આમ આદમીથી ઉપર ક્ષત્રિય અને વૈશ્ય હોય છે. એટલે એને મહામાનવ નહીં પણ સર્વોત્તમ માનવ એવું નામ પરિવર્તન કરવું આવશ્યક લાગે છે.

સંબંધમાં છે. એનાં બે રૂપ છે. પહેલી તરકીબ તો એ છે કે, સમાજ વ્યવસ્થાને સાચવી રાખવાની જવાબદારી રાજાની છે. આ અંગે મનુનો સ્પષ્ટ મત છે કે,

૮:૪૧૦ રાજા પ્રત્યેક વ્યાપારીને એનો વ્યવસાય કરવાની અથવા પૈસા ઉધાર આપવાની અથવા ખેતી કરવાની અથવા પશુપાલનની, અને ગુલામજાતિની પ્રત્યેક વ્યક્તિને દ્વિજની સેવા કરવાની આજ્ઞા આપે.

૮:૪૧૮ પૂર્ણરૂપથી જાગૃત અને સચેત થઈને રાજા આદેશ આપે કે, વ્યાપારી તથા મજદૂર પોત-પોતાનાં કાર્યો કરે કારણ કે જ્યારે તે લોકો પોતાનાં કર્તવ્યો કરવાનું છોડી દે છે. ત્યારે સમગ્ર સંસાર ભ્રમમાં પડી જાય છે.

મનુ આ બાબતમાં રાજાને માત્ર કર્તવ્ય નિરૂપણ સુધી જ સીમિત રાખતો નથી. તે તો સુનિશ્ચિત કરવા માગે છે કે રાજા હરહાલતમાં પ્રસ્થાપિત વ્યવસ્થાને સુરક્ષિત રાખે અને પોતાનાં કર્તવ્યોનું પાલન કરે.

આમ, મનુ બે અન્ય શરતોની વ્યવસ્થા ઊભી કરે છે. પહેલી શરત તો એ છે કે, રાજા દ્વારા સ્થાપિત વ્યવસ્થાને બનાવી રાખવામાં જો નિષ્ફળ જાય તો એને ગુન્હો ગણવામાં આવે જેના કારણને લીધે રાજા ઉપર અભિયોગ ચલાવવામાં આવે. અને સામાન્ય રીતે ઘોર અપરાધીની જેમ એને દંડ દેવામાં આવે.

મનુસ્મૃતિમાંથી લીધેલા નીચેના શ્લોકો પરથી તે સ્પષ્ટ થાય છે.

૮:૩૩૫જો પિતા, મિત્ર, માતા, પત્ની, પુત્ર, કુલ પુરોહીત, પોતપોતાનાં કર્તવ્યોને દૃઢતા અને સચ્ચાઈની સાથે આચરતા ન હોય, તો એમાંના કોઈનેય રાજાએ દંડ કર્યા વિના છોડવો જોઈએ નહીં.

૮:૩૩૬ જે અપરાધમાં સામાન્ય માણસ એક 'પણ માટે દંડનીય હોય, એ જ અપરાધ જો રાજા કરે તો તેને એકહજાર 'પણ' દંડપાત્ર બને છે. એવું શાસ્ત્ર ઠરાવે છે. એણે દંડની રકમ પુરોહિતને અથવા નદીને અર્પણ કરવી જોઈએ.

પ્રસ્થાપિત વ્યવસ્થા પ્રત્યે બેદરકાર અથવા એનો વિરોધ કરનાર માટે મનુએ કરેલી બીજી જોગવાઈ એવી છે કે, બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય રાજાની વિરુદ્ધ સશસ્ત્ર વિદ્રોહ કરી શકે છે.

૮:૩૪૮ જો કોઈ દ્વિજ જાતિઓના કર્તવ્યોને બળપૂર્વક પ્રતિબંધિત કરવામાં આવે અથવા એમના ઉપર વિપત્તિ આવે, અથવા એમના ખરાબ દહાડા આવે તો તેઓ શસ્ત્રો ઉઠાવી શકે છે.

ખાસ ધ્યાન આપવા જેવી બાબત એ છે કે વિદ્રોહ કરવાનો અધિકાર પણ દ્વિજ જાતિઓ (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને)ને જ આપવામાં આવ્યો છે - શુદ્રોને નહીં. આ બાબત બહુ જ સ્વાભાવિક પણ છે. કારણ કે ઉપરની પદ્ધતિ ચાલુ રહે તો લાભ એમને જ થવાનો છે. પણ ધારો કે ક્ષત્રિયો આ વ્યવસ્થાને નષ્ટ કરવા માટે રાજાના સહકારમાં ઊભા રહે તો શું કરવું ? આ સંદર્ભમાં મનુનો આદેશ એવો છે કે, બ્રાહ્મણોને અધિકાર આપવામાં આવ્યો છે કે, તે તમામને - વિશેષ કરીને ક્ષત્રિયોને દંડ આપે.

૧૧:૩૧ નિયોમોને સારી રીતે જાણનારા બ્રાહ્મણોએ કોઈક દુ:ખદ સ્થિતિમાં રાજાને ફરિયાદ કરવાની આવશ્યકતા નથી; કારણ કે તે પોતાની શક્તિ દ્વારા જ વ્યક્તિ દંડ દઈ શકે છે, જે તેને (વ્યવસ્થાને) આઘાત પહોંચાડે છે.

૧૧:૩૨ જેની પોતાની શક્તિ જે કેવળ એના પોતાના પર નિર્ભર હોય છે. એટલે બ્રાહ્મણ પોતાની શક્તિ દ્વારા જ પોતાના શત્રુઓનું દમન કરી શકે છે.

૧૧:૩૩ બ્રાહ્મણ પોતાના વેદની આંગરિસ શ્રુતિને વિચાર્યા વિના જ પ્રયોગ કરે, કારણ કે બ્રાહ્મણનું વચન જ શાસ્ત્ર છે, એટલે બ્રાહ્મણ શત્રુઓનો નાશ કરે.

૯:૩૨૦ જો કોઈ ક્ષત્રિય બ્રાહ્મણની વિરુદ્ધ તમામ અવસરોએ હિંસક ઢંગથી શસ્ત્ર ઊઠાવે, તો એને ખુદ બ્રાહ્મણ જ દંડ દેશે કારણ કે ક્ષત્રિય મૂળ તો બ્રાહ્મણોથી જ પેદા થયેલા છે. જ્યાં સુધી બ્રાહ્મણો હથિયારનો સહારો લેતા નથી ત્યાં સુધી ક્ષત્રિયોને કેવી રીતે દંડ દઈ શકે ? આ વાત મનુના ધ્યાનમાં છે અને એટલે જ બ્રાહ્મણને જાતે જ હથિયાર ઉપાડવાની અનુમતિ આપે છે. જેથી ક્ષત્રિયોને દંડિત કરી શકાય.

૧૨:૧૦૦ સેના પર નિયંત્રણ, રાજકીય પ્રાધિકાર, દંડ દેવાની શક્તિ તથા સઘળા રાષ્ટ્રો પર પ્રભુસત્તા - રાજ્યનો કેવળ તે જ અધિકાર છે જે વેદ શાસ્ત્રનો પૂર્ણ જ્ઞાતા છે અર્થાત જે બ્રાહ્મણ છે.

સ્થાપિત વ્યવસ્થાનું રક્ષણ તથા પરીક્ષણની બીજી રીત પ્રથમ પદ્ધતિ કરતાં બિલકુલ ભિન્ન છે. વાસ્તવમાં આ જ એક એવી ટેકનીક છે જે હિંદુ સમાજ વ્યવસ્થાની અલગ વિશેષતા છે.

હિંસક આક્રમણથી સમાજ વ્યવસ્થાનું વિશેષ રક્ષણ કરવાના દૃષ્ટિકોણથી ત્રણ બાબતોને ધ્યાનમાં રાખવી અતિ આવશ્યક છે. ક્રાંતિને માટે ત્રણ બાબતો કારણરૂપ બને છે.

(૧) સમૂહમાં એવી લાગણી પ્રવર્તવી કે અન્યાય થઈ રહ્યો છે.

(૨) એવું જાણવાની ક્ષમતા કે, વ્યક્તિવિશેષની સાથે અન્યાયપૂર્ણ વ્યવહાર થઈ રહ્યો છે.

(૩) હથિયારોની ઉપલબ્ધતા.

બીજી બાબત એ છે કે, વિદ્રોહ ભડકી ઉઠે એવી સ્થિતિ જ પેદા ન થવા દેવી અને જો વિદ્રોહ થઈ ચૂક્યો હોય તો તેને દબાવી દેવો જોઈએ.

ત્રીજી બાબત એ છે કે શું વિદ્રોહને રોકવો સંભવ છે અથવા તો વિદ્રોહ સિવાયનો અન્ય કોઈ વિકલ્પ બાકી જ રહ્યો નથી. આ બધી વિચારણાનો આધાર કાયદાઓ અને નિયમો પર છે - કાયદાઓમાંથી વિદ્રોહની આશંકાઓનો સંકેત મળતો હોય છે.

જ્યારે એક સામાજિક વ્યવસ્થા જનસાધારણના ઉન્નતિના અવસરોનો ઈન્કાર કરે છે, શિક્ષણ માટેના અધિકાર આપતી નથી, શસ્ત્ર ઊઠાવવાના અધિકારથી વંચિત રાખે છે તો એનો અર્થ એટલો જ થાય કે સમાજવ્યવસ્થાનું માળખું વિદ્રોહને દબાવી નાખવાની સ્થિતિમાં છે.

જ્યારે બીજી બાજુ એક એવી સમાજ વ્યવસ્થા જે શિક્ષણનો અધિકાર આપે છે, હથિયારોનો ઉપયોગ કરવાની માન્યતા આપે છે, એવા સામાજિક માળખામાં જો વિદ્રોહ થાય તો એને દબાવવું મુશ્કેલ બની જાય છે, કારણ કે અનિષ્ટનો શિકાર બનેલા શિક્ષણ અને હથિયારની તાલીમ પામેલા હોય છે.

હિંદુ સમાજે સમાજવ્યવસ્થાનું રક્ષણ કરવા માટે પ્રથમ પ્રકારની પદ્ધતિને અપનાવી છે. આ વ્યવસ્થામાં ભાવિ પેઢીઓને માટે નિમ્નવર્ગોની સામાજિક સ્થિતિ પહેલેથી જ નક્કી કરી દેવામાં આવી છે. એમનો આર્થિક સ્તર પણ નિર્ધારિત કરી દેવાયો છે - નિમ્નવર્ગોની સામાજિક અને આર્થિક સ્થિતિ વચ્ચે કોઈ અસમાનતા નથી. (બન્ને એકરૂપ છે.) એટલે ફરિયાદનું કોઈ કારણ ઊભું થવાની શક્યતા જ રહેતી નથી. તેઓએ સમાજના નીચલા વર્ગોને શિક્ષણથી વંચિત રાખ્યા છે. એના પરિણામે પોતાની પરિસ્થિતિ પ્રત્યેની સભાનતા જ પેદા થઈ નથી. અને એટલે એમની પછાત સ્થિતિ કોઈ ફરિયાદનું કારણ બની શકતી નથી. અને જો કોઈ સભાન બને તો એને જવાબ મળે છે કે, એની પછાતદશા માટે કોઈ અન્ય જવાબદાર નથી એ તો એના ભાગ્યનું પરિણામ છે. પોતાની પરિસ્થિતિ અંગે સભાન કોઈ વ્યક્તિ ફરિયાદ કરવા તૈયાર થાય તો પણ હિંદુ સામાજિક વ્યવસ્થાનો વિરોધ કરી શકે તેમ નથી

કારણ કે હિંદુ સામાજિક વ્યવસ્થા જનસમૂહને શસ્ત્ર ધારણ કરવાના અધિકારથી વંચિત રાખે છે.

બીજી સામાજિક વ્યવસ્થાઓ જેમ કે, મુસ્લીમ કે નાઝી લોકો એનાથી વિપરિત પદ્ધતિ અપનાવે છે. તે બધાને સમાનતક આપે છે. જ્ઞાન પ્રાપ્ત કરવાની સ્વતંત્રતા આપે છે. તેઓએ શસ્ત્ર ધારણ કરવાનો અધિકાર આપે છે. અને વિદ્રોહને શક્તિ અને હિંસા વડે દાબી દેવાની જવાબદારી પણ સ્વીકારે છે.

તકનો લાભ નહીં લેવા દેવો, જ્ઞાન પ્રાપ્તિની સ્વતંત્રતાનો અસ્વીકાર કરવો, શસ્ત્ર ધારણ કરવાનો અધિકાર નહીં આપવો, તે મનુષ્યની સામે સૌથી નિર્દયી અત્યાચાર છે. મનુ બુદ્ધિપૂર્વક લોકોનું અંગછેદન કરે છે અને એને પૌરુષવિહીન બનાવી દે છે અને એવું કરવામાં હિંદુ સમાજને દીલગીરી પણ થતી નથી. જો કે આવી સમાજવ્યવસ્થા કરીને હિંદુ સમાજે બે ઉપલબ્ધિઓ પ્રાપ્ત કરી છે. અને તે સર્વાધિક પ્રભાવશાળી સિદ્ધ થઈ છે. જો કે સ્થાપિત વ્યવસ્થાને જાળવી રાખવાની આ સૌથી બેશરમ અને અમાનુષી પ્રથા છે. પ્રથમ બાબત તો એ છે કે, માનવતાનું ગળું દબાવી દેવાની સૌથી અધિક અમાનવીય પદ્ધતિઓ અને સાધનોનો ઉપયોગ કરવામાં આવ્યો છે અને તેના દ્વારા સામાજિક વ્યવસ્થાને જાળવી રાખી છે.

બીજી બાબત એ છે કે, માનવીનું માનવીપણું કચડી નાખવા માટે અમાનવીય એવાં સાધનો અને પદ્ધતિઓ અપનાવી છતાં હિંદુઓ અહિંસક અને બહુ જ માનવતાવાદી લાગવાનો દેખાવ કરી શક્યા છે.

હકીકતમાં નાઝીઓએ હિંદુઓ પાસેથી ઘણું શીખવા જેવું હતું. અને એ લોકો હિંદુ પદ્ધતિ શિખ્યા હોત તો કોઈ પણ જાતની ખુલ્લી બર્બરતા આચર્યા વિના યહુદીઓનો કચડી નાખવા માટે સમર્થ બની ગયા હોત ! અને વધારામાં વિશ્વ સમક્ષ પોતાને 'માનવતાનો અવતાર' સિદ્ધ કરી શક્યા હોત !

હિંદુ સામાજિક વ્યવસ્થાની ત્રીજી વિશેષતા એ છે કે, આ વ્યવસ્થા ખુદ ઈશ્વરે નિર્માણ કરેલી દૈવી વ્યવસ્થા છે અને એટલે જ તે પવિત્ર વ્યવસ્થા છે અને તેને રદ કરી શકાય તેમ નથી અથવા તો એમાં સુધારા વધારાને માટે કોઈ અવકાશ નથી અને એની ટીકા-ટીપ્પણી પણ કરી શકાય નહીં. આ બાબત અંગે કોઈ પણના મનમાં જરા સરખી પણ શંકા હોય તો હું એમનું ધ્યાન નીચે આપેલા ભગવદ્‌ગીતા અને મનુસ્મૃતિમાંથી લીધેલા અંશો તરફ ખેંચું છું.

શ્રી કૃષ્ણ હિંદુઓના ભગવાન છે, તેમના જ શબ્દોમાં ગીતા વ્યક્ત થઈ છે. ભગવદ્‌ગીતામાં કહેવાયું છે કે,

૪:૧૩ મેં પોતે જ ચાર્તુવર્ણ (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર) ગુણ અને કર્મો પ્રમાણે રચી છે. હું તેનો કર્તા છું છતાં તું અકર્તા અને અધિકારી જાણ.

૧૮:૪૧-૪૮ હે ! પરંતપ ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યના તથા શુદ્રોના કર્મ-સ્વભાવથી ઉત્પન્ન થયેલા ગુણોના આધારે નિયત કરેલાં છે તે પ્રકૃતિ પ્રમાણે છે. બ્રાહ્મણમાં સમાયેલાં ગુણો છે, શાંતિ, સંયમ, ધાર્મિક આત્મસંયમ પવિત્રતા, શાંત સ્વભાવ, સરળતા (માનવતા) જ્ઞાન (આધ્યાત્મિક જ્ઞાન) વિજ્ઞાન (સામ્રાજ્યનું જ્ઞાન) અને આસ્તિક બુદ્ધિ (પરલોકની માન્યતા).

ક્ષત્રિયમાં સમાયેલા ગુણો છે. વીરતા, હોંશિયારી, સાહસ, દૃઢ સંકલ્પ, રણ છોડી નહીં ભાગનારા, ઉદારતા અને સત્તાનો ઉપયોગ કરનાર (પ્રજા ઉછેર).

ગૌ રક્ષા વૈશ્યોનું પ્રાકૃતિક કર્તવ્ય છે. (પશુપાલન) અને વાણિજ્ય (વેપાર) પણ એનું પ્રાકૃતિક કર્તવ્ય છે.

એવી જ રીતે શુદ્રોનું પ્રાકૃતિક કર્તવ્ય છે. ત્રિવર્ણોની સેવા. હિંદુ સામાજિક વ્યવસ્થાના વિરોધમાં પ્રચાર કરવાની શ્રીકૃષ્ણ ના પાડે છે. તે કહે છે કે,

૩:૨૬ "કાર્યમાં સંલગ્ન અજ્ઞાની લોકો પોતાનાં કર્મો સાથે બંધાઈ જાય છે. એક બુદ્ધિશીલ માણસ જો ઇચ્છે કે લોકો પોતાનાં કર્તવ્યો પૂરા કરે, તો એ અજ્ઞાની લોકો જે પોતાનાં કર્મો સાથે બંધાયેલા છે એની માન્યતાઓને ડગવા ન દે ! પણ શ્રદ્ધા સાથે કર્મો કરી લે ! પણ આ સિદ્ધાંત બધા કર્મોને લાગુ પડે છે. એક જ્ઞાનીએ અજ્ઞાની લોકોની અથવા અપૂર્ણ જ્ઞાન ધરાવતા લોકોની માન્યતાઓને ડગાવવા કશું જ કરવું ન જોઈએ."

હિંદુ સામાજિક વ્યવસ્થા વિફળ બની જાય છતાં કૃષ્ણ એવું તો ઇચ્છતા જ નથી કે, લોકો એમાં સુધારો કરવાનું કાર્ય કરે. એમનું તો કહેવું એવું છે કે, આ બધું કાર્ય લોકોએ મારી ઉપર છોડી દેવું જોઈએ. ભગવદ્‌ગીતામાં નીચે પ્રમાણેની કૃષ્ણે કહેલી વાત ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે.

૪:૭-૮ હે ! ભારત ! જ્યારે જ્યારે ધર્મની હાનિ થાય છે અને અધર્મનો વધારો થાય છે, ત્યારે ત્યારે હું જાતે જ જન્મ લઉં છું. હું સાધુઓની રક્ષા અને દુષ્ટોનો નાશ કરવા અને ધર્મની સ્થાપના માટે અલગ-અલગ યુગોમાં જન્મ લઉં છું.

હિંદુ સમાજ વ્યવસ્થાની આ કંઈ એક માત્ર વિશેષતા નથી, આ તો એક અસાધારણ વિશેષતા છે. ધાર્મિક વિધિથી પવિત્ર કે પુનિત ઠરાવવાની રીતની ચકાસણી કરીને આ અસાધારણ વિશેષતા જોઈ શકીએ છીએ. એવા ઉદાહરણો છે કે જેમાં હિંદુ સમાજે નિર્જીવ વસ્તુઓમાં પ્રાણપ્રતિષ્ઠા કરી છે અને એનાં અનુયાયીઓમાં દિમાગમાં એવો ધાર્મિક વિશ્વાસ પ્રસ્થાપિત કર્યો છે કે, તે વસ્તુઓ પવિત્ર છે. એવાં પણ ઉદાહરણો છે કે જ્યાં પથ્થરો, નદીઓ, વૃક્ષો, વગેરેને દેવી દેવતા બનાવી દીધા છે, એવાં પણ ઉદાહરણો છે કે, જ્યાં સમાજે સજીવ વસ્તુઓની પ્રાણપ્રતિષ્ઠા કરી છે અને પવિત્ર માની છે. પણ એવું તો એક પણ ઉદાહરણ નથી કે જ્યાં કોઈ વિશિષ્ટ સમાજ-વ્યવસ્થાની પ્રાણપ્રતિષ્ઠા કરવામાં આવી હોય અને તે સમાજને પવિત્ર બનાવી દેવાયો હોય ! પ્રારંભિક સમાજની પોતાની કુળ દેવતાની વ્યવસ્થા હતી, પણ આ કુળ વ્યવસ્થા એતો કેવળ જનજાતિય વ્યવસ્થા હતી, અને કોઈ દિવસ ધર્મ દ્વારા પુનિત બનાવવામાં આવી નહોતી કે એની પ્રાણપ્રતિષ્ઠા કરવામાં આવી નહોતી કે એને ક્યારેય સંશય રહિત બનાવવામાં આવી નહોતી. પ્રાચીન જગતના ઈજિપ્ત, પર્શિયા, રોમ, ગ્રીસ્ વગેરે દેશોમાં વિભિન્ન સામાજિક વ્યવસ્થાઓ હતી, જેમાં થોડાક લોકો સ્વતંત્ર હતા અને થોડાક ગુલામ હતા - થોડાક નાગરિક હતા તો થોડાક પરદેશીઓ ગણાતા, થોડાક કબીલાના અને થોડાક બહારના ગણાતા - આવી સામાજિક-વર્ગવ્યવસ્થા હતી. ધર્મે એને ક્યારેય પુનિત બનાવી નથી, કે પવિત્ર કે સનાતન જાહેર કરી નથી. આધુનિક યુગની એની પોતાની વ્યવસ્થા છે. કેટલાકમાં પ્રજાતંત્ર છે તો કેટલાકમાં ફાસીવાદી વ્યવસ્થા છે. કેટલાક નાઝીવાદીઓ અને કેટલાક સામ્યવાદીઓ છે, આ માત્ર સમાજને લગતી રાજનૈતિક વ્યવસ્થા છે પણ એની કંઈ પ્રાણ પ્રતિષ્ઠા કરવામાં આવી નથી કે, અને પવિત્ર અને સનાતન વ્યવસ્થા માનવમાં આવી નથી. એને સંશયથી પર પણ માનવામાં આવી નથી.

કોઈ પણ સમાજમાં આજીવિકા મેળવવાના ધંધાઓનું પવિત્રીકરણ કરવામાં આવ્યું નથી. આર્થિક ગતિવિધિ હંમેશાં ધર્મના ક્ષેત્રની બહારનો વિષય રહ્યો છે. શિકારી સમાજ ક્યારેય ધર્મ વગરનો રહ્યા નથી પણ શિકાર કરવો એ એનો વ્યવસાય છે અને તે પવિત્ર છે. એવી ધર્મ દ્વારા ક્યારેય એને દરજ્જો આપવામાં આવ્યો નથી. કૃષિને પણ વ્યવસાયના રૂપમાં ધર્મ દ્વારા પ્રતિષ્ઠીત કરવામાં આવ્યો નથી અથવા ન તો કૃષિ વ્યવસાય પવિત્ર છે. એવું આવરણ એને ઓઢાડવામાં આવ્યું છે. ભરવાડોનો સમાજ પણ ક્યારેય ધર્મ

સિવાય રહ્યો નથી પણ ઢોર ચરાવવાના વ્યવસાયની કંઈ પ્રાણપ્રતિષ્ઠા કરવામાં આવી નથી કે નથી તો એને પવિત્રતા અર્પવામાં આવી. કુલીન વર્ગ, સામંત વર્ગ અને દાસ વર્ગ સમાજમાં હતા. પણ આ એક સામાજિક વ્યવસ્થા હતી અને તે ધર્મથી જુદી - અલગ વ્યવસ્થા હતી.

હિંદુ સમાજમાં જ માનવીય સંબંધોને ધર્મનું આવરણ ઓઢાડીને અનુલંઘનીય બનાવી દેવામાં આવ્યું છે. હિંદુઓમાં કામદારો અને અન્ય કામદારોના પારસ્પરિક સંબંધોની પણ સીમા બાંધી દેવામાં આવી છે. અને ધાર્મિક રીતે એને પુનિત, સનાતન અને અનુલંનીય બનાવી દેવામાં આવ્યું છે.

એટલે એટલું કહેવું પર્યાપ્ત લાગતું નથી કે, હિંદુઓ એવા લોકો છે. જેના ધર્મની એક પવિત્ર સંહિતા છે. આવા જ નિયમો જો કે પારસીઓ (જરથોસ્ટ્રીઓ) ઈઝરાયેલીઓ, ખ્રિસ્તીઓ અને મુસલમાનોમાં પણ છે. આ બધાની પવિત્ર સંહિતાઓ છે. આ લોકો વિશ્વાસો અને સંસ્કારોને પવિત્ર માને છે. પણ તેઓ કોઈ ખાસ સામાજિક વ્યવસ્થાને માનવ માનવ વચ્ચેના પારસ્પરિક સંબંબોને પવિત્ર ઠરાવી તેને અભેદ્ય અને અખંડ બનાવતા નથી. આ બાબતમાં હિંદુઓ અન્ય કરતાં અનોખા છે. આ બાબતને લીધે જ કાળનો માર સહન કરવાની અને વિપ્લવ કે આક્રમણના સમયે ટકી રહેવાની દૃઢશક્તિ હિંદુ સમાજ વ્યવસ્થાએ ઊભી કરી દીધી છે. રૂઢિચુસ્ત કટ્ટર હિંદુ - આ પ્રકારની સામાજિક વ્યવસ્થાની રજૂઆતને 'વિશુદ્ધ વિવરણ છે' એમ માનીને સ્વીકાર કરશે. કેવળ સમાજ સુધારકો આ વિવરણ સામે વાંધાવચકા ઊભા કરશે. તેઓ એવું કહેશે કે, અંગ્રેજો ભારતમાં આવ્યા ત્યાર પછી તો આ બધી બાબત મૃત્યુ પામેલો ભૂતકાળ છે - આ બધું ઇતિહાસનું ભૂતકાલિન વર્ણન છે જો કે આ પ્રકારના તર્કથી વિચલિત થવાની જરૂરત નથી. કારણ કે આ પ્રકારનું કહેવું એ પ્રપંચ છે. આ પ્રકારનો તર્ક કરનારા લોકો એ બાબત ભૂલી જાય છે કે, જે સંસ્થાઓ સંપ્રદાયોના રૂપમાં લુપ્ત થઈ જાય છે, તે આદતોના રૂપમાં તો ચાલુ જ રહે છે. કોઈ પણ માણસ એ બાબતનો અસ્વીકાર નહીં કરી શકે કે, હિંદુ સામાજિક વ્યવસ્થા હિંદુઓની એક આદત બની ગઈ છે - એમના લોહીમાં વણાઈ ગઈ છે. અને પૂરેપૂરી રીતે સજાગ અને સક્રિયતાથી આ ટેવ ઉપર અમલ ચાલુ છે.



# પ્રકરણ : ૪

# હિંદુત્વના પ્રતિકો

ડૉ. બાબાસાહેબ આંબેડકરે "કેન આઈ બી એ હિંદુ ? શીર્ષક અંતર્ગત એક ગ્રંથ લખવાની યોજના બનાવી હતી અને આ અપૂર્ણ અધ્યાય "સીબોલ્સ ઑફ હિંદુઇઝમ" એ વિશાળ યોજનાનો એક અધ્યાય પ્રતીત થાય છે.

આ શીર્ષક હેઠળ ૩૭ પાનાં મળ્યાં છે. આ ભાગ અપૂર્ણ લાગે છે. જો કે એનો સંબંધ સ્કીમના ૭ નંબરના મુદ્દા સાથે સંકળાયેલો છે. આ પૃષ્ઠો એક જ પુસ્તકમાં 'ભારત અને સામ્યવાદ' સાથે બાંધેલા મળ્યા છે. અહીં ડૉ. આંબેડકરે તૈયાર કરેલી સુચિ સાથે પ્રસ્તુત કરીએ છીએ.

(સંપાદક)

# વિભાગ ૨

# પ્રકરણ ૪

# હિંદુત્વનાં પ્રતિકો

શું હિંદુઓના સામાજિક સંગઠનમાં કોઈ વિલક્ષણ ચીજ છે ?

વિદ્વાનો દ્વારા કરવામાં આવેલા સંશોધનોથી અજાણ એક સીધો સાદો હિંદુ તો એવું જ કહેવાનો છે કે, હિંદુ સામાજિક સંગઠનમાં એને કશું જ આશ્ચર્યજનક, અસામાન્ય અથવા અપ્રાકૃતિક હોય એવું લાગતું નથી, એ વાત તો બિલકુલ સ્વાભાવિક છે કે, પોતાનું જીવન અલગ-થલગ રહીને જીવે છે તેઓ ક્યારેય પોતાના વલણ-વર્તન અને રીતભાતની વિશિષ્ટતાઓ પ્રત્યે સજાગ હોતા નથી. લોકો પેઢી દર પેઢી અબાધ ગતિથી પોતાની જાતની અમુક જ પ્રકારની ઓળખ આપતા આવ્યા છે, એટલે એમને કંઈ વિલક્ષણ લાગતું નથી પણ હિંદુ સિવાયની - બહારની વ્યક્તિઓને હિંદુઓનું સામાજિક સંગઠન શા માટે ખટકે છે ? શું બિન હિદુઓને આ સંગઠન સામાન્ય (normal)અને સ્વાભાવિક (natural) લાગે છે ?

મેંગેસ્થનીસ (Megasthenese) ઈ.સ.પૂ. ૩૦૫માં ગ્રીક સમ્રાટ સેલ્યુકસ નિકોટર (Seleukos Nickator)ના એલચી તરીકે સમ્રાટ ચંદ્રગુપ્ત મૌર્યના યુગમાં ભારતમાં આવ્યો હતો. એને હિંદુઓનું સામાજિક સંગઠન ખૂબ જ વિચિત્ર પ્રકારનું લાગ્યું હતું નહીં તો એણે હિંદુઓના સામાજિક માળખાની નોંધ એની વિચિત્રતાઓને લક્ષમાં લઈને કરવાનો રસ દાખવ્યો હોત નહીં. એણે લખ્યું છે કે,

"ભારતની વસ્તી સાત ભાગોમાં વહેંચાયેલી છે. દાર્શનિક (તત્ત્વજ્ઞાનીઓ) પહેલી શ્રેણીમાં આવે છે. પણ સંખ્યાની દૃષ્ટિએ જોઈએ તો એમનો વર્ગ સૌથી નાનો છે. બલિ ચઢાવવા માટે અથવા અન્ય પવિત્ર ધાર્મિક સંસ્કાર કરાવવાની ઇચ્છા રાખનારા લોકો દ્વારા વ્યક્તિગત રીતે અને રાજાઓ દ્વારા સાર્વજનિક રૂપે મહાધર્મ પરિષદમાં એમની સેવાઓનો ઉપયોગ કરવામાં આવે છે. જેમાં નવા વર્ષના દિવસે રાજાના દરવાજા સામે તમામ દાર્શનિકો એકત્રીત થઈ જાય છે, જ્યાં કોઈ પણ દાર્શનિક, જેણે લેખનના ક્ષેત્રમાં મહત્ત્વપૂર્ણ અને ઉપયોગી રચના કે તથ્યો શોધી કાઢ્યાં હોય અથવા જેણે પાક અને પશુપાલનની ઉન્નતિ માટે અથવા તો જનહિતના વિકાસનો માર્ગ બતાવવા માટે કોઈ ટીપ્પણી

- કરી હોય તેવા લોકો બધાની હાજરીમાં સાર્વજનિક રીતે એને ઘોષણા કરી શકે છે. પરંતુ જો આ ઘોષણા કરવામાં કોઈ ત્રણવાર ખોટો સાબિત થાય તો એને બાકીનું જીવન મૌન પાળી રહેવાનો દંડ કરવામાં આવે છે, પણ જો કોઈ યોગ્ય સુચન કે સલાહ આપી શકે તો એને કોઈ પણ પ્રકારનો રાજ્યકર આપવામાંથી મુક્તિ આપવામાં આવે છે. અથવા તો કોઈ પણ પ્રકારનો ફંડફાળ આપવામાંથી મુક્તિ આપવામાં આવે છે.

બીજી જાતિ ખેડૂતોની છે. જે સંખ્યાની દ્રષ્ટિ એ બહુમતિ ધરાવે છે. અને અતિ મૃદુ અને સરળ સ્વભાવના હોય છે. એમને સૈન્ય સેવામાંથી મુક્તિ આપવામાં આવેલી છે અને તેથી તે નિર્ભય રીતે પોતાની જમીનો ખેડે છે. તેઓ ક્યારેય શહેરો, ઉપનગરો કે કસ્બાઓમાં થતા ઉપદ્રવોમાં ભાગ લેતા નથી અને કોઈ અન્ય ઉદ્દેશથી ત્યાં જતા પણ નથી. ઘણીવાર તો એવું બનતું હોય છે કે, દેશના એક ખૂણામાં કેટલાક લોકો યુદ્ધ કરી રહ્યા હોય છે અને પોતાનું જીવન જોખમમાં નાખીને લડતા હોય છે જ્યારે બાજુમાં જ રહેનારા લોકો આ યુદ્ધથી તદ્દન નિશ્ચિંત થઈને ખેતરમાં પોતાનું હળ ચલાવતા હોય છે અને ખેતરમાં ખોદણી કે વાવણી, કાપણી કરી રહ્યા હોય છે, કારણ કે એમના રક્ષણને માટે સૈનિકોનો વર્ગ તૈયાર જ હોય છે. સમગ્ર ભૂમિની માલિકી રાજાની ગણાય છે. એની ઉપર ખેડૂતો ખેતીની ઉપજનો ચોથો ભાગ રાજાને આપવાની શરતે ખેતી કરતા હોય છે.

ત્રીજી જાતિ પશુપાલકો (ભરવાડો) અને શિકારીઓ (પારધીઓ)ની હોય છે. શિકાર કરવાની પરવાનગી આ લોકોને જ હોય છે. આ લોકો ઢોર રાખી શકે છે. ઢોરને ભાડે આપી શકે છે - વેચી શકે છે. જંગલ જાનવરોનો નાશ કરવા માટે અને જે પશુઓ પાકને નુકશાન કરે એનો નાશ કરવા માટે આ લોકોને રાજા તરફથી ભથ્થાના રૂપમાં અનાજ આપવામાં આવે છે. આ લોકો ભટકતું જીવન ગાળે છે અને ડેરાતંબુ બાંધીને રહે છે.

ખેડૂતો, શિકારીઓ અને ભરવાડ અને પછી ચોથોવર્ગ છે, વ્યાપારીઓનો. આ લોકો વાસણો વેચે છે અને શારીરિક શ્રમ કરે છે. આમાંથી કેટલાક લોકો રાજાને કર આપે છે તો કેટલાક લોકો રાજાને નિર્ધારિત સેવાઓ પ્રદાન કરે છે. પણ હથિયાર બનાવનારા અને જહાજ બનાવનારા લોકો રાજા પાસેથી મજદૂરી મેળવે છે તથા ખાદ્ય સામગ્રી પ્રાપ્ત કરે છે, કારણ કે તેઓ માત્ર રાજા માટે જ કામ કરે છે. સેનાનાયક હથિયારોની પૂર્તિ સૈનિકોને કરે છે અને નૌસેનાનો નાયક યાત્રીઓ માટે અને વાણિજ્યની ચીજ વસ્તુઓ માટે - એમ બન્નેને માટે જહાજો ભાડે આપે છે.

પાંચમો વર્ગ સૈનિકોનો છે. આ લોકો સક્રિય સેવામાં હોતા નથી પણ

પોતાનો સમય કેવળ ખાવા-પીવામાં જ વ્યતીત કરે છે. એમના ઉપર રાજા તરફથી ખર્ચ કરવામાં આવે છે એટલે જ્યારે જરૂરિયાત પેદા થાય છે. ત્યારે આ વર્ગ લડવા માટે તૈયાર રહેતો હોય છે.

છઠ્ઠો વર્ગ જાસુસોનો હોય છે. આ વર્ગને એવું કામ સોંપવામાં આવ્યું હોય છે કે જે થઈ રહ્યું હોય તેની ઉપર પોતાની નજર રાખે. અને રાજાને તમામ પ્રકારની ગતિવિધિઓથી જાણકાર રાખે. કેટલાકને શહેરમાં સતર્કતાનું તો કેટલાકને સેનાનું નિરીક્ષણ કરવાનું કાર્ય સોંપવામાં આવતું હતું. પહેલા પ્રકારના લોકો શહેરની વેશ્યાઓને પોતાના સહાયકના રૂપમાં નોકરી પર રાખે છે. તથા બીજા પ્રકારના જાસુસો લશ્કરી છાવણીની વેશ્યાઓને પોતાના સહાયક તરીકે રાખે છે. આ સ્થાનો પર સૌથી યોગ્ય અને વિશ્વાસુ હોય તેવી જ વ્યક્તિઓને નિમણૂંક આપવામાં આવે છે.

સાતમા વર્ગમાં રાજાના સલાહકારો હોય છે. આ રાજાના પ્રતિનિધિઓ હોય છે. તે કર નિર્ધારણનું કામ કરે છે. એમને ઉચ્ચતમ સરકારી પદો પર, ન્યાયલયોમાં અને જનસામાન્યના કાર્યોનું શાસન સોંપવામાં આવે છે.

કોઈનેય પોતાની જાતિની બહાર લગ્ન કરવાનો અથવા પોતાનો વ્યવસાય બદલવાનો અથવા ધંધો બદલવાનો અથવા તો એક કરતાં વધારે ધંધા કરવાની અનુમતિ મળતી નથી. કેવળ દાર્શનિકો જ આ બાબતમાં અપવાદરૂપ હોય છે કારણ કે એમને એમના ગુણોને કારણે આ વિશેષાધિકાર પ્રાપ્ત થયેલો છે.

ઈ.સ. ૧૦૩૦ના ગાળામાં ઇતિહાસકાર અલ્બેરુનીએ ભારતની યાત્રા કરી હતી. તેણે પોતાની યાત્રાનું વર્ણન કર્યું છે. હિંદુ સમાજ સંગઠનની નવાઈ પમાડે એવી રીતોએ તેને પણ આકર્ષિત કર્યો હતો અને એટલે જ એણે પોતાની નોંધમાં પોતાના અનુભવો લખતી વખતે આ સામાજિક બાબતોને ભૂલ્યો નથી તે લખે છે કે,

"હિંદુઓ પોતાની જાતિઓને 'વર્ણ' અર્થાત્ રંગ કહે છે અને જન્મના આધારે તેને 'જાતક' અર્થાત્ જન્મ કહે છે. શરૂઆતથી જ જાતિઓ કેવળ ચાર જ હતી.

૧. બ્રાહ્મણ સૌથી ઊંચી જાતિના હોય છે. જેના અંગે હિંદુઓનાં પુસ્તકોથી ખબર પડે છે કે, આ લોકો બ્રાહ્મણના મુખમાંથી પેદા થયેલા છે અને બ્રહ્મા એ શક્તિનું બીજું નામ છે. જેને પ્રકૃતિ કહેવામાં આવે છે. જીવધારી શરીરનો સર્વોચ્ચ ભાગ મસ્તક હોય છે. અને એટલે બ્રાહ્મણ સંપૂર્ણ શરીરનો સર્વોત્તમ ભાગ હોવાથી શ્રેષ્ઠ છે એવું માનવામાં આવે છે.

૨. ત્યાર બાદની જાતિ ક્ષત્રિયોની છે. જેમના વિશે એવું કહેવામાં આવે છે કે, તે બ્રહ્માના ખભા અને ભૂજાઓમાંથી પેદા થયેલા છે. તેમનું સ્થાન બ્રાહ્મણો કરતાં નીચું છે.

૩. એમના પછી વૈશ્ય આવે છે, જે બ્રહ્માની જાંગમાંથી પેદા થયેલા કહેવાય છે.

૪. શુદ્ર ચોથા વર્ગમાં આવે છે. જે બ્રહ્માના પગમાંથી પેદા થયેલા ગણાય છે.

છેલ્લા બે વર્ગો વચ્ચે ઝાઝુ અંતર નથી, આમ છતાં આ બન્ને વર્ગ એકબીજાથી ભિન્ન છે અને તેઓ એક જ કસ્બા કે ગામમાં રહે છે. અને એમનાં નિવાસ્થાન એકબીજાની સાથોસાથ આવેલા હોય છે.

શુદ્રોની જાતિ પછી અંત્યજો આવે છે. જે વિભિન્ન પ્રકારની સેવાઓ બજાવે છે અને તેમને કોઈ પણ જાતિમાં ગણવામાં આવતા નથી. એમને તો ફક્ત કોઈ શિલ્પ અને વ્યવસાયના સભ્ય માનવામાં આવે છે. ધોબી, મોચી અને જુલાહા સહિતના કુલ આઠ વર્ગો છે. જેમાં ધોબી, મોચી અને જુલાહાને છોડીને અન્ય લોકો પરસ્પર લગન વ્યવહાર કરી શકે છે કારણ કે અન્ય લોકો એમની સાથે સંબંધ રાખવા તૈયાર હોતા નથી.

આ આઠ વર્ગોમાં ધોબી (રજક) બાજીગાર, ટોપલીઓ અને ઢોલ બનાવનાર (ડબગર), નાવિક (મલ્લાહ) માછીમાર, જંગલી જાનવરો અને પક્ષીઓના શિકારી (પારધી) મોચી, જુલાહા - આ લોકોની વસ્તીઓ ચાર વર્ણોના લોકોની વસ્તીઓની પાસે હોતી નથી. આ લોકો ગામો અને કસબાઓની બહાર વસેલા હોય છે.

હાડી (Hadi), ડોમ (Doma), ચાંડાળ (Chandala), બધાતો (Badhatou)નામના લોકોને કોઈ પણ જાતિ કે વર્ગમાં ગણવામાં આવતા નથી. એમનો કેવળ અલગ વર્ગ હોય છે. તેઓ ગામની સફાઈ અને અન્ય સેવાઓ જેમ કે ગંદા કાર્યો કરવાં વગેરેમાં સંકળાયેલા છે. આ લોકોને વાસ્તવમાં અવૈધ બાળકો માનવામાં આવે છે કારણ કે એવી ધારણાં છે કે, તે બધા વ્યભિચારથી પેદા થયેલા લોકો છે. એમના પિતા શુદ્ર અને માતા બ્રાહ્મણી હોય છે. અને એટલે એમને બિરાદરીની બહાર કાઢી મૂકવામાં આવેલા છે. અને તેથી તેમને પતિત ગણવામાં આવે છે.

હિંદુઓ ચારેય જ્ઞાતિઓની વ્યક્તિઓને એના વ્યવસાય તથા ધંધા અનુસાર વિશિષ્ટ નામ આપે છે. જેમ કે બ્રાહ્મણને પોતાના ઘેર રહીને પોતાનું

કામ કરતો હોય ત્યારે તને બ્રાહ્મણના નામે બોલાવાય છે પણ જ્યારે તે અગ્નિની સેવા કરે છે. તો તેને ઈશ્તિન (ishtin)કહેવામાં આવે છે. પણ જો તે ત્રણ અગ્નિઓની સેવા કરતો હોય તો તેને અગ્નિહોત્રી કહેવામાં આવે છે. અને જો આ ઉપરાંત તે યજ્ઞને આહુતિ આપતો હોય તો તેને દીક્ષિત કહેવામાં આવે છે. જેવું બ્રાહ્મણોની બાબતમાં છે. એવું જ અન્ય જાતિઓની બાબતમાં પણ છે.

નિમ્ન ગણાતી જાતિઓમાં હાડી (Hadi)નું સ્થાન ઊંચું ગણાય છે. કારણ કે તે પોતાની જાતને નિમ્ન - ગંદા કાર્યોથી દૂર રાખે છે.

બીજા ક્રમમાં ડોમ આવે છે. જે સારંગી વગાડે છે અને ગાય છે એમનાથી પણ નિમ્ન ક્રમ બધિકોનો આવે છે. - જલ્લાદોનો આવે છે. સૌથી નિમ્ન બધાન્તો (Badhantau)જે માત્ર જાનવરોનું માંસ જ ખાતા નથી પણ કૂતરાઓ અને અન્ય જાનવરોનું માંસ પણ ખાય છે.

ચારે ય જાતિઓમાં પ્રત્યેક જાતિના લોકો પોતાની બિરાદરીની સાથે મળીને જ ખાવાનું ખાતા હોય છે ભિન્ન જાતિઓની બે વ્યક્તિઓ સાથે બેસીને ભોજન ખાઈ શકતા નથી.

જો કોઈ બ્રાહ્મણના સમૂહમાં એવી બે વ્યક્તિઓ - શત્રુ હોય અને જમણમાં ભેગી થઈ ગઈ હોય અને એકબીજાની પાસે બેઠા હોય તો તેઓ બન્નેની વચ્ચે એક આડસ ઊભી કરે છે અથવા વસ્ત્રનો ટુકડો મૂકે છે અથવા કોઈક રીતે બન્ને વચ્ચે રેખા દોરી દે છે, એટલે એમને અલગ અલગ માનવામાં આવે છે. અહીં કોઈના જમણનું વધેલું ખાવાને નિષિદ્ધ માનવામાં આવે છે એટલે દરેક વ્યક્તિ પોતાનું જમણ પોતાની જ થાળીમાં લે છે અને જમે છે. બીજાની થાળીમાં વધેલા ખોરાકને એંઠવાડ ગણવામાં આવે છે. પરિણામે આ પ્રકારનું ભોજન નિષિદ્ધ ગણવામાં આવે છે.

અલ્બેરુનીએ પોતાનું લખાણ આટલા પૂરતું સીમિત રાખ્યું નથી - હિંદુ સમાજ વ્યવસ્થાની આટલી જ વિશિષ્ટતાઓએ એને આકર્ષ્યો નથી પણ એનું ધ્યાન અન્ય બાબતો પર પણ ખેંચાયું છે. એણે લખ્યું છે કે,

"હિંદુઓમાં ઘણાં સમાજો છે - આપણે મુસલમાનો એમનાથી બિલકુલ અલગ છીએ. આપણે તો તમામ વ્યક્તિઓને સમાન માનીએ છીએ. કેવળ ધર્મપરાયણતા છોડીને હિંદુ અને મુસલમાનોની વચ્ચે મેળામિળાપ અને સ્થાયિત્વ સ્થાપવામાં સૌથી મોટી અડચણ આટલી જ છે.

દુઆરતે બારબોસા (Duarte Barbosa) નામનો પોર્ટુગીઝ સરકારનો

પોર્ટુગીઝ અધિકારી ઈ.સ. ૧૫૦૦ થી ૧૫૭૧ સુધી ભારતમાં રહ્યો હતો અને તેણે ભારતના હિંદુસમાજની એના માનસમાં પડેલી છાપને અક્ષરબદ્ધ કરી છે. ગુજરાતના રાજ્યમાં એને જે વસ્તુએ વિશેષ આકર્ષ્યો તેના અંગે તે લખે છે કે,

"ગુજરાતનું રાજ્ય મૂર લોકોના હાથમાં આવ્યું એ પહેલાં અહીં મૂર્તિપૂજકોની એક વિશેષ જાતિ - બીઢ રજપૂત કહેવાતા લોકોની રહેતી હતી, અને તે લોકો પ્રદેશના સરદારો અને રક્ષકો કહેવાતા હતા. અને જ્યારે જરૂરિયાત ઊભી થાય ત્યારે તે લોકો યુદ્ધમાં હથિયારો ઉપાડતા હતા. આ લોકો ઘેટાં અને માછલાંને મારીને તથા અન્ય પ્રકારની ખાદ્ય સામગ્રી ખાતા હતા. પહાડોમાં હજુ પણ એમાંનાં ઘણાં લોકો છે, જેમાં એમનાં મોટા મોટા ગામડાં આવેલા છે. તેઓ ગુજરાતના રાજાઓની આજ્ઞાઓનું માત્ર ઉલ્લંઘન જ નથી કરતા પણ તેઓ રોજે રોજ ગુજરાતના રાજાઓ સાથે યુદ્ધો કરતા રહે છે. આજે પણ રાજાઓ એમનો સામનો કરવા શક્તિમાન નથી. કારણ કે આ રાજપૂતો સારા ઘોડેસવારો હોય છે. ધર્નુધારી હોય છે અને મૂરલોકોથી પોતાનું રક્ષણ કરવાને માટે અનેક પ્રકારનાં હથિયારો રાખે છે. અને આ હથિયારોથી તેઓ સતત યુદ્ધ કરી શકે છે, આમ છતાં આ લોકોમાં એમનો કોઈ રાજા હોતો નથી કે નતો કોઈ એમનો માલિક હોય છે.

આ રાજ્યમાં અન્ય પ્રકારના બીજા મૂર્તિપૂજકો રહે છે જેમને વાણિયા કહેવામાં આવે છે. (આ લોકો મોટા વ્યાપારીઓ છે.) તે મૂર લોકોની સાથે રહે છે અને પોતાનો વ્યાપાર એમની સાથે જ કરે છે. આ લોકો ન તો માંસ ખાય છે કે નતો માછલી ખાય છે. અથવા ન તો એવી કોઈ વસ્તુ ખાય છે જે મરી ગઈ હોય છે. આ લોકો કોઈનીય હત્યા કરતા નથી અને કોઈ પોતાની મૂર્તિપૂજા ચાલુ રાખે છે. મૂર્તિપૂજા આ લોકો પૂરી શ્રદ્ધાથી કરતા હોય છે, જે એમને માટે કોઈ આશ્ચર્યની વાત ગણાતી નથી.

મોટે ભાગે એવું થતું હોય છે કે આ મૂર લોકો નાનાં નાનાં જીવજંતુ અને પંખીઓ આ વાણિયાઓ પાસે લઈને આવે છે. અને એમની નજર સમક્ષ મારી નાખવાનો દેખાવ કરે છે ત્યારે - આ વાણિયા લોકો તે જીવજંતુની વાસ્તવિક કિંમત કરતાં વિશેષ કિંમત આપીને જીવજંતુ અથવા તો પશુપંખી એમની પાસેથી ખરીદી લઈને એમનું જીવન બચાવે છે અને પછી એમને મુક્ત કરી દે છે.

જો રાજ્યનો રાજા કે રાજ્યપાલ કોઈ વ્યક્તિને એણે કરેલા અપરાધ

બદલ જો ફાંસીની સજા આપે છે તો આ વેપારીઓ એકઠા થઈ તે વ્યક્તિને ન્યાયાલય પાસેથી ખરીદી લે છે - જો ન્યાયાલય એવા વ્યક્તિને વેચવા તૈયાર હોય તો જ ખરીદે છે, જેથી એનો જીવ બચાવી શકાય.

અનેક પ્રકારના બીઢ ફકીરો જ્યારે આ વાણિયાઓ પાસેથી ભીખ લેવા ઇચ્છે ત્યારે તે મોટા મોટા પથ્થરોથી પોતાના ખભા અને પેટ પર જોર જોરથી મારે છે, જાણે કે આ વાણિયાઓ સામે જાતે જ પોતાની જાતને ખતમ કરી દેશે. આ કાર્ય રોકવા માટે વાણિયા એને વધારે ભિક્ષા આપી દે છે. જેથી તે શાંતિપૂર્વક ત્યાંથી ચાલ્યા જાય. કેટલાક લોકો પોતાની પાસે છરી-ચપ્પુ રાખે છે, અને તેના દ્વારા પોતાના હાથ કે પગમાં ઘા કરીને પોતાને ઘાયલ કરે છે, વાણિ લોકો આ ક્રૂર કૃત્ય અટકાવવા એમને પણ સારી એવી ભિક્ષા આપે છે, જેથી તેઓ પોતાની જાતને નુકશાન ન પહોંચાડે. કેટલાક લોકો એમના બારણે ઊંદરો અને સર્પો લઈ આવે છે અને તેને મારી નાખવાની ધમકી આપે છે વાણિયા આવા લોકોને પણ સારું એવું ધન આપીને છૂટકારો મેળવે છે.

આ વાણિયા લોકો માર્ગમાં કીડીઓની હારમાળા જુએ છે તો તે બાજુએ ચાલવાનું મૂકીને પાછળ હઠી જાય છે અને એમને કચડ્યા વિના બીજા માર્ગેથી આગળ નીકળી જાય છે. પોતાના ઘરોમાં તે દિવસ દરમ્યાન જ ભોજન કરે છે. તેઓ ન તો રાતમાં કે નતો દિવસમાં દિવો સળગાવે છે, કારણ કે નાનાં નાનાં કીટ પતંગો એનાં જ્યોતમાં બળી જાય છે. જ્યારે રાતમાં પ્રકાશની બહુ જ આવશ્યકતા હોય છે તો એમની પાસે વાર્નિશ કરેલો કાગળ અથવા કપડાની ફાનસ હોય છે. જેથી કોઈ જીવજંતુ એમાં પ્રવેશી ન શકે. અને જ્યોતની લપેટમાં આવીને મરી ન જાય !

જો આ લોકોના માથામાં જૂ પડી જાય તો તેને મારતા નથી. પણ જ્યારે આ જુ અતિ કષ્ટ આપે ત્યારે તે લોકો મૂર્તિપૂજકોને બોલાવે છે, જે એમની જ સાથે રહે છે, અને જેમને પવિત્ર સાધુ ગણવામાં આવે છે, અને જે લોકો તીવ્ર તપસ્યા કરતા હોય છે, અને દેવતાઓની ભક્તિ કરતા હોય છે, વાણિયા લોકો આવા લોકોને પોતાને ઘરે બોલાવીને રાખતા હોય છે અને વાણિયાના માથામાંથી જેટલી જુ પકડાય તેને પોતાના માથામાં મૂકે દે છે. એ પોતાનું માંસ ખવડાવીને એમની વૃદ્ધિ કરે છે. આવું કરીને પોતાના ઈષ્ટની મોટી સેવા કરી હોય એવું આ લોકો માને છે. આમ આ લોકો જીવજંતુ કે પશુપક્ષી કે માણસની હત્યા નહીં કરવાના નિયમનું કઠોરતાપૂર્વક પાલન કરે છે. બીજી

બાજુ આ લોકો મોટા વ્યાજ ખોર લોકો છે. તોલ માપ, સિક્કા અને ચીજોની લેવડ-દેવડમાં આ લોકો મોટી બેઈમાની કરતા હોય છે અને વ્યવહારમાં આ લોકો સૌથી વધારે જૂઠા ગણાય છે.

આ મૂર્તિપૂજક લોકો શ્યામ રંગી, લાંબા, નાજૂક અને સુંદર હોય છે. સુંદર વસ્ત્રો પહેરે છે અને ખૂબ જ સાત્વિક ભોજન ખાતા હોય છે. પોતાના ભોજનમાં આ લોકો શુદ્ધ માખણ, ખાંડ, ચોખા વગેરેનો તથા અનેક પ્રકારના ખાદ્ય પદાર્થો ભોજનમાં લે છે. તેઓ ફળ ફળાદિ અને શાકભાજીનો મોટા ભાગે ઉપયોગ કરે છે અને પોતાના ખોરાકમાં લીલા શાકભાજીનો વપરાશ કરે છે. આ લોકો જ્યાં વસેલા હોય છે ત્યાં ફળો અને શાકભાજીના બગીચાઓ તથા જળાશયો આવેલા હોય છે. અહીં સ્ત્રીઓ અને પુરુષો દિવસમાં બે વાર સ્નાન કરે છે. સ્નાન કરવામાં આ લોકો એવું માને છે કે, એમણે આ ઘડી સુધી કરેલાં પાપ સ્નાનથી મટે છે.

આપણી સ્ત્રીઓની જેમ આ વાણિયા લોકો લાંબા લાંબાવાળ રાખે છે અને માથા પર ચોટલો ગુંથીને ગાંઠ વાળે છે અને તેના ઉપર પાઘડી પહેરે છે જેથી વાળ એક સાથે બંધાયેલા રહે. પોતાના વાળમાં આ લોકો સુગંધિત ફૂલ લગાવે છે અને તેલ વાપરે છે. આ લોકો આ લોકો સુગંધિત કેસર, ચંદન અને અત્તરોનો ઉપયોગ કરે છે. આ લોકો બહુ જ કામુક હોય છે. આ લોકો રેશમી અને સિલ્કના લાંબા ઝભ્ભા અને ચામડાના ચમકતા કિંમતી પગરખાં પહેરે છે. શરીર ઉપર અને ચામડાના ચમકતા કિંમતી પગરખાં પહેરે છે. શરીર ઉપર રેશમી અને જરકસી જામો ધારણ કરે છે. તેઓ સોના અને ચાંદીના સજાવેલા ચાકુઓ સિવાય બીજા કોઈ હથિયારો પોતાની પાસે રાખતા નથી. આવું આ લોકો એટલા માટે જ કરે છે, કારણ કે તેઓ હથિયારોનો ઉપયોગ ભાગ્યે જ કરે છે અને એનું બીજું કારણ બીઢ લોકો એમનું રક્ષણ કરતા હોય છે.

મૂર્તિપૂજકોનો એક અન્ય વર્ગ છે જેને બ્રાહ્મણ કહેવામાં આવે છે. એ એમાં જે લોકો પુરોહિત કહેવામાં આવે છે, તે લોકો મોટા આકારના પોતાનાં પૂજા સ્થળો અને પ્રાર્થનાના સ્થળોની વ્યવસ્થા કરે છે, અને એના ઉપર એમનો અધિકાર હોય છે. જેમાંથી એમને ઘણી આવક થાય છે. આ બ્રાહ્મણોમાંના અનેક લોકો ભિક્ષા પર જીવે છે. આ લોકોના ઘરોમાં કેટલીક લાકડાંની અને કેટલીક પથ્થર તથા કાંસાની બનેલી અનેક મૂર્તિઓ હોય છે. અને આ લોકો આ મૂર્તિઓની સામે ઘરોમાં કે પૂજા સ્થળોમાં મોટાં મોટાં આયોજનો કરે છે. મીણબત્તીઓ તેમ જ તેલી-ઘીના દિવાઓ પ્રગટાવે છે. અને આપણી જેમ ઘંટડીઓ પણ વગાડે છે.

આ બ્રાહ્મણો તેમ જ મૂર્તિપૂજકોના ધર્મમાં પવિત્ર ત્રિમૂર્તિની બહુ જ સમાનતા જોવા મળે છે, જે એમના આધિપત્યમાં કામ કરે છે. અને એમનામાં વિશ્વાસ પણ રાખે છે. આ બ્રાહ્મણો અને મૂર્તિપૂજકો જ્યાં પણ આપણાં ચર્ચ અને દેવળો જુએ છે ત્યાં પ્રવેશ કરે છે અને આપણી મૂર્તિઓની પૂજા અને અર્ચના કરે છે. અને આ લોકો હંમેશાં (santa maria)શાંતા-મારિયા અંગે પૂછપરછ કરતા હોય છે. જાણે કે એમને આ અંગેની સમજ અને જાણકારી ન હોય ! આપણાં દેવળોનું આપણી જેમ જ આ લોકો સન્માન કરે છે. અને તેઓ એવું કહે છે કે, તમારામાં અને અમારામાં કોઈ ખાસ ફરક નથી. આ લોકો જે મરતી હોય એવી કોઈ વસ્તુને ખાતા હોતા નથી. અથવા કોઈનીય હત્યા કરતા હોતા નથી. સ્નાનને આ લોકો મોટું મહત્ત્વ આપે છે. અને કહે છે કે સ્નાન કરવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે.

કાલિકટ રાજ્યની વાત કરતાં બારબોસા કહે છે કે,

કાલિકટ રાજ્યમાં જ એક અન્ય જાતિ છે જેને બ્રાહ્મણ કહેવામાં આવે છે જેમાંના કેટલાક પુરોહિત વર્ગના હોય છે (જેમ કે આપણામાં પાદરીઓ હોય છે). જેના અંગે આ પહેલાં હું કહી ચૂક્યો છું. આ બધા લોકો એક જ ભાષા બોલતા હોય છે. બ્રાહ્મણના દીકરા સિવાય બીજો કોઈ બ્રાહ્મણ બની શકતો નથી. જ્યારે તે સાત વર્ષનો થાય છે ત્યારે તેના ખભા ઉપર ખાસ જંગલી જાનવર જે જંગલી ગધેડા જેવું હોય છે. તેની કમાવ્યા વિનાની ખાલની બે આંગળ મોટી પટ્ટી ધારણ કરે છે અને આગળના સાત વર્ષો સુધી, જ્યાં સુધી તે આ પટ્ટી ધારણ કરે છે. ત્યાં સુધી પાન ખાતા નથી. જ્યારે આ બાળક ચૌદ વર્ષનો થઈ જાય છે. ત્યારે એને બ્રાહ્મણ બનાવવામાં આવે છે. અને એની પાસેથી પેલી ચામડાની પટ્ટીને પરત લઈ લેવામાં આવે છે અને ત્રણ દોરાની વણેલી દોરી (જનોઈ) એને અર્પણ કરવામાં આવે છે.આ જનોઈ તે જીવનભર પહેરી રાખે છે. કારણ કે આ જનોઈ તે બ્રાહ્મણ છે એનું પ્રતીક છે. આ જનોઈ ધારણ કરવા માટે આ લોકો મોટા સમારોહનું આયોજન કરે છે જેવું કે આપણે અહીં પાદરીએ માટે કરીએ છીએ. અને આ વિધિ બાદ બ્રાહ્મણ પાન ખાઈ શકે છે. પણ તે માંસ કે માછલી ખાઈ શકતો નથી. આ લોકોનું ભારતવાસીઓમાં મોટું સન્માન થાય છે. એમને સન્માન આપવામાં આવે છે. હું આગળ કહી ચૂક્યો છું એ પ્રમાણે આ બ્રાહ્મણો ભલે ને ગમે તેમ કરે છતાં એમને મૃત્યુદંડ આપી શકાતો નથી. માત્ર એમનો મુખ્ય માણસ જ એમને નાનો મોટો દંડ આપી શકે છે.

આ લોકો આપણી જેમ એક જ વાર લગ્ન કરે છે. અને એમાં જે સૌથી મોટો દીકરો હોય તેને જ લગ્ન કરવાનો અધિકાર છે અને તેને જ કૌટુંબિક સંપત્તિનો અખંડ માલિક માનવામાં આવે છે. બીજા ભાઈઓ જીવનભર અવિવાહિત જ રહે છે. આ બ્રાહ્મણ લોકો પોતાની પત્નીઓને સુરક્ષિત રાખે છે. અને તેમનું અત્યંત સન્માન કરે છે, જેથી અન્ય કોઈ પુરુષ એમની પત્નીની સાથે સુઈ શકે નહીં, જો પત્ની મૃત્યુ પામે તો આ લોકો બીજું લગ્ન કરી શકતા નથી, જો પત્ની પતિનું બુરું કરે તો તેને ઝેર આપીને મારી નાખવામાં આવે છે.

જે ભાઈઓ કુંવારા રહે છે તે નાયર કન્યાઓની સાથે શારીરિક સંબંધ બાંધે છે. નાયર લોકો આ પ્રથાને અધિક સન્માનની વાત માને છે. બ્રાહ્મણ હોવાને કારણે કોઈ પણ મહિલા આ પ્રકારના સંબંધનો ઈન્કાર કરતી હોતી નથી, આ બ્રાહ્મણો પોતાનાથી ઉંમરમાં મોટી હોય એવી કોઈ પણ મહિલા સાથે સૂઈ શકતા નથી.

આ લોકો પોતાના ઘરોમાં અને શહેરોમાં રહે છે. અને જે પૂજાગૃહમાં તેઓ દિવસના ખાસ સમયમાં પૂજા કરવા માટે જાય છે તથા પોતાના સંસ્કાર અને મૂર્તિપૂજા કરે છે અને પુરોહિતોના રૂપે તેઓ સેવા કરતા હોય છે.

આમાંના કેટલાક બ્રાહ્મણો પોતાના રાજાને માટે યુદ્ધ લડવા સિવાયની તમામ પ્રકારની સેવાઓ કરે છે. બ્રાહ્મણ અથવા તો તેનો નજદીકનો સંબંધી જ રાજાની રસોઈ બનાવી શકે, અન્ય કોઈને આ અધિકાર મળેલો નથી. આ લોકો બીજા દેશોનું ધન અને વ્યાપારનો સામાન થઈ જવાનું કાર્ય કરે છે. આ લોકો જ્યાં જવાની ઇચ્છા રાખે ત્યાં સુરક્ષાપૂર્વક જાય છે અને એમની સાથે કોઈ દુર્વ્યવહાર કરતું નથી, ભલેને પછી એ સમયના બે દેશોના રાજાઓ પરસ્પર યુદ્ધ કેમ કરી રહ્યા હોતા નથી ! આ બ્રાહ્મણો પોતાની મૂર્તિપૂજામાં પારંગત હોય છે. અને પોતાની પાસે મૂર્તિપૂજા અંગેનાં વિવિધ પ્રકારનાં અનેક પુસ્તકો રાખતા હોય છે. રાજાઓ આ લોકોનું અત્યાધિક સન્માન કરતા હોય છે.

હું આ પહેલાં પણ નાયરો અંગે બતાવી ચૂક્યો છું, છતાં મેં તમને એ વાત તો જણાવી જ નથી કે આ નાયર લોકો કેવા પ્રકારના લોકો છે, તમે જાણવા માગતા હશો કે મલબાર પ્રદેશમાં એક બીજી પણ જાતિ છે જેને 'નાયર' કહેવામાં આવે છે. આ લોકોમાં કેટલાક કુલિન લોકો છે, જે યુદ્ધ કરવા સિવાયનું બીજું કોઈ જ કામ કરતા હોતા નથી. અને આ લોકો જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં પોતાના હથિયારો તો સાથે જ લઈને જાય છે. કેટલાક

લોકો તલવાર અને ઢાલ લઈને જાય છે. અને કેટલાક ધનુષ-બાણ લઈને જાય પછી જ્યારે અમુક લોકો ભાલા-બરછી લઈને જાય છે. આ લોકો રાજા સાથે કે મોટા મોટા સામંતો સાથે રહેતા હોય છે. એમને રાજા તરફથી અથવા મોટા સામંતો તરફથી વેતન મળતું હોય છે.

જે નાયરવંશનો હોય એના સિવાયનો બીજો કોઈ નાયર બની શકતો નથી. એમની કુલીનતા ઉપર કોઈ દાગ લાગેલો હોતો નથી. તેઓ કોઈ નિમ્નજાતિની વ્યક્તિઓ સ્પર્શ કરતા હોતા નથી. અને નાયરના ઘર સિવાયના અન્ય કોઈના ઘરનું ખાવાનું પણ ખાતા હોતા નથી, કે પાણી પીતા હોતા નથી. જે લોકો લગ્ન કરતા હોતા નથી, એમનાં ભાણેજ એમના ઉત્તરાધિકારી ગણાય છે. સારા ઘરમાં પેદા થયેલી નાયર મહિલાઓ સ્વતંત્ર સ્વભાવની હોય છે. તે જે કોઈ નાયરને કે બ્રાહ્મણને પસંદ કરે છે, એની સાથે સમય વ્યતિત કરે છે. પણ પોતાની બિરાદરીથી નિમ્ન જાતિ સાથે ક્યારેય સૂઈ જતી નથી કારણ કે આમ કરતાં તેને મૃત્યુદંડનો ભય લાગતો હોય છે.

જ્યારે નાયર કન્યા બાર વર્ષની થાય છે ત્યારે એની માતા એના માટે એક સમારોહ યોજે છે અને જ્યારે એની માતાને લાગે છે કે, પુત્રી પુષ્પ વયની થઈ ગઈ છે ત્યારે તે પોતાનાં સગા-સંબંધીઓ અને ખાસ મિત્રોને પોતાની પુત્રી સાથે વિવાહ કરવાનું કહે છે. આને માટે જે સ્વેચ્છાએ તૈયાર થાય તે મુરતિયો વાયદો કરે છે અને કન્યાને માટે સોનાની હાંસડી બનાવે છે. જે અડધી સોના મહોરોથી બનેલી હોય છે અને આકારમાં પટ્ટીના સ્વરૂપમાં હોય છે. જેના મધ્યમાં એક છેદ હોય છે અને તેને સફેદ રેશમી દોરીથી પરોવવમાં આવે છે. આ રીતે એક નિશ્ચિત દિવસે માતા પોતાની કન્યાને શણગારી-સજાવીને ઉપસ્થિત થાય છે - કન્યાએ કિંમતી આભૂષણો પહેરેલાં હોય છે. એ વખતે ધુમધામથી નાચ-ગાન થાય છે. લોકોની ભીડ એકઠી થઈ જાય છે એ પછી સગા-સંબંધીઓ અને મિત્રો ઉપરોક્ત આભુષણ લઈને આવે છે. અને કોઈક ખાસ વિધિ કરીને આભૂષણ તે કન્યાના ગળામાં પહેરાવે છે. કન્યા આ મંગળસૂત્રને જીવનભર એક પ્રતિકના રૂપમાં પહેરી રાખે છે. અને ત્યાર પછી તે જેની સાથે રહેવા ઇચ્છે તેની સાથે રહી શકે છે. આભૂષણ લાવનાર વ્યક્તિ કન્યાની સાથે સહશયન કર્યા વિના જ વિદાય થઈ જાય છે, કારણ કે તે તેનો કોઈક સગો-સંબંધી થતો હોય છે.

જો તે એનો સગો સંબંધી ન હોય તો કન્યા સાથે સહશયન કરી શકે છે, પણ તેને સહશયન માટેની ફરજ પાડી શકાતી નથી. ત્યાર પછી મા

પોતાની પુત્રી માટે નવયુવકોની શોધ આરંભે છે. તે નાયર હોવો જોઈએ જે એની પુત્રીનું કૌમાર્યભંગ કરે. તેઓ કોઈ મહિલાનું કૌમાર્યભંગ કરવાના કાર્યને હીણુંકામ ગણે છે. અને જ્યારે એક વ્યક્તિ એની સાથે સહશયન કરી લે છે ત્યારે તે બીજા લોકો સાથે સહવાસ કરવાને યોગ્ય છે એમ માનવામાં આવે છે. આ પછી મા નાયરોમાંથી કોઈક યુવા નાયરની શોધ આરંભે છે, જે એની પુત્રીને રાખીશકે, અને એને પોતાની રખાત બનાવી શકે, જેથી ત્રણ કે ચાર નાયરો એની સાથે સહશયન કરવા તૈયાર હોય અને દરેક જણ સવારના પહોરમાં એને નિશ્ચિત ધનરાશી આપતો રહે. જેના જેટલા વધારે પ્રેમીઓ હોય એને એટલું જ વધારે સન્માન મળે છે. એમાંનો દરેક જણ દિવસના બપોરથી માંડીને બીજા દિવસના બપોર સુધી તેની સાથે રહે છે. આ રીતે કોઈ પણ જાતના ખટરાગ વિના દરેક જાણ મહિલા સાથે પોતાનો નિર્ધારિત સમય પસાર કરે છે. આમાંથી કોઈ તેને છોડવા માગે તો છોડી શકે છે. અને બીજી કોઈની સાથે ચાલ્યો જાય છે એવી જ રીતે મહિલા કોઈની સાથે રહેવાથી દુઃખી અને પરેશાન થઈ જાય તો તે તેને જતા રહેવાનું કહે છે. અને તે પુરુષ જતો રહે છે. અથવા તે એની સાથે સારા સંબંધો બાંધીને ભૂલ સુધારી લે છે. જો આ સંબંધને કારણે બાળકો થાય તો તે પોતાની માતા પાસે રહે છે. માતા એમનું પાલન પોષણ કર છે, કારણ કે બાળકને કોઈ વ્યક્તિ વિશેષનું બાળક માનતી હતી નથી, ભલેને પછી તે પુરુષમાં અને તે બાળકમાં સરખાપણું હોય ! તે વ્યક્તિ તે બાળકને ન તો પોતાનું બાળક માનતો હોય છે કે ન તો એને પોતાની સંપત્તિનો ઉત્તરાધિકારી માનતો હોય છે. હું આગળ કહી ગયો છું તેમ સંપત્તિનો ઉત્તરાધિકારી તો ભાણેજ જ ગણાય છે. ભાણેજ એ પુરુષની બહેનના દીકરા હોવાના અધિકારથી સંપત્તિ મેળવે છે.

જો કોઈ આ પ્રથા અંગે ઊંડાણથી વિચારે તો એને લાગશે કે, આ કોઈ સામાન્ય વ્યક્તિની વિચારણાથી પેદા થયેલ પ્રથા નથી, પણ આ નિયમો ઘણાં ઊંડા ચિંતન પછી કરવામાં આવ્યા છે, કારણ કે લોકોનું કહેવું છે કે, રાજાઓએ આ પ્રથાનું પ્રચલન એટલા માટે જ કર્યું હતું કે, બાળકોનું પાલન અને એની સામાજિક જવાબદારીઓના ભારમાંથી નાયરો મુક્ત રહીને રાજાની સેવાથી અલગ થઈ શકે નહીં.

આ મલબાર રાજ્યની એક અન્ય જાતિ પણ છે જેને બિયાબારી (Biabares)કે વ્યાપારી કહે છે. આ લોકો ત્યાંના સ્થાનિક વેપારીઓ છે.

આ લોકો બધી જ વસ્તુઓનો વેપાર સ્થળ ઉપર અને સમુદ્રની પેલે માર પણ કરે છે. આ લોકો વસ્તુઓના વેપારમાંથી ઘણો નફો મેળવે છે. તે નાયરો અને ખેડૂતોનું મરી, મરચું, આદુ, મસાલા વગેરે પાક થાય એ પહેલાં જ ખરીદી લે છ. સુતરાઉ કાપડ અને અન્ય વસ્તુઓ પણ ખરીદે છે. અને સમુદ્ર કિનારે બંદરોના ગોદામોમાં મૂકે છે અને વિદેશની વસ્તુઓ વિનિમયથી ખરીદે છે. અને વેચે છે. આ પ્રમાણે આ લોકો પુષ્કળ નફો કમાય છે. આ લોકો કેટલાક વિશેષાધિકારો ધરાવે છે. તે લોકો જે દેશમાં રહેતા હોય તે દેશનો રાજા આ વ્યાપારીઓને ફાંસીની સજા આપી શકતો નથી.

આ દેશમાં એક અન્ય જાતિ પણ છે જેને કાયેવિમ (cuviavem)કહે છે તે નાયરોથી જુદા તો નથી, છતાં એમણે કરેલી એકભૂલને કારણે તે નાયરોથી હંમેશાં અલગ રહે છે. એમનું કાર્ય મૂર્તિઓ તૈયાર કરવી તેમજ રાજાઓના માટે માટીના વાસણો, એમના ધાબા માટે માટીના નળિયા અને મકાનો માટે ઈંટો પાડવાનું છે. એમની છત ખપાટિયાને બદલે ઈંટોની બનેલી હોય છે, આ અંગે હું પહેલાં લખી ચુક્યો છું. બાકીના લોકોના ઘરો ખપાટિયાના બનેલા હોય છે. આ લોકો પણ મૂર્તિપૂજક હોય છે. અને એમના દેવો પણ જુદા હોય છે. એમની મૂર્તિપૂજા અલગ પ્રકારે થાય છે.

મૂર્તિપૂજક લોકોમાં એક બીજી જાતિનું નામ છે મેનાતોશ (Mainatosh)આ લોકોનો ધંધો બ્રાહ્મણો અને નાયરોના કપડાં ધોવાનો. કપડાં ધોઈને તેઓ જીવિકા મેળવે છે. આ સિવાયનો બીજો કોઈ અન્ય વ્યવસાય આ લોકો કરી શકતા નથી.

આમાં સૌથી નિમ્ન જાતિનું નામ છે કેલેતી (Caletis)આ લોકો વણકર છે. સુતરાઉ અને રેશમી કાપડ વણવા સિવાયનો બીજો કોઈ અન્ય વ્યવસાય આ લોકો પાસે નથી, આ લોકો નીચી જાતિના ગણાય છે. અને એમની પાસે પૈસા હોતા નથી, એ લોકો જુદા રહેતા હોય છે. અને એમની ઉપાસનાની મૂર્તિઓ પણ અન્ય કરતાં જુદી હોય છે.

આ સિવાય અન્ય બીજી અગિયાર જાતિઓ પણ છે જેની સાથે અન્ય લોકો સંબંધ સ્થાપિત કરવા ઇચ્છતા નથી. મૃત્યુદંડનો ભય બતાવવા છતાં આ લોકોને અડવા ઇચ્છતા નથી. આ નીચલા વર્ગોમાં પણ ભિન્ન ભિન્ન દરજ્જાઓ હોય છે. એને કારણે તેઓ એક બીજામાં ભળતા નથી. આ નિમ્ન જાતિઓમાં તૂઆસ એ સૌથી શુદ્ધજાતિ માનવામાં આવે છે.

આ લોકોનો મુખ્ય વ્યવસાય ખજૂરના વૃક્ષો ઉગાડવાનો છે. અને તેનાં

ફળએકઠાં કરવાનો છે. જેને આ લોકો માથે ઊંચકીને અથવા તો પીઠ પર ઊંચકીને વેચવા જાય છે, કારણ કે આ ક્ષેત્રમાં વજન ઊંચકવા માટે ભારે ખેંચનાર પશુઓ છે નહીં. આ જાતિઓમાં પણ નિમ્નસ્તરની એક જાતિ માનેન (Manen)છે. પુસ્તકમાં એનું નામ મૈકું (Maneu) જે નતો બીજાઓની સાથે સંબંધ સ્થાપિત કરે છે અથવા તો ન બીજાઓને સ્પર્શ કરે છે. બીજા લોકો પણ આ જાતિના સભ્યોને સ્પર્શ કરતા નથી. જનસામાન્ય માટે તો આ લોકો ધોબી ગણાય છે અને તે ચટાઈ બનાવવાનો વ્યવસાય કરે છે. આ વ્યવસાય બીજાઓ માટે વંચિત છે. આ લોકોની મૂર્તિપૂજાનો ઢંગ અન્ય લોકો કરતાં તદ્દન ભિન્ન હોય છે. એમના દીકરાઓ આ જ વ્યવસાય કરવા બાધ્ય છે.

આ પ્રદેશમાં માનેન (Manen)કરતાં ય નિમ્ન ગણાતી જાતિ છે જેને કૈનેકાસ (Canaqvas)આ લોકોનો વ્યવસાય પેટીઓ, છત્રીઓ અને ડોલો બનાવવાનો છે. આ લોકો ખગોળ વિદ્યાનું જ્ઞાન મેળવવાના આશયથી જ અક્ષર જ્ઞાન મેળવે છે. આ લોકો મોટા જ્યોતિષવિદ્દ ગણાય છે અને ભાવિમાં આવનાર ઘટનાઓનું સત્ય બયાન કરે છે. કેટલાક સામંતો એમને ભવિષ્યકથન માટે જ રાખે છે.

એક અન્ય મૂર્તિપૂજક નિમ્ન જાતિઓ છો. જેને જેરસ (Ageres) કહેવામાં આવે છે લોકો મિસ્ત્રી, સુથાર, લુહાર, કંદોઈ તથા સોનીઓ હોય છે. આમાંના મોટાભાગના લોકો સામાન્ય સ્તરના હોય છે. જેમની અલગ અલગ જાતિઓ હોય છે. અને આ લોકોની દેવમૂર્તિઓ અન્ય લોકો કરતાં ભિન્ન પ્રકારની હોય છે. આ લોકો લગ્ન કરે છે અને એમના દીકરા એમની સંપત્તિના વારસદાર ગણાય છે. પોતાના પૂર્વજોના વ્યવસાયનું શિક્ષણ એમના બાળકો પેઢી દર પેઢી મેળવતા હોય છે.

આ દેશમાં આ જાતિઓ કરતાં પણ એક નિમ્ન જાતિ છે. જેને મોઝેરસ (Mogeres) કહેવામાં આવે છે. આ લોકો તુઆસ (Tuias) જેવા જ લગભગ હોય છે. પણ તેઓ એક બીજાને સ્પર્શ કરતા નથી. આ લોકો રાજાઓનો સામાન એક જગ્યાએથી બીજી જગ્યાએ લઈ જવાનું (ભારવાહક બને) કામ કરે છે પણ આ ક્ષેત્રમાં આ લોકોની વસ્તી ઘણી ઓછી છે. આ અલગ જાતિના ગણાય છે એમનામાં લગ્ન વ્યહવારના નિયમો હોતા નથી. આ લોકો મહદ્દઅંશે સાગર આશ્રિત વ્યવસાય પર જીવન ગુજારે છે. આ લોકો સારા નાવિક હોય છે અને એમાંના કેટલાક માછીમારો હોય છે. આ લોકો મૂર્તિપૂજા કરતા નથી. આ લોકો નાયરોના દાસ તરીકે પણ રહે છે.

જાતિઓની શ્રેણીમાં એક નિમ્ન જાતિ માંકેર (Manquer) કહેવાય છે. માછલી પકડવા સિવાય આ જાતિનો બીજો કોઈ વ્યવસાય હોતો નથી. આમાંના કેટલાક સારા નાવિક હોવાને લીધે મૂર લોકોના વહાણો ચલાવે છે. આ જાતિ બહુ નઠોર અને અક્કડ હોય છે. મૂર્તિપૂજક લોકોના કોઈ સંસ્કાર આ જાતિમાં હોતા નથી. તેઓ લગ્ન કરે છે. એમના દીકરાઓ એમના વારસદાર ગણાય છે. આ લોકોની સ્ત્રીઓ ચારિત્ર્યહીન હોય છે. અને કોઈ પણ પુરુષ સાથે સહશયન કરી શકે છે. આમ કરવામાં તે કોઈ પાપ માનતી નથી. લોકોના પોતાનાં દેવ હોય છે અને એમની મૂર્તિપૂજા પણ અલગ પ્રકારની હોય છે.

મલબાર ક્ષેત્રમાં મૂર્તિપૂજકોની એક અન્ય નિમ્ન ગણાતી જાતિ છે જેને બેતુનેસ (Betunes) કહે છે તેમનો ધંધો મીઠું પકવવાનો અને ચોખાનું ઉત્પાદન કરવાનો છે. આ સિવાય આ લોકો પાસે આજીવિકાનો બીજો કોઈ વ્યવસાય હોતો નથી. આ લોકો જાહેર માર્ગોથી દૂર ખેતરોમાં રહે છે. ત્યાં કોઈ પણ સભ્ય માણસ જતો નથી. તેમના દેવી-દેવતાઓની મૂર્તિઓ પણ અલગ પ્રકારની હોય છે. તેઓ રાજા અને નાયરોના ગુલામ હોય છે અને પોતાનું જીવન દરિદ્રતામાં પસાર કરે છે. નાયર લોકો બેતુનેસને નજદીક આવવા દેતા નથી. એમને દૂરથી જ આદેશ આપી દે છે. બીજી જાતિઓ સાથે તેમને કોઈ સંબંધ હોતો નથી. અન્ય જાતિઓ સાથે શારીરિક સંબંધ એમની સ્ત્રીઓ બાંધતી નથી.

મૂર્તિપૂજક લોકોમાં આ જાતિઓ કરતાં ય નીચી ગણાતી જાતિ છે પન્નીન (Paneens)આ લોકો જાદુગર હોય છે. અને બીજું કોઈ કામ કરતા નથી. જાદુ સિવાય એમની આજીવિકાનું બીજું સાધન નથી.

આ જાતિ કરતાં ય એક અસંસ્કારી અને નઠોર જાતિ છે. રીવોલીન (Revoleens) તેઓ ગરીબ છે. શહેરીઓ માટે ઘાસ અને લાકડા લાવીને પોતાની આજીવિકા મેળવે છે. આ લોકો કોઈનો સ્પર્શ કરતા નથી. સ્પર્શ કરે તો એમને મૃત્યુદંડ આપવામાં આવે છે. આમ તો આ લોકો તદ્દન નગ્ન રહેતા હોય છે પણ પોતાના ગુપ્તાંગોને ચિંથરાથી ઢાંકી દેતા હોય છે. અમુક લોકો તો વૃક્ષોના પાંદડાં ઢાંકી દેતા હોય છે. તેમની સ્ત્રીઓ નાકમાં લાંબી નથણી અને કાનમાં વાળીઓ, ગરદન, ખભા, પગ અને માથા પર પિત્તળના આભૂષણો પહેરે છે. આ લોકો પિત્તળના હાર પણ પહેરે છે.

આ જાતિઓમાં નિમ્ન મૂર્તિપૂજકોની એક જાતિ છ. જેને પેલિયાઝ (Poleas)કહેવામાં આવે છે. આ જાતિ અભિશાપિત અને બહિષ્કૃત જાતિ

છે. આ લોકો મેદાનોમાં અથવા તો ગુપ્ત સ્થાનોમાં ડેરા તંબુ બાંધીને રહે છે. એમના નિવાસ્થાને સારા લોકો ભાગ્યે જ જતા હોય છે અને જો સંયોગોવશાત્ જાય તો એ અલગ વાત છે. આ લોકો પોતાની ઝૂંપડીઓમાં ખૂબ જ નિમ્ન પ્રકારે રહે છે. આ લોકો ભેંસો અને બળદોની મદદથી ચોખા ઉગાડે છે. આ લોકો નાયરો સામે ક્યારેય બોલતા નથી ક્યારેક બોલવું પડે તો ઘણે દૂર ઊભા રહીને બૂમો પાડીને બોલે છે, જેથી દૂરથી નાયર તેને સાંભળી શકે. રોડ ઉપર ચાલતી વખતે આ લોકો છેટા રહેજો છેટા રહેજો એમ બોલતા હોય છે એમનો અવાજ સાંભળી રસ્તે ચાલનાર વૃક્ષની આડાસમાં ઊભા રહી એમને માર્ગ આપે છે જો કોઈ સ્રી કે પુરુષ આ લોકોનો સ્પર્શ કરી લે તો એના સગા-સંબંધીઓ તેને ત્યાં ને ત્યાં મારી નાખે છે. અને બદલાની ભાવનાથી પોલિયાસને પણ જાનથી મારીં નાખે છે. શરત એટલી જ કે આમ કરવામાં તેમને દંડનો કોઈ ભય હોય નહીં !

આનાથી પણ નિમ્ન અને નીચ ગણાતી એક જાતિ છે જેને પારેન (Parens) કહેવામાં આવે છે. આ લોકો અન્ય તમામ પ્રકારની જાતિઓથી દૂર નિર્જન સ્થાનોમાં રહે છે. આ લોકો કોઈ પણ વ્યક્તિ સાથે સંબંધ રાખતા નથી અને ન તો બીજી કોઈ વ્યક્તિ એમની સાથે સંબંધ રાખે છે. આ લોકોને ભૂતપ્રેત અને પિશાચ કરતાં ય બુરા માનવામાં આવે છે અને તિરસ્કૃત ગણવામાં આવે છે. આ લોકો કંદમૂળ અને જંગલી છોડનાં પાંદડાં અને મૂળિયાં ખાય છે. આ લોકો પોતાના શરીરના મધ્યભાગને પાંદડાઓથી ઢાંકે છે અને જંગલી જાનવરોનું માંસ પણ ખાય છે.

આટલી નોંધ સાથે જ મૂર્તિપૂજક જાતિઓ વચ્ચે જે ભેદ અને અંતર છે તેનું વર્ણન સમાપ્ત થાય છે. આ જાતિઓની કુલ સંખ્યા ૧૮ જેટલી છે. આમાંની પ્રત્યેક એક બીજાથી ભિન્ન છે. આ લોકો એક બીજાને પરસ્પર સ્પર્શ કરતા નથી કે અંદરોઅંદર લગ્ન વ્યવહાર પણ કરતા નથી. મલબારની આ મૂળ જાતિઓ અંગે તેમને હું બતાવી ચૂક્યો છું. આ સિવાય આ ક્ષેત્રમાં અન્ય વિદેશી વ્યાપારીઓ અને વ્યવસાય કરનારા લોકો પણ રહે છે. જેમનાં પોતાનાં ઘરો અને ધંધા છે - સંપત્તિ અને જાયદાદ છે. આ લોકો મૂળનિવાસિયોની જેમ રહે છે પણ એમનાં પોતાના રીતરિવાજો છે અને તે આ લોકો પાળે છે.''

''આ અવતરણો અને કથનો પરથી એક વાત તો ધ્યાનમાં આવી જ હશે કે આ વિદેશીઓ જાતિઓનું સમગ્ર અને વિસ્તૃત ચિત્રણ કરી શક્યા

નથી. એવી એમની ક્ષમતા પણ લાગતી નથી. કારણ કે પ્રત્યેક પરદેશીને માટે હિંદુની જીવન પદ્ધતિ અને બીજી જીવનની બાબતો પર તો પડદો પડેલો રહ્યો છે. અને તેથી જ તીક્ષ્ણ દૃષ્ટિથી આંતરિક જીવન અંગેની વિગતો મેળવીને - સમજીને લખવી એમના માટે સંભવ હોય એવું કહી શકાય નહીં.

ભારતની સામાજિક રચના અને એની પ્રેરક શક્તિ, અલગ અલગ સ્થાનો પર અને સ્થાન પરિવર્તનથી, એમની પોતાના વ્યક્તિગત અને અનોખા રીતરિવાજોથી સંચાલિત થતી રહી છે કોઈ કાનૂની તંત્રદ્વારા કે કાનૂની ગ્રંથો દ્વારા લેવાઈ હોય એવું કહી શકાય નહીં. પણ એ વાતમાં તો શંકાને સ્થાન જ નથી કે, વિદેશી મુસાફરો કે અધિકારીઓને હિંદુ સમાજની જાતિઓ અત્યંત વિચિત્ર અને અત્યાધિક વિલક્ષણ લાગી છે અને જો આવું ન હોત તો એમણે જે જે જોયું એને લેખિત સ્વરૂપમાં નોંધ્યું હોત નહીં. હકીકતમાં તો આ પ્રકારની વિચિત્રતા અને વિલક્ષણતાને કારણે જ એમણે જે જે જોયું તે બધું જ લખ્યું નથી પણ સામાજિક ભિન્નતા લખવાનું ભૂલ્યા નથી.

આ રીતે હિંદુ સમાજ સંગઠનમાં જાતિનું એક વિશેષ સ્થાન છે જે હિંદુઓને અન્ય પ્રજાઓ અને કોમોથી અલગ પાડે છે. જાતિ એ તો નિરંતર આગળ વધનારી સંસ્થા રહી છે. તે ક્યારેય એક સમાન રહી નથી. જ્યારે મેગેસ્થનીસે પોતાના અનુભવોનો હિસાબ કિતાબ લેખિત સ્વરૂપે રજૂ કર્યો હતો તે બાબત અને અલ્બેરુનીએ જાતિ અંગેનું જે વિવરણ આપ્યું તેની સરખામણી કરતાં તેનું સ્વરૂપ અને આકૃતિ અલગ દેખાય છે. પોર્ટુગીઝોના સમયમાં જે જાતિ સ્વરૂપ જોવા મળે છે તે અલ્બેરુનીના સમયથી અલગ પડે છે અને એટલા માટે જ જાતિને સમજવા માટે એની પ્રકૃતિનું અત્યાધિક વિશુદ્ધ અધ્યયન કરવું જરૂરી લાગે છે. જેને સમજવામાં આ વિદેશી મુસાફરો અને અધિકારીઓ અસમર્થ રહ્યા હતા. એવું કરેવું પડે તેમ છે.

જાતિ અંગે ચર્ચા કરતી વખતે સૌથી પહેલાં તો આ વિષયને સંબંધિત કેટલીક સંકલ્પનાઓ (conceptions) સમજી લેવી જરૂરી છે જેથી હિંદુ સામાજિક સંગઠનનો આધાર કયો છે ? તેની ખબર પડે.

હિંદુઓમાં પ્રચલિત સામાજિક પ્રણાલીની શરૂઆત ચારવર્ણોના ઉદ્‌ભવથી થાય છે. અને એવો વિશ્વાસ વ્યક્ત કરવામાં આવે છે કે, આ ચારવર્ણોમાં સમગ્ર હિંદુ સમાજ વહેંચાયેલો છે. (૧) બ્રાહ્મણ, પુરોહિત તથા શિક્ષિત વર્ગ (૨) ક્ષત્રિય-સૈનિક વર્ગ (૩) વૈશ્ય-વ્યાપારી વર્ગ (૪) શુદ્ર-સેવક વર્ગ. કેટલાક સમય સુધી આ વર્ણ કેવળ વર્ણ જ રહી છે. અને સમય પસાર થતાં તે

જાતિઓ બની ગઈ. આ અર્થમાં આધુનિક જાતિ વ્યવસ્થા પ્રાચીન વર્ણવ્યવસ્થાનો વિકાસ છે.

આ મૂળભૂત બાબત અંગે શંકા છે જ નહીં કે સાંપ્રત જાતિ વ્યવસ્થા વર્ણ વ્યવસ્થાનો વિકાસ છે, પણ વર્ણવ્યવસ્થાના અધ્યયન દ્વારા કોઈ પણ જાતિ વ્યવસ્થાના વિચારને સમજી શકે તેમ છે નહીં. એટલે જાતિનું અધ્યયન વર્ણવ્યવસ્થાથી અલગ રીતે કરવું જોઈએ.

૨

એવું કહેવાય છે કે એક પુરાણા અનિશ્વરવાદીએ પોતાનું તત્ત્વજ્ઞાન નીચે પ્રમાણેના શબ્દોમાં વ્યક્ત કર્યું છે.

હું કેવળ એક જ વાત જાણું છું કે, હું કશું જ જાણતો નથી !

અને મને વિશ્વાસ નથીકે હું એને જાણું છું.

સર ડેંજીલ એબટસને (Sir, Denzil Ibbetson)પંજાબમાં જાતિપ્રથા અંગે લખતાં કહ્યું હતું કે, આ અનિશ્વરવાદીએ જે કંઈ એના તત્ત્વજ્ઞાન અંગે કહ્યું છે, તે જાતિપ્રથા અંગે એની ભાવનાઓને સાચા સ્વરૂપમાં દર્શાવે છે.

નિ:સંદેહ એ વાત સાચી છે કે, સ્થાનિક પરિસ્થિતિઓને કારણે જાતિગત પ્રશ્નોમાં કેટલીક ભિન્નતાઓ જોવા મળે છે. અને આ જાતિઓ અંગેનું સાચું સ્પષ્ટીકરણ કે ખુલાસો આપવાનું કામ મુશ્કેલ પણ હોય છે. ટૂંકમાં એમ કહી શકાય કે એક વસ્તુ એક સ્થળે લાગુ પડતી હોય તો બીજે સ્થળે એનાથી વિપરીત વાત પણ બનતી હોય છે.

જાતિપ્રથાની આવશ્યકતાઓ અને એની મૂળભૂત વિશેષતાઓને તથા એની આવશ્યક તથા નિરર્થક ધરાતલ પર દેખાતી વિશિષ્ટતાઓને અલગ પાડવામાં મુશ્કેલી પડે તેમ નથી. પણ બન્ને વચ્ચેનો તફાવત શોધી કાઢવાની રીત એ છે કે - એક વ્યક્તિને જાતિમાંથી બહિષ્કૃત કરવામાં આવે છે ત્યારે એવી કઈ કઈ વસ્તુઓનો લક્ષ્યમાં લેવામાં આવે છે ? તે પ્રશ્ન પૂછવાથી તફાવત મળી આવે છે.

શ્રી ભટ્ટાચાર્યે વ્યક્તિને જાતિ બહિષ્કૃત કરવા માટેનાં નિમ્નાંકિત કારણો બનાવેલાં છે.

(૧) ખ્રિસ્તીધર્મ કે ઈસ્લામ ધર્મનો સ્વીકાર કરવો. (૨) યુરોપ અથવા અમેરિકા જવું. (૩) વિધવાની સાથે લગ્ન કરવું (૪) યજ્ઞોપવીતને સૌની સામે ફેંકી દેવું. (૫) સૌની સામે ગાયનું માંસ, કે સુવરનું માંસ કે મરઘીનું

માંસ ખાવું (૬) કોઈ મુસલમાન, ખ્રિસ્તી અથવા નિમ્ન ગણાતી હિંદુજાતિ દ્વારા બનાવવામાં આવેલું 'કાચુ જમણ' સૌની સામે ખાવું. (૭) કોઈ નિમ્ન ગણાતી જાતિના શુદ્રને ત્યાં પુરોહિતનું કામ કરવું. (૮) કોઈ મહિલાનું અનૈતિક કાર્ય કરવા માટે ઘરની બહાર જવા માંડવું.

આ સૂચિ વિસ્તૃત નથી. અને એમાં ત્રણ અતિ-મહત્ત્વપૂર્ણ કારણો રહી જાય છે જેને કારણે જાતિ બહાર કાઢી નાખવામાં આવે છે.

(૯) જાતિની બહાર આંતરજાતિય વિવાહ કરવો. (૧૦) અન્ય જાતિના લોકોની સાથે બેસીને જમવું (૧૧) વ્યવસાય બદલવો.

શ્રી ભટ્ટાચાર્યના કથનનો બીજો દોષ એ છે કે, એનાથી આવશ્યક અને અનાવશ્યક તત્ત્વો વચ્ચેનું કોઈ અંતર સ્પષ્ટ થતું નથી.

જ્યારે પણ કોઈ એક વ્યક્તિને સમાજમાંથી નાતબહાર મૂકવામાં આવે છે ત્યારે તે એક ભયંકર સજારૂપ બની જાય છે. એનાં મિત્રો, સગાસંબંધીઓ, સાથી કાર્યકરો કે, નાતીલા લોકો એનું આતિથ્ય સ્વીકારતા નથી કે એને અતિથિ બનાવતા નથી. પોતાના ઘરના સારા-માઠા પ્રસંગે આવી જ્ઞાતિ બહિષ્કૃત વ્યક્તિને આમંત્રણ અપાતું નથી કે બોલાવવામાં આવતી નથી. એટલું જ નહીં એની વિવાહિત પુત્રીઓ પણ એના ઘેર સારા કે માઠા પ્રસંગે આવી શકતી નથી. કારણ કે એમને પણ જાતિ બહિષ્કૃત થવાનો ભય હોય છે. એનો પુરોહિત, એનો ધોબી કે એનો હજામ એની નિયત સેવા કરવાનો ઈન્કાર કરી દે છે. એની જાતિના લોકો એની સાથેનો તમામ સંબંધ કાપી નાખે છે. એટલે સુધી કે એના ઘેર મૃત્યુ થાય ત્યારે દાહ સંસ્કાર માટે પણ જવાને માટે કોઈ તૈયાર થતું હોતું નથી. કેટલાક મામલામાં તો જ્ઞાતિબહિષ્કૃત થયેલ વ્યક્તિને જ્ઞાતિ મંદિર કે જ્ઞાતિ સ્મશાન ઘાટનો ઉપયોગ કરવાની મનાઈ ફરમાવવામાં આવે છે.

જાતિ બહિષ્કારનાં આ કારણો અપ્રત્યક્ષરૂપે જાતિનું બંધારણ દર્શાવે છે કે આ તમામ નિયમો અને વિધિઓ મૌલિક નથી. એમાંનાં કેટલાક અનાવશ્યક છે. એના વિના પણ જાતિનું અસ્તિત્વ ચાલુ રહેતું હોય છે. આવશ્યક અને અનાવશ્યકનો ભેદ પારખવા માટે એક બીજો પ્રશ્ન પૂછીને ભેદ તારવી શકાય છે.

શું કોઈ હિંદુ જેને પોતાની જાતિમાંથી બહિષ્કૃત કરી દેવામાં આવ્યો છે, તેને ફરીથી પોતાની જાતિમાં સામેલ કરી શકાય છે ? હિંદુઓમાં પ્રાયશ્ચિત કરવાની પ્રથા છે. સમાજમાંથી નિષ્કાસિત વ્યક્તિને જો જ્ઞાતિમાં પ્રવેશ મેળવવો હોય તો તેણે પ્રાયશ્ચિત કરવું પડે છે. પ્રાયશ્ચિત કરતી વખતે કેટલીક બાબતો

ધ્યાનમાં રાખવાની હોય છે. પહેલી વાત તો એ છે કે, જાતિનો ગુન્હો કર્યો હોય તો એમાં કોઈ પ્રાયશ્ચિત હોતું નથી. બીજી બાબત એ છે કે પ્રાયશ્ચિત અપરાધ અનુસાર બદલાતી રહે છે. કેટલીક બાબતોમાં આ પ્રાયશ્ચિત ખૂબ જ અલ્પ દંડથી પતતું હોય છે જ્યારે કેટલીક બાબતોમાં દંડ અતિ કઠોર હોય છે.

પ્રાયશ્ચિત થયું કે ન થયું એનું વિશેષ મહત્ત્વ છે, એને આપણે સ્પષ્ટ રૂપે સમજી લેવું જોઈએ. પ્રાયશ્ચિત ન હોવાનો અર્થ એવો તો થતો નથી કે, કોઈ વ્યક્તિ અપરાધ કરે અને એને માફ કરી દેવામાં આવે. એનાથી વિપરીત તથ્ય એ છે કે, ગુન્હાની પ્રકૃતિ એવી હોય જેની ગહનતા ને માપી શકાય નહીં, અને જો અપરાધીને નિષ્કાસિત કરી દેવામાં આવે તો એને ફરીથી જ્ઞાતિમાં પ્રવેશ આપી શકાતો નથી. બહિષ્કૃત વ્યક્તિનું પુનઃ એ જ કોમમાં પ્રવેશવું નામુમકિન બની જાય છે. અને પ્રાયશ્ચિતનો અર્થ એટલો જ કે એણે જે ગુન્હો કર્યો છે, એનો ગુન્હો શમન યોગ્ય છે - મટવા યોગ્ય છે, અપરાધી વ્યક્તિ નિર્ધારિત પ્રાયશ્ચિત કરી શકે તેમ છે. અને તે પુનઃ એ જ જાતિમાં પ્રવેશ મેળવી શકે છે. જેમાંથી એને બહિષ્કૃત કરવામાં આવ્યો હતો.

બે અપરાધો એવા છે જેના માટે કોઈ પણ પ્રકારનું પ્રાયશ્ચિત હોતું નથી. એ અપરાધો એટલે (૧) હિંદુધર્મમાંથી અન્ય ધર્મમાં ધર્માંતરણ અને (૨) અન્ય જાતિ કે અન્ય ધર્મની વ્યક્તિ સાથે લગ્ન-નિર્વાહ. જો આ કારણોનો લીધે કોઈ વ્યક્તિને પોતાની જાતિમાંથી બહાર કાઢવામાં આવ્યો હોય તો તે હંમેશાંને માટે બહિષ્કૃત બની જાય છે.

અન્ય અપરાધો માટે નિર્ધારિત પ્રાયશ્ચિત કઠોર છે. એ અપરાધ બે પ્રકારનાં છે. (૧) કોઈ ક અન્ય જાતિ સાથે અથવા બિન હિંદુ સાથે ખાણી-પીણીને વ્યવહાર રાખવો. (૨) એવો વ્યવસાય કરવો જે તે જાતિના માટે નિર્ધારિત કરેલો હોતો નથી.

અન્ય અપરાધોના મામલામાં દંડ બહુ સામાન્ય પ્રકારનો એટલે કે નહીં જેવો જ હોય છે.

જાતિના મૌલિક તત્ત્વો કયા કયા છે ? તથા જાતિમાં કઈ કઈ બાબતોને સામેલ કરવામાં આવી છે તેની જાણકારી જાતિ માટેના પ્રાયશ્ચિતના નિયમોમાંથી મળે છે. જે અપરાધ માટે પ્રાયશ્ચિત સંભવ જ નથી. એ બાબતો જાતિના મૌલિક તત્ત્વો છે. અથવા જાતિનો આત્મા છે અને જેના ઉલ્લંઘન પર પ્રાયશ્ચિતની વ્યવસ્થા છે પણ પ્રાયશ્ચિત કઠોરતમ દંડ દઈને લેવું પડે

છે તે જાતિપ્રથાનું શરીર છે. આમ આપણે કોઈ પણ પ્રકારની મુંઝવણ અનુભવ્યા વિના કહી શકીએ તેમ છીએ. જાતિના ચાર મૂળનિયમો છે. જાતિની સામાજિક સમૂહના સ્વરૂપમાં વ્યાખ્યા કરી શકાય તેમ છે જેમાં.

(૧) હિંદુધર્મમાં વિશ્વાસ અને ધાર્મિક માન્યતાઓના નિયમોનું પાલન કરવા માટેની બાધ્યતા (૨) લગ્ન વ્યવહાર (૩) ખાણી-પીણી તથા (૪) વ્યવસાય.

આ ચારમાં એક વિશેષતા ઉમેરી શકાય તેમ છે કે, "જેને એક એવો સામાજિક સમૂહ કહી શકાય છે, કે જેનું એક સામાન્ય નામ (Common name)હોય છે, જેના દ્વારા તે સમૂહને ઓળખી શકાય છે.

લગ્ન વિષયક એવો નિયમ છે કે જાતિ જ લગ્ન કરવા માટેનો એક ઘટક હોવી જોઈએ (edogamous) વિભિન્ન જાતિઓ વચ્ચે લગ્ન વ્યવહાર કરી શકાય નહીં. આ પ્રથમ અને મૂળભૂત વિચાર હોવાને કારણે જાતિનું સંપૂર્ણ માળખું આ મૌલિક યોજના પર ઊભું કરવામાં આવ્યું છે.

ખાણી-પીણીની બાબતમાં નિયમ એવો છે કે, કોઈ પણ વ્યક્તિ બીજી કોઈ પણ એવી વ્યક્તિની સાથે ખાણી-પીણીનો વ્યવહાર રાખી શકશે નહીં અથવા તો એની પાસેથી ખાવાનું ખાઈ શકશે નહીં - જે એની પોતાની જાતિ સાથે સંબંધિત નથી હોતી. એનો અર્થ એટલો જ થયો કે જે લોકો એક બીજાની સાથે લગ્ન વ્યવહાર કરી શકે છે એ જ લોકો પરસ્પર ખાણી-પીણીનો વ્યવહાર પણ કરી શકે છે અને જે પરસ્પર લગ્ન વ્યવહાર કરી શકતા નથી તેઓ પરસ્પર જમણ વ્યવહાર પણ કરી શકતા નથી. બીજા શબ્દોમાં કહીએ તો જાતિ એક 'સજાતિય એકમ' છે અને સાથો સાથ 'સામુદાયિક એકમ' પણ છે.

વ્યવસાય અંગેની વ્યવસ્થા એવી છે કે, કોઈ પણ વ્યક્તિને એ જ વ્યવસાય અપનાવવો જોઈએ, જે એની જાતિનો પરંપરાગત વ્યવસાય છે. અને જો એ જાતિનો કોઈ વ્યવસાય ન હોય તો તે વ્યક્તિએ પોતાના પિતાનો વ્યવસાય કરવો જોઈએ.

જ્યાં સુધી કોઈ વ્યક્તિની હેસિયતનો સવાલ છે, તે નિર્ધારિત અને પૈતૃક હોય છે. તે નિર્ધારિત એટલા માટે હોય છે, કારણ કે કોઈ વ્યક્તિની પ્રતિષ્ઠા એની જાતિ દ્વારા નિર્ધારિત થતી હોય છે. જેવી જેની જાતિ એવી નિર્ધારિત પ્રતિષ્ઠા. વ્યક્તિની હેસિયત પૈતૃક એટલા માટે હોય છે કારણ કે, એક હિંદુ પર એની જાતિનો સિક્કો લાગેલો હોય છે, જે જાતિ એના માતાપિતાની હોય છે. માતાપિતાની જાતિ પુત્રને મળી જતી હોય છે એક હિંદુની વંશાનુગત

હેસિયત બદલી શકાતી નથી, કારણ કે તે પોતાની જાતિને બદલી શકતો નથી.

હિંદુ જ જાતિમાં પેદા થાય છે, એ જ જાતિના સદસ્યના રૂપમાં જ મરી જાય છે. એક હિંદુ પોતાની જાતિ ગુમાવે તો એની પ્રતિષ્ઠા પણ ગુમાવી દે છે, એના બદલામાં એ કોઈ નવી અથવા બહેતર અથવા પૃથ્થક પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શકતો નથી.

કોઈ એક જાતિના સામાન્ય નામ (Common Name)નું મહત્ત્વ શું છે ? આપણે બે પ્રશ્ન પૂછીએ તો એનું મહત્ત્વ સ્પષ્ટ થઈ જાય તેમ છે. આ બે પ્રશ્નો પ્રાસંગિક છે અને જાતિની સંસ્થાની પૂરે પૂરી તસ્વીર પ્રાપ્ત કરવા માટે એના ઉત્તરો સાચે સાચા મળે તે આવશ્યક છે. તો જ જાતિ વ્યવસ્થાને પૂર્ણ રીતે સમજી શકાય.

સામાજિક સમૂહ કાંતો સંગઠીત હોય છે કાં તો અસંગઠીત હોય છે. સમુહનું સભ્યપદ પ્રાપ્ત કરવું અને સમુહ સાથે સંલગ્ન રહેવું અથવા છૂટા પડવું એના અંગેના નિશ્ચિત નિયમો હોય છે અને સામાજિક વ્યવસ્થાના આ ચોક્કસ નિયમો અનુસાર સભ્યપદનો સ્વીકાર કે અસ્વીકાર થાય છે. આ નિયમો એ સમૂહના સભ્યો સાથેના કેટલાક, વિશિષ્ટ કર્તવ્યો અને વિશેષાધિકારોને આધીન રહેલા હોય છે. આ રીતે સમુહ સંગઠીત રહે છે.

કોઈક સમુહ "ઐચ્છિક સમુહ" પણ હોય છે. જેમાં સભ્ય જોડાય છે ત્યારે એને એ વાતનું પૂરું જ્ઞાન હોય છે કે, તે શું કરી રહ્યો છે. અને એને સભ્યપદના ઉદ્દેશોનું જ્ઞાન પણ હોય છે. અને આ રીતે સભ્યપદ મેળવતાં ઉદ્દેશો પૂરા થશે.

આ સિવાય બીજા એવા સમૂહ હોય છે જેમાં કોઈ પણ વ્યક્તિ કોઈ પણ ઇચ્છા કે મરજી વિના સભ્ય બની જાય છે. અને સામાજિક નિયમો અને પરંપરાઓને આધીન થઈ જાય છે અને એના ઉપર એનું કોઈ નિયંત્રણ હોતું નથી.

હવે એ કહેવું જરૂરી નથી કે જાતિ એક બહુ જ સંગઠીત સામાજિક સમૂહ છે. આ કોઈ અનૈચ્છિક સમુહ છે એ કહેવું પણ જરૂરી નથી. એવી જ રીતે 'જાતિ' એક અનિવાર્ય સમુહ છે એવું કહેવું પણ આવશ્યક નથી. કોઈ પણ હિંદુ જાતિમાં જ પેદા થાય છે. અને એ જાતિના સભ્ય રૂપે જ મૃત્યુ પામે છે કોઈ પણ હિંદુ જાતિ સિવાયનો હોતો જ નથી. અને જાતિ સિવાય રહી શકાતો નથી. અને તે જન્મથી મૃત્યુ સુધી જાતિથી બંધાયેલો

રહે છે તે જાતિની વ્યવસ્થાઓ અને પરંપરાઓનો દાસ બનતો હોય છે. એના ઉપર વ્યક્તિનું કોઈ નિયંત્રણ હોતું નથી.

કોઈ પણ જાતિનું પૃથ્થક નામનું મહત્ત્વ એ બાબતમાં છે કે, એના દ્વારા જાતિને સંગઠીત તથા અનૈચ્છિક જુથના નામથી જાણવામાં આવે છે. કોઈ જાતિના પૃથ્થક અને વિશિષ્ટ નામને કારણે એવી અપેક્ષા રાખવામાં આવે છે કે, એનું એક સ્થાયી અસ્તિત્વ હોય અને એક પૃથ્થક સત્તાની છાપ ઊભી થતી હોય !

'જાતિ' અંગે લખનારા લેખકોએ જાતિઓના અલગ અલગ નામોનું મહત્ત્વ પર્યાપ્ત રીતે સમજવું નથી. કે એની વિશિષ્ટતા પૂરે પૂરી સમજયા નથી. જાતિના અલગ નામનું વિવરણ કરતાં એની સર્વાધિક વિશિષ્ટતા લેખકો જોઈ શક્યા નથી. તેઓ કહે છે સામાજિક સમુહો બધે હોય છે અને બધા સમાજોમાં જોવા મળે છે. કેટલાક દેશોના કેટલાક સામાજિક સમુહોની ભારતમાંની અનેક જાતિઓની સાથે તુલના કરવામાં આવે છે. અને એમને સક્ષમ માની લેવામાં આવે છે. કુંભાર, ધોબી, બુદ્ધિજીવી વર્ગ જેવા સામાજિક સમૂહો બધે જ હોય છે. પણ બીજા દેશોમાં આ સમુહો અસંગઠીત અને ઐચ્છિક સમુહો છે જ્યારે ભારતમાં તે સંગઠીત અને અનૈચ્છિક (અનિવાર્ય) સમૂહો બની ગયેલાં છે. અર્થાત્ તે જાતિ બની ગયેલાં છે.

બીજા દેશોમાં સામાજિક સમુહોને કોઈ નામ આપવામાં આવતું નથી, જ્યારે ભારતમાં તો એને નામ આપવામાં આવે છે. આ નામ જાતિ હોય છે અને તે સનાતન બની જાય છે. અને તે દર્શાવે છે કે કોણ કોણ એના સભ્યો છે. અને મહદ્અંશે જે વ્યક્તિ જે જાતિમાં જન્મ્યો હોય એ જાતિના નામને જ પોતાના નામની આગળ ઉપનામના રૂપમાં લગાવતો હોય છે. વળી આ નામ જ એવી વસ્તુ છે જે કોઈ જાતિને માટે પોતાનાં નીતિનિયમો લાગુ પાડવાનું કામ સરળ બનાવી આપે છે. આમાં બે પ્રકારની સરળતા હોય છે.

પહેલી સરળતા તો એ પ્રકારની હોય છે, કે જે વ્યક્તિના નામની સાથે ઉપનામના રૂપમાં એની જાતિનું નામ હોય છે. તેને જાતિના નિયમોના ભંગ કરવાનો અપરાધ કરે તો પકડી શકાય છે. કારણ કે એના દ્વારા ખબર પડી જાય છે કે, તે અન્ય જાતિનો નથી. અને તેથી તે જાતિના ન્યાયધિકારથી બચી શકતો નથી. બીજું કે, એનાથી અપરાધ કરનાર વ્યક્તિની ખબર પડી જાય છે. અને એની જાતિની પણ ખબર પડી જાય છે. જે જાતિના ન્યાયક્ષેત્રના અંતર્ગત તે આવતો હોય છે. જેથી જાતિના નિયમોનો ભંગ કરવા બદલ એને

સરળતાથી પકડી શકાય છે અને દંડિત કરી શકાય છે. જાતિનો અર્થ જ આટલો છે.

હવે આપણે જાતિ પ્રણાલિનો અભ્યાસ કરીએ આમાં વિભિન્ન જાતિઓની વચ્ચેના પારસ્પરિક સંબંધના અભ્યાસનો પણ સમાવેશ થાય છે. જાતિના સમુહોને જોઈએ તો આપણને ખબર પડશે કે, જાતિપ્રણાલિની કેટલીય વિશેષતાઓ જોઈ શકાય તેમ છે. અને દિવા જેવી સ્પષ્ટ દેખી શકાય છે.

પહેલી વાત તો એ છે કે આ પ્રણાલિને બનાવનાર વિભિન્ન જાતિઓ વચ્ચે પરસ્પર કોઈ સંબંધ હોતો નથી. પ્રત્યેક જાતિ પૃથ્થક અને વિશિષ્ટ છે. પ્રત્યેક જાતિ પોતાના આંતરિક વ્યવહારો કરવા અને જાતિગત વ્યવસ્થાઓ લાગુ કરવા માટે સ્વતંત્ર તથા પ્રભુસત્તા સંપન્ન હોય છે. આ જાતિઓ એક બીજા સાથે જોડાયેલી તો છે, પણ એમનામાં અંતરંગ સંબંધો નથી. બીજી વિશિષ્ટતા આ વ્યવસ્થા સાથે સંબંધિત છે, જેના પ્રમાણે આ પ્રણાલિમાં એક જાતિની બીજી જાતિ સાથે સંબંધ થાય છે, આમાં ક્રમ સમાન સ્તરે હોતો નથી પણ ઉદ્‌ર્વાકાર હોય છે જાતિ અને જાતિપ્રથા આવી છે.

પ્રશ્ન એ છે કે શું હિન્દુ સમાજ-સંગઠનને જાણવાને માટે આટલું પુરતું છે ?

હિંદુ સમાજની જડતા જ જાતિ પ્રથાનું મૂળ છે, એનો ઉલ્લેખ કરવો પર્યાપ્ત છે. આ તથ્યો સિવાયનું બીજું અધિક જાણવાનું કષ્ટ કરવાની આવશયકતા નથી, કે હિંદુઓ જાતિઓમાં વહેંચાયેલા છે, અને આ જાતિઓ આ પ્રણાલિની જાળ છે જેમાં તમામ દોરાઓ લટકેલા છે. જે આ પ્રણાલિમાં એવી રીતે ગૂંથાયેલા છે કે કોઈ એક જાતિને બીજી જાતિથી અલગ કરતી વખતે એ બધાને બાંધી લે છે, જાણે કે, આ ટેનીસના દડાની માળાઓ ન હોય ! પણ જાતિના ગતિશીલ સ્વરૂપને સમજવાને માટે આટલું પર્યાપ્ત નહીં ગણાય. કોઈ જાતિની પ્રવૃત્તિઓને સમજવાને માટે એટલું જરૂરી છે કે જાતિ-પ્રણાલિ સિવાય જાતિની બીજી વિશેષતા - વર્ણવ્યવસ્થાને પણ સમજી લેવી જોઈએ.

જાતિ અને વર્ણ વચ્ચેનો આંતરિક સંબંધ અત્યંત વિવાદાસ્પદ રહ્યો છે કેટલાક કહે છે કે જાતિ વર્ણની સમકક્ષ છે અને બન્નેમાં કોઈ અંતર નથી. અન્ય લોકોનો વિચાર એવો છે કે, જાતિઓ વર્ણથી મૂળભૂત રૂપે અલગ જ છે. જાતિપ્રથાની આ એક એવી બાજુ છે. જેના અંગે અધિક આપણે આગળ ઉપર જોઈશું, પણ અત્યારે તો જાતિ પ્રણાલિ પર વિશેષ ધ્યાન અને ભાર

મૂકવો જરૂરી છે. જેના અંગે અત્યાર સુધીમાં કહ્યું જ કહેવાયું નથી. અને તે બાબત એ છે કે, જાતિ પૃથ્થક છે. અને વર્ણની સંકલ્પનાની વિરુદ્ધ છે. છતાં પણ જાતિ પ્રણાલિ જાતિથી અલગ - એક એવી વર્ણવ્યવસ્થાને માન્યતા આપે છે કે, જે કંઈક ઉલ્લેખિત વર્ગીકૃત પ્રતિષ્ઠાથી ભિન્ન છે. જેમ કે હિંદુઓ અનેક જાતિમાં વિભાજિત થયેલા છે અને જાતિઓ પણ ઉપજાતિઓમાં વહેંચાયેલી છે. હિંદુ - જાતિ અંગે સભાન હોય છે. તે વર્ણ અંગે પણ કઠોર હોય છે તે જાતિ પ્રત્યે કઠોર છે કે વર્ગ પ્રત્યે કઠોર છે. એ બાબત તો જાતિ ઉપર નિર્ભર હોય છે - જેની સાથે એને સંઘર્ષ થયો હોય છે. જે જાતિ સાથે એનો વિવાદ થાય તે જાતિ જો એના જ વર્ગની હોય તો તે જાતિ સચેત (Caste Concious)બને છે અને જો જાતિ વર્ગ બહારની હોય જે એની જાતિ સાથે હોતી નથી ત્યારે તે વર્ગ સચતે (class concious) બની જાય છે. જો આ અંગે જો કોઈ પુરાવો જોઈતો હોય તો મદ્રાસ અને મુંબઈ પ્રેસિડેન્સીમાં થયેલ અ-બ્રાહ્મણ આંદોલનનો અભ્યાસ કરવા પડશે. આ પ્રકારના અધ્યયનથી કોઈ પણ પ્રકારની શંકા રહેશે નહીં કે એક હિંદુ માટે જાતિની પરિધિ પણ એટલી જ વાસ્તવિક છે. જેટલી કે વર્ણની પરિધિ, અને જાતિ-ભાવ એટલો જ વાસ્તવિક છે. જેટલો કે વર્ણ-ભેદ.

એવું કહેવામાં આવે છે કે, જાતિ એ વર્ણવ્યવસ્થાનો વિસ્તાર છે. આ એક બકવાસ છે. એ વાત પાછળથી હું બતાવવાનો છું. જાતિ તો વર્ણનું વિકૃત રૂપ છે. આ વિપરિત દિશામાં થયેલો પ્રસાર છે. જાતિ પાંતિએ તો વર્ણવ્યવસ્થાને પૂરે પૂરી રીતે વિકૃત કરી દીધી છે, પણ એણે જાતિ પ્રથાને તો વર્ણવ્યવસ્થામાંથી અપનાવી છે. સાચી વાત તો એ છે કે, વર્ગ જાતિ પ્રણાલિ એ વર્ણ પ્રણાલિના વર્ગની ફાટફૂટનું નિકટતાથી અનુસરણ કરતી હોય છે.

આ દૃષ્ટિકોણથી જાતિ પ્રણાલિ પર જો નજર નાખીએ તો વર્ગ ફાટફૂટની કંઈ કેટલીય રેખાઓને આપણે જોઈ શકીએ છીએ, જે જાતિઓના પિરામીડમાંથી પસાર થાય છે. અને આ પિરામીડ ને જાતિના બ્લોકોમાં વિભક્ત કરે છે.

ફાટફૂટની પહેલી રેખા વિભાજનની એ રેખાનું અનુસરણ કરતી હોય છે જે પ્રાચીન ચાતુવર્ણ પ્રણાલિમાં જોઈ શકાય છે.

ચાર્તુવર્ણની પ્રાચીન પ્રણાલિમાં (પરંપરામાં) પહેલાં માત્ર ત્રણ વર્ણો બ્રાહ્મણો, ક્ષત્રિયો તથા વૈશ્યો અને શુદ્ર નામના ચોથા વર્ણની વચ્ચે સ્પષ્ટ અંતર દેખાઈ આવે છે.

પહેલી ત્રણ વર્ણો (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય) ધર્મ અને સંસ્કાર સંપન્ન વર્ગ હતા. અને શુદ્રને તે સમયે બિન-ધર્મ અને સંસ્કાર સંપન્ન માનવામાં આવતો હતો. આ તફાવત એ તથ્ય પર આધારિત છે કે, પહેલી ત્રણ વર્ણોને યજ્ઞોપવિત ધારણ કરવાનો અને વેદોનું અધ્યયન કરવાનો હક્ક હતો. શુદ્ર ન તો યજ્ઞોપવિત ધારણ કરી શકતો કે ન તો વેદોનું અધ્યયન કરી શકતો હતો. અને એટલે જ એને બિન-ધર્મ અને સંસ્કાર સંપન્ન માનવામાં આવતો હતો. તફાવત અને અલગતાની આ સ્થિતિ આજે પણ વિદ્યમાન છે. અને આજના વર્ગ વિભાજનનો આધાર પણ તે જ છે, જે એવી જાતિઓ કે જે શુદ્રોના બહુ મોટા વર્ગમાંથી પેદા થયેલી છે. તે અને બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યના ત્રણ વર્ગોમાંથી પેદા થયેલી જાતિઓને અલગ પાડે છે. વર્ગ-વિભાજનની આ રેખા જ ઊંચી જાતિ અને નીચી જાતિ જેવા શબ્દો દ્વારા વ્યક્ત થાય છે, અને ઊંચી-જાતિ અને નીચા વર્ગ જાતિનું આરોપણ કરે છે.

વર્ગ વિભાજનની આ રેખા પછી આ પિરામીડમાંથી વિભાજનની એક બીજી રેખા પણ પસાર થાય છે. આ રેખા નિમ્ન જાતિઓની બરાબર નીચે હોય છે. આ રેખા ચારે વર્ગોમાંથી ઉત્પન્ન જાતિઓની નીચે અને નિમ્નજાતિ - જેને હું માત્ર 'શેષ' કહીશ એની ઉપરથી પસાર થાય છે. વર્ગ વિભાજનની આ રેખા પુન: વાસ્તવિક છે અને સારી રીતે પરિભાષિત થયેલી અને વિશિષ્ટતા ધરાવનારી છે જે ચાર્તુવર્ણ પ્રણાલીનો મૌલિક સિદ્ધાંત છે. જેમ આગળ બતાવ્યું છે કે ચાતુવર્ણની પદ્ધતિ ચારે વર્ણોની વચ્ચે ભેદભાવ સ્થાપિત કરતી હતી જેમાં ત્રણ વર્ણોને ચોથી વર્ણની ઉપર માનવામાં આવતી હતી. પણ આનાથી ચાતુવર્ણની અંતર્ગત આવનારી તથા ચાતુવર્ણની બહાર આવનારી જાતિઓ વચ્ચે પણ એટલું જ સ્પષ્ટ અંતર કરવામાં આવ્યું છે. જે ચાતુવર્ણની અંદર આવેલા હતા, ઉચ્ચ કે નીચ, બ્રાહ્મણ કે શુદ્ર, એમને સવર્ણ કહેવામાં આવતા હતા અર્થાત્ એવા લોકો જેમની ઉપર વર્ણની છાપ લાગેલી હતી. જે લોકો ચાતુવર્ણની બહાર હતા તેમને અવર્ણ કહેવામાં આવતા હતા. અર્થાત્ એમના ઉપર વર્ણની કોઈ છાપ નહોતી.

આ ચારે ય વર્ણોથી પેદા થયેલી તમામ જાતિઓ 'સવર્ણ હિંદુ' કહેવામાં આવે છે. જેને અંગ્રેજીમાં કાસ્ટ હિંદુ (હિંદુજાતિ) કહેવામાં આવે છે. 'શેષ'ને અવર્ણ કહેવામાં આવે છે. જેના અંગેની વાત અત્યારે આપણે કરી રહ્યા છીએ અને જેને યુરોપીયનો 'નોન કાસ્ટ હિંદુ' (બિન – હિંદુ જાતિ)ના નામથી ઓળખે છે અર્થાત્ એવા લોકો જે આ ચાર મૂળજાતિઓ અથવા વર્ણોની પરિધિથી

બહારના લોકો છે.

જાતિ પ્રણાલિ અંગે જે કંઈ લખવામાં આવ્યું છે એમાં મહદ્અંશે સવર્ણોની જાતિ પરંપરા કે પદ્ધતિ અંગેનો જ ઉલ્લેખ થયેલો છે. અવર્ણ હિંદુઓ અંગે તો કોઈ વિશેષ જાણકારી છે નહીં. જે કંઈ છે તે ઘણી અપર્યાપ્ત છે.

આ અવર્ણ હિંદુઓ કોણ છે ? હિંદુ સમાજમાં એમની સ્થિતિ કેવી છે ? સવર્ણ હિંદુઓ સાથે એમને કેવો સંબંધ છે ? આ એવો પ્રશ્નો છે જેના તરફ આજ દિન સુધી કોઈ પણ પ્રકારનું ધ્યાન આપવામાં આવ્યું નથી. મને લાગે છે કે, આ પ્રશ્નો અંગે વિચાર કર્યા વિના કોઈ પણ વ્યક્તિ હિંદુ સમાજની સંરચનાની સાચી તસ્વીરનું ચિત્રણ કરી શકે નહી, કારણ કે આ સંરચના હિંદુઓએ નિર્માણ કરેલી છે. સવર્ણ હિંદુઓ અને અવર્ણ હિંદુઓ વચ્ચેના વર્ગવિભાજન ને જો છોડી દેવામાં આવે તો ડાકણો, વૈતાળો અને પિશાચોને છોડી દઈને ગ્રીમની મનોરંજક પરીકથાઓ કહેવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે એવું ગણાશે.

અવર્ણ હિંદુઓમાં ત્રણનો સમાવેશ છે.

અપૂર્ણ



# વિભાગ-૩
# પુસ્તકોની યોજના

વૉટ બ્રાહિન્સ હૈવ ડન ટુ હિન્દુઝ ?
(બ્રાહ્મણોએ હિંદુઓને માટે શું કર્યું છે ?)
શીર્ષક પુસ્તક મુદ્રિત રૂપમાં છે
જ્યારે અન્ય તમામ યોજનાઓ ટાઈપ કરેલી છે.

સંપાદકો

# પ્રકરણ : ૧૫

## પુસ્તક યોજના

નં. ૧

**Revolution and conter Revolution in Ancient India**

(પ્રાચીન ભારતમાં ક્રાંતિ અને પ્રતિક્રાંતિ)

વિષય સૂચિ

પુસ્તક-૧ The Age of Racial Conflict
(જાતીય સંઘર્ષનો યુગ)

પુસ્તક-૨ The conflict over Inequality
(અસમાનતા પર સંઘર્ષ)

પુસ્તક-૩ How conflict lead to Revolution ?
(સંઘર્ષમાંથી ક્રાંતિનો જન્મ કેવી રીતે થાય છે) ?

પુસ્તક-૪ Result of Revolution
(ક્રાંતિનું પરિણામ)

પુસ્તક-૫ The Birth of counter Revolution
(પ્રતિક્રાંતિનો જન્મ)

પુસ્તક-૬ Results of counter Revolution
(પ્રતિક્રાંતિના પરિણામો)

પુસ્તક-૭ The Present Age is the Age of counter Revolution
(વર્તમાન યુગ - પ્રતિક્રાંતિનો યુગ)

પુસ્તક-૧

The Age of Social Conflict
(સામાજિક સંઘર્ષનો યુગ)

અધ્યાય-૧ The Indo-Iranians
(ભારતીય ઈરાનીઓ)

અધ્યાય-૨ The Aryans v/s. Nagas
(આર્યો વિરુદ્ધ નાગજાતિ)

અધ્યાય-૩ The Aryans v/s. Brahamins
(આર્યો વિરુદ્ધ બ્રાહ્મણો)

અધ્યાય-૪ The Attempt to Reconciliation
(મનમેળ માટેના પ્રયાસો)

પુસ્તક-૨

**The Rise of Inequality**

(અસમાનતાનો ઉદ્‌ભવ)

અધ્યાય-૧ The Rise of Brahmandom
(૧) બ્રાહ્મણવાદનો ઉદય

અધ્યાય-૨ Infallibility of the Vedas
(વેદોનું અમોઘત્વ)

અધ્યાય-૩ Graded Inequality : The Essence of Chaturvarna
(ચાર્તુવર્ણનો સાર : શ્રેણીકૃત અસમાનતા)

અધ્યાય-૪ The shudras under graded Inequality
(શ્રેણીકૃત અસમાનતામાં શૂદ્રો)

પુસ્તક-૩

**ભાગ-I** The Revolution and Its Principles
(ક્રાંતિ તથા એના સિદ્ધાંતો)

અધ્યાય-૧ The Rise of Buddhism as a Revolutionary force
(ક્રાંતિકારી શક્તિના રૂપમાં બૌદ્ધધર્મનો ઉદય)

અધ્યાય-૨ Eqaulity as the Principles of Revolution
(ક્રાંતિના સિદ્ધાંતના રૂપમાં સમાનતા)

અધ્યાય-૩ Reason and not Fiath
(વિશ્વાસ નહીં, તર્ક)

અધ્યાય-૪ Freedom of thought
(વૈચારિક સ્વાતંત્ર્ય)

**ભાગ-II** Effects of Revolution on society
(સમાજ પર ક્રાંતિનો પ્રભાવ)

અધ્યાય-૧ Social effects of Revolution
(ક્રાંતિનો સામાજિક પ્રભાવ)

અધ્યાય-૨ Political effects of the Revolution
(ક્રાંતિનો રાજનૈતિક પ્રભાવ)

અધ્યાય-૩ Elevation of Woman
(નારી ઉત્થાન)

**ભાગ-III** Political effects of the Revolution
(ક્રાંતિનો રાજનૈતિક પ્રભાવ)

પુસ્તક-૪

ભાગ-I Causes of counter Revolution
(પ્રતિક્રાંતિનાં કારણો)

અધ્યાય-૧ Regicide or Birth of Counter Revolution
(રાજહત્યા અથવા પ્રતિક્રાંતિનો જન્મ)

અધ્યાય-૨ Manu Smriti or Gospel of Counter Revolution
(મનુસ્મૃતિ અથવા પ્રતિક્રાંતિનો સિદ્ધાંત)

ભાગ-II The Social effect of counter Revolution
(પ્રતિક્રાંતિનો સામાજિક પ્રભાવ)

અધ્યાય-૧ The Deification of the Brahamin
(બ્રાહ્મણની દેવતાના રૂપમાં પ્રતિષ્ઠા)

અધ્યાય-૨ The Installation of the Brahmins as Rulers
(બ્રાહ્મણની શાસકના રૂપમાં પ્રતિષ્ઠા)

અધ્યાય-૩ The Suppression of shudras
(શૂદ્રોનું દમન)

અધ્યાય-૪ The Degradation of Woman
(નારીની પતનાવસ્થા)

ભાગ-III The struggle between Revolution and counter - Revolution
(ક્રાંતિ અને પ્રતિક્રાંતિ વચ્ચે સંઘર્ષ)

અધ્યાય-૧

અધ્યાય-૨

અધ્યાય-૩

અધ્યાય-૪

ભાગ-IV Social effect of Revolution
(ક્રાંતિનો સામાજિક પ્રભાવ)

અધ્યાય-૧

અધ્યાય-૨

અધ્યાય-૩

અધ્યાય-૪

ભાગ-V The Triumph of counter Revolution
(પ્રતિક્રાંતિનો વિજય)

અધ્યાય-૧

અધ્યયા-૨

અધ્યાય-૩

અધ્યાય-૪

ભાગ-VI The Present Age is the Age of counter Revolution
(વર્તમાન યુગ - પ્રતિક્રાંતિનો યુગ)

અધ્યાય-૧

અધ્યાય-૨

અધ્યાય-૩

અધ્યાય-૪

ભાગ-VII Constitution of counter Revolution
(પ્રતિ ક્રાંતિની રચના)

અધ્યાય-૧

અધ્યાય-૨

અધ્યાય-૩

અધ્યાય-૪

નંબર-૨

What the Brahmins have done to the Hindus
(બ્રાહ્મણોએ હિંદુઓને માટે શું કર્યું ?)

ભાગ-I The Making of the Hindu Society
(હિંદુ સમાજનું નિર્માણ)

અધ્યાય-૧ The growth of Hindu Religion
(હિંદુ ધર્મનો વિકાસ)

અધ્યાય-૨ Hindusim and Its symbols
(હિંદુ ધર્મ અને એનાં પ્રતિકો)

અધ્યાય-૩ The Rock on which it is Built
(એવા ખડકો જેના પર એનું નિર્માણ થયું)

ભાગ-II The Riddle of Hinduism
(હિંદુ ધર્મના કોયડા)

અધ્યાય-૪ The Supremacy of the Brahmin
(બ્રાહ્મણોની સર્વશ્રેષ્ઠતા)

અધ્યાય-૫ The fall of the shudras
(શૂદ્રોનું પતન)

અધ્યાય-૬ The degradation of woman
(નારીની પતનાવસ્થા)

અધ્યાય-૭ Beef eating v/s. Vegetarianism
(ગૌમાંસ ભક્ષણ વિરુદ્ધ શાકાહારી ભોજન)

અધ્યાય-૮ Vedas v/s. Vedanta
(વેદની વિરુદ્ધમાં વેદાંત)

અધ્યાય-૯ Rise of Shiva and Vishnu
(શિવ અને વિષ્ણુનો ઉદય)

અધ્યાય-૧૦ Worship of Rama and Krishna
(રામ અને કૃષ્ણની ઉપાસના)

અધ્યાય-૧૧ Bhagvat Gita - Peace for war
(ભગવદ્ગીતા - યુદ્ધને માટે શાંતિ)

ભાગ-III The Holy Brahmin Empire
(પાવન બ્રાહ્મણ સામ્રાજ્ય)

અધ્યાય-૧૨ The Brahminic Revolution
(બ્રાહ્મણવાદી ક્રાંતિ)

અધ્યાય-૧૩ The Causes of Revolution
(ક્રાંતિનાં કારણો)

અધ્યાય-૧૪ Manu - The Philosopher of the Revolution
(મનુ - ક્રાંતિના દાર્શનિક)

અધ્યાય-૧૫ The Political and Social philosophy of the Brahamanic Revolution
(બ્રાહ્મણવાદી ક્રાંતિનું સામાજિક અને રાજનૈતિક તત્ત્વજ્ઞાન)

અધ્યાય-૧૬ Brahmanic Rule in Action
(બ્રાહ્મણી શાસનનું સ્વરૂપ)

ભાગ-IV Hinduism and the legacy of Brahmanism
(હિંદુવાદ તેમજ બ્રાહ્મણવાદનું યોગદાન)

| | |
|---|---|
| અધ્યાય-૧૭ | The Disease of Graded Inequality<br>(ક્રમિક અસમાનતાનો રોગ) |
| અધ્યાય-૧૮ | The Debasement of Man<br>(માનવીના ચરિત્રનું પતન) |
| અધ્યાય-૧૯ | The Degradation of Religion<br>(ધર્મની પતનાવસ્થા) |
| અધ્યાય-૨૦ | The Darkening of the Mind<br>(બુદ્ધિ પર પડદો) |
| અધ્યાય-૨૧ | The Deadening of Conscience<br>(વિવેક હિનતા) |
| અધ્યાય-૨૨ | The Depreciation of life<br>(જીવનનો હ્રાસ) |
| અધ્યાય-૨૩ | The Death knell of Democracy<br>(લોકતંત્ર માટે મૃત્યુનું દ્વાર) |
| ભાગ-V | Brahmanism and the Modern India<br>(બ્રાહ્મણવાદ અને આધુનિક ભારત) |
| અધ્યાય-૨૪ | Brahmins and the Administration<br>(બ્રાહ્મણો તથા પ્રશાસન) |
| અધ્યાય-૨૫ | Brahmins and the Politics<br>(બ્રાહ્મણો તથા રાજનીતિ) |
| અધ્યાય-૨૬ | Brahmins and Labour<br>(બ્રાહ્મણો તથા શ્રમિક) |
| ભાગ-VI | Brahmins v/s. Hindus<br>(બ્રાહ્મણો વિરુદ્ધ હિંદુઓ) |
| અધ્યાય-૨૭ | What Ails the Hidus<br>(હિંદુઓનો રોગ) |
| અધ્યાય-૨૮ | The British and the Brahmins<br>(બ્રિટીશરો અને બ્રાહ્મણો) |
| અધ્યાય-૨૯ | The Remedy for the Disease<br>(રોગનો ઈલાજ) |

**નોંધ :-** પુસ્તકની આ યોજના છપાયેલી સ્થિતિમાં પ્રાપ્ત થઈ છે જ્યારે બાકીની યોજના (Scheme)ટાઈપ કરેલા કાગળોમાં મળી આવી છે.

નંબર-૩ Can I be Hindu ?
(શું હું હિંદુ બની શકું ?)

Symbols of Hindusim

(૧) Symbols represent the soul of things
(એક વસ્તુના આત્માનું પ્રતિનિધિત્વનું કરતું પ્રતીક)

(૨) Symbols of christianity
(ખ્રિસ્તી ધર્મનાં પ્રતીકો)

(૩) Symbols of Islam
(ઈસ્લામનાં પ્રતીકો)

(૪) Symbols of Jainism
(જૈન ધર્મનાં પ્રતીકો)

(૫) Symbol of Buddhism
(બૌદ્ધધર્મનાં પ્રતીકો)

(૬) What is Hinduism ?
(હિંદુત્વ શું છે ?)
Undefinable something
(કંઈક અવ્યાખ્યાયિત બાબત)

(૭) What are the Symbols of Hinduism.
(હિન્દુત્વનાં પ્રતીકો કયા છે ?)

three ત્રણ વસ્તુઓ
(૧) Caste (જાતિ)
(૨) Cult (મત)
(૧) Ram (રામ)
(૨) Krishan (કૃષ્ણ)
(૩) Shiva (શિવ)
(૪) Vishnu (વિષ્ણુ)
(૩) Service of Superman
મહામાનવની સેવા

નંબર-૪ India and Communism
(ભારત અને સામ્યવાદ)

નંબર-૫

`Essays On the Bhagvat Gita
(ભગવદ્ગીતા પર નિબંધ)

Table of Contents

Essays I. What made Arjun agree to fight ?
(નિબંધ ૧. અર્જુન યુદ્ધ કરવા કઈ રીતે તૈયાર થયો ?)

(૧) Was it because krishna met his objections ?
(કૃષ્ણે એની શંકાઓનું સમાધાન કર્યું તેથી અથવા તો)

(૨) Because of the command of krishna ?
કૃષ્ણના પ્રભુત્વને કારણે ?

Essay-II What does the Bhagvat Gita Teach ?
(નિબંધ-૨ ભગવદ્‌ગીતા કેવું શિક્ષણ આપે છે ?)

(૧) Does it teach Sankhya Yoga ?
(શું તે સાંખ્ય યોગનું શિક્ષણ આપે છે ?)

(૨) Does it teach Dnyan Yoga ?
(શું તે ધ્યાન યોગનું શિક્ષણ આપે છે ?)

(૩) "Does it teach Karma Yoga ?
(શું તે કર્મયોગ શિક્ષણ આપે છે)

(૪) Does it teach Bhaktiyoga ?
(શું તે ભક્તિયોગનું શિક્ષણ આપે છે ?)

(૫) Conclusion
(નિષ્કર્ષ)

Essay-III Was Gita a part of the original Mahabharat
(નિબંધ-૩ શું ગીતા મૂળ મહાભારતનો એક ભાગ છે ?)

(૧) Gita and the Udyog Parva
(ગીતા અને ઉદ્યોગપર્વ)"

(૨) The first mention of Gita in the stream
(સંસ્કૃત સાહિત્યમાં ગીતાનો પ્રથમવાર ઉલ્લેખ)

(૩) When was Bhagvat Gita written ?
(ભગવદ્‌ગીતાનું લખાણ ક્યારે કરવામાં આવ્યું ?)

Essay-IV Why was the Bhagvat Gita written ?
(નિબંધ-૪ ભગવદ્‌ગીતાને લખવાની જરૂર શા માટે પડી ?)

(૧) Was the necessity Social ?
(શું આવશ્યકતા સામાજિક હતી ?)

(૨) Was the necessity Religious ?
(શું આવશ્યકતા ધાર્મિક હતી ?)

Essay-V Gita and Buddhism
(નિબંધ-૫ ગીતા અને બુદ્ધ ધર્મ)

## ડૉ. બી. આર. આંબેડકરના હસ્તાક્ષરો

67

Can I be a Hindu
by
B R Ambedkar

68

Symbols of Hinduism

1. Symbols represent the Soul of a thing
2. of Christianity
3. Symbols of Islam
4. Symbols of Jainism
5. Symbols of Buddhism
6. What is Symbol of Hinduism
   undefinable something
7. What are the Symbols of Hinduism

   Three
   (1) Caste
   (2) Cults

   (1) Rama
   (2) Krishna
   (3) Shiva
   (4) Vishnu

(3) Science of Superman

Specimen of Dr. Babasaheb Ambedkar's handwriting in pencil from the pages entitled 'Can I be a Hindu' and 'Symbols of Hinduism'.

ડૉ. બી. આર. આંબેડકરના હસ્તાક્ષરો

by
B R Ambedkar

Virat Parva

1. The Spies sent by Kauravas to search for the existence of the Pandavas return to Duryodhan and tell him that they are unable to discover them. They ask his permission as to what to do. — M.h. Virat-Parva. Adhya 25.

2. Duryodhan asks for advice from his advisors. Karna said send other spies. Dushasan said they might have gone beyond the sea. But search for them. — Ibid — Adhya 26.

3. Drona said the Pandavas are not likely to be defeated or destroyed. They may be living as Tapasis. Therefore send Siddhas and Brahmins as spies — Ibid Adya 27.

4. Bhishma supports Drona — Ibid Adhya 28

5. Kripacharya supported Bhishma and added — Pandavas are great enemies. But wise man does not neglect even small enemies while they are in अज्ञातवास you should go on collecting armies from now. — Ibid Adhya -29

6. Then Susharma King of Trigarth raised quite a different subject. He said that Kichaka who was the

Facsimile of a page from the notes on Virat Parva in Dr. Babasaheb Ambedkar's handwriting and the title page of his intended scheme on Bhagvat Gita.

**બી. આર. આંબેડકર**

એમ.એ., પી.એચ.ડી., ડી.એલ.સી., એલ.એલ.ડી., ડી.લીટ.,
બેરીસ્ટર એટ લૉ સદસ્ય કાઉન્સીલ ઑફ સ્ટેટ્સ

૨૬, અલીપુર રોડ,
સિવિલ લાઈન્સ, દિલ્હી,
તા. ૧૨ જૂન ૧૯૫૬

પ્રિય રેગે,

મેં મહાભારતનું મરાઠી સંસ્કરણ પરત મોકલી આપ્યું છે, મને એવું લાગે છે કે, તમારી નકલોની સાથે મારું પુસ્તક પણ આવી ગયું છે. મહેરબાની કરીને આદિપર્વનો મરાઠી અનુવાદ રજીસ્ટર્ડ પોસ્ટ દ્વારા મોકલવાનું કષ્ટ ઉઠાવશો. ક્રાંતિ અને પ્રતિક્રાંતિ પર મારું કામ અટકી પડ્યું છે. મહે. કરીને આ કામને ખૂબ જ મહત્ત્વનું કામ ગણશો.

આપનો સ્નેહાધીન

B R Ambedkar

(બી. આર. આંબેડકર)

શ્રી એસ. રેગે,
ગ્રંથપાલ, સિદ્ધાર્થ કોલેજ, મુંબઈ.

# BIBLIOGRAPHY

## ગ્રંથ સૂચિ

*અહીં જે પુસ્તકો અને સામાયિકોની યાદી આપવામાં આવી છે એમાં લેખક ડૉ. બી. આર. આંબેડકરે ઉલ્લેખિત કરેલાં પુસ્તકો અને પ્રકાશનો સામેલ કરવામાં આવ્યાં છે. આ વિષયને અનુરૂપ વિસ્તૃત સૂચિ મુંબઈ યુનિવર્સિટીના ગ્રંથાલયમાંથી મેળવેલ છે. આમ છતાં કેટલાક પુસ્તકો અંગેની વિગતો આ ગ્રંથ પ્રકાશન અને વિમોચન પહેલાં પ્રાપ્ત થઈ શકી નહોતી.*

*ગ્રંથ સૂચિ અંગ્રેજી પુસ્તક પ્રમાણે જ આપવામાં આવી છે.*

**સંપાદક મંડળ**

Adams, D. S. : *Theology* (Hasting Encyclopaedia of Religion and Ethics, Vol. XII).

Adelphi : *The Nemesis of Ineffective Religion* (1941).

Altekar, Anant Sadashiv : *Sources of Hindu Dharma in its Socio–religious aspect* (Pub. Sholapur Institute of Public Administration). Name of the article: *The Position of Smritis as a Source of Dharma*–Kane Memorial Volume.

Ambedkar, Dr. B. R. : *Annihilation of Castes* (New Book Co., Bombay 1936).

– *Castes in India. Indian* Antiquary, Vol. XLVI, 1917, pp. 81–95).

– *Who were the Shudras ?* (Thacker & Co., Rampart Row, Bombay 1, 1st Ed., 1946).

First two of these books are included in Vol. 1 of the present English series. Third one will be out in due course.

Baines, Sir J. A. : *Cenus of India Report* (1881).

Boudhayana : *GRihya Sutras.*

Beard : *Freedom in Political Thought* (in 'Freedom–Its Meaning', Ed. by Ruth Nanda Kishan).

Belvalkar, Shripad Krishna : *Vedant Philosophy* (Basu–Malik Lectures–University of Calcutta); (Poona, 1929, 1st part).

Bergson : *Two Sources of Morality.*

Bhandrakar, Sir Ramkrishna Gopal : *Vaishnavism, Saivism and Minor Religious Systems* (Encyclopaedia of Indo–Aryan Research) (Stransburg, Karl J. Trubner 1913).

Bhattacharya, Jogendra Nath : *Hindu Costes and Sects* (Calcutta, Thacker Spink & Co., 1896).

Bloomfield Maurice : *The Religion of the Veda : The Ancient Religion of India* (New York. G. P. Putnam's Sons, 1908).

Blunt, E. A. H. : *The Caste System of Northern India : With Special reference to the United Provinces of Agra and Oudh* (London, Humphrey Nilford 1931).

Burnouf : *L'Introduction a L'Historie on Budhhsime Indien*).

Bohtlingk : *Introduction to Bhagvat Gita* (Indian Antiquary, 1908. Supplement).

Boudhayana : *Grihya Sutras*.

Budhiraja, S. D. : *Bhagvat Gita*.

Crawley : *Tree of Life*.

Crawley & Tufts : *Evolution and Ethics*.

Daftari, Keshao Laxman : *Dharmarahasya*.

Date, Yashwant Ramkrishna : *Swadhyaya*, Magazine (1st Year, Double Number).

Dewey, John : *Democracy and Education* (New York, Macmillan, 1916).

Donald, A. Mackenzie : *Buddhism in Pre–Christian Britain* (London, Blackie & Son, 1928).

Eggeling, Julius : *Satpatha Brahmana* – Part I to V (London Sacred Books of th East Series, Oxford 1885).

Encyclopaedia Britannica : 11th Ed., Vol. XXVI.

Fausboll, V. : *Indian Mythology*.

Gait, Sir Edward : *Census of India Report* (1911).

Garbe, Richards : *Introduction to the Bhagvadgita,* Tr. by D. Mackichen, (Bombay, University of Bombay, 1918).

Hamilton : *A New Account of the East Indies* (1744).

Hazara : *Chronology of Puranas*.

Hopkins, E. Washburn : *The Great Epic of India* (New York, Charles Scribner's Son, 1901).

– *History of the Religion* (New York, the Macmillan Co., 1916).

– *The Religions of India*.

– *History of the Ruling Races.*

Huxley, Tomas H. : *Evolution and Ethics* (London, Macmillan and Co. 1903).

Ibbetson Denizl, *Punjab Census Report* 1881 (Lahore, Govt. of Punjab 1881).

– *Punjab Castes* (Lahore, Govt. of Punjab 1916).

Innes, C. A. : *Gazetter of Malabar and Anjengo District* (Vol I).

Jacks : *Morals and Religion* (Hibbert Journal Vol. XIX).

Jacobi : *The dates of the Philosophical Sutras of the Brahamanas* (The Journal of the American Oriental Society, Vol. XXXI, 1911).

Jaiswal : *Manu and Yajnavalkya.*

– *Hindu Polity.*

Kale,. Tryambak Gurunath : *Purana Nirikshana* (Marathi) (Panvel).

Kane, Pandurang Vaman : *A brief Sketch of the Purva Mimansa System* (Bombay 1924).

– *History of Dharma Shastra.*

Kern H. : *Manual of Indian Buddhism* (Stransburg 1896).

Kosambi, Dharmanad : *Hindi Sanskriti and Ahimsa* (Marathi) (Bombay, Author, 1935).

Laski, Harold J. : *Liberty in the Modern State* (London, George Allen and Unwin Ltd. 1930).

Laws, A. C. : *Natural Theology.*

Lyall Sir Alfred : *Asiatic Studies – Religion and Society* (London, John Murray, 1907).

Maine, Henry James : *Ancient Law* (London, J. M. Dent and Sons, 1861).

Maritain Jacques : *The Conquest of Freedom in* 'Freedom–its Meaning' by Ruth Nanda Kishan).

Max Muller : *Science and Religion* (Royal Institution, 1870) (London Longmans Green and Co., 1882).

–Lecture on the *Growth of Religion*, Hibber Lectures 1878 (London, 1878);

–*Mahaparinibbana Sutta*;

–*Ancient Sanskrit Literature*, 1860.

Medhatithi : *Commentary on Manu*, Edited by Vishwanath Narayan Mandlik (Bombay 1886).

Mill, J. S. : *Utilitarianism and Liberty*, Representative Govt. (London 1954).

Modern Review (July 1912).

Moore, Edward : *Hindu Pantheon* (London, 1st Ed. by W. O. Simpson, 1810);

– *Hindu Infanticide* (London 1911).

Muir : *White Yajurveda* (Original Sanskrit Texts, London, Trubner & Co., 57 59 Ludgate Hill, 1873 2snd Ed.).

Nicolas, M.P. : *From Nietzsche down to Hitler* (London, William Hodge & Co., 1938).

Nietzsche, F. W. : *Anti Christ, Tr. from the German by H. L. Mencker* (Torrance, The Noontide Press, 1880).

*THUS Spake Zarathustra* Translated by Thomas Common (New York, Macmillan Co. 1905).

Partigar : *Ancient Indian Historical Tradition.*

Plowman Max : *The Nemesis of Ineffectual Religion* (Adelphi 1941).

Pratt : *Buddhism.*

Pradnaneshwar Yati : *Chaturvarnya*;

–*Upanayan.* Pringle Pattison : *Philosophy of Religion.*

*Studies in Philosophy of Religion* (Oxford, Munro's Encyclopaedia of Education, 1930).

Radhakrishnan, Sarvapalli : *Indian Philosophy*, Vol. I and II (New York, Macmillan, 1923).

Rajwade, V. K. : *Article on Bhagvat Gita* (Bhandarkar Memorial Volume).

Rhys, Davids T. W. : *Buddhism, Society for promoting Christain Knowledge* (London, Northumberland Avenue W. C. 1886).

Ryakan Kimura : *A Historical Study of the Terms – Hinayana and Mahayana, and the Origin of Mahayana Buddhism* (Calcutta University 1927).

Sarkar, B. K. : *The Positive Background of Hindu Sociology.*

Satavalekar, M. D. : *Purushartha*, Vol. XIII.

Seal, Brajendranath : *The Positive Sciences of the Ancient Hindus.*

Sen, Surendra Nath : Early Career of Kanhoji Angria and other papers.

Sham Shastri : Memorial Volumes.

– *Kautilya's Arthashastra.*

Shankaracharya : *Opposition to Krishnasim.*

Shastri, Harprasad : *Memorial Volume* (Ed. Narendra Nath Law,

– *Buddhistic Studies, Ed. B. C. Law.*

Smith Robertson : *The Religion of the Semites* (1927).

Smith, Vincent A : *Early History of India* (Oxford, 1924).

Stefens : *Commentary on the Law of England* (15th Ed. Vol. IV).

Taylor A. E. : *The Faith of a Moralist* Gifford Lectures, 1926–27 (London 1930).

Telang K. T. : *Bhagvat Gita* (Ed. F Max Muller, Oxford, 1882).

Tilak, B. G. : *Gita Rahasya* (English Translation).

Travels of (1) Alberuni, (2) Duarte Barbosa, (3) Megasthenes.

Utgikar, N.B. : *Garbe's Introduction to the Bhagvat Gita* (Tr. from the German, Bombay 1918).

Vaidya, C. V. : History of Medieval Hindu India, in 3 vols. (Poona, 1921).

– *Riddle of the Ramayana* : Bombay, Radhabai Atamaram Sagoon, 1906).

Varthema, Ludovico Di : *Travels of* (Hakyt Society).

Vireshwaranads Swami : *Brahma Sutras* (Advaita Ashram, 1936).

Weber. Albrecht : *History of Indian Literature*, Tr. by John Mann and Theodor Zacharae (London Kegan Paul, Trubner and Co. Ltd., 1878, 1892).

William Jackson, A. V. : *History of India* Vol. II (London 1906).

Wilson : *Essays on Sanskrit Literature*, Vol. III.

Winternitz : *History of Indian Literature* (English Translation).

**Other Books** : Aitareya Brahmana, Nirukta, Narad Smriti, Mahabharata, Ramayana, Bhagvat Gita, Harivamsha, Yajnavalkya Smriti, Mitakshara.



# શબ્દ સૂચિ




50



બધાજ મનુષ્યો એક જ માટીમાંથી બન્યા છે.
તેથી સૌને અધિકાર છે કે તેઓ પોતાની
સાથે સારા વ્યવહારની અપેક્ષા રાખે.

ડૉ. બાબાસાહેબ આંબેડકર